આમુખ — એન. યાકશિન
અનુવાદ — શ્રુતિ મહેતા
સજાવટ — સેર્ગેય સેમ્યોનોવ

АНТОЛОГИЯ СОВЕТСКОГО РАССКАЗА
*на языке гуджарати*

Anthology of Soviet Short Stories
*In Gujarati*



સોવિયેત સંઘમાં મુદ્રિત

A $\frac{4702010200-629}{031(01)-89}$ 158—90

ISBN 5-05-002086-7

# અનુક્રમણિકા

# આમુખ

મહાન ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ આખી માનવજાતના આધ્યાત્મિક વિકાસમાં ભારે ઊથલપાથલનાં આરંભનો કાળ બની ગઈ. લેનિનના શબ્દોમાં તેનું મુખ્ય મહત્ત્વ એ હતું કે તે કામદાર લોકોને માત્ર નવા જીવનના સ્વતંત્ર સર્જનના રસ્તા તરફ જ આગળ વધારે છે, નવું જીવન જટિલ અને કેટલીક વખત નાટકીય અધ્યયનમાંથી પસાર થયું હતું. પ્રસંગોની ખૂબીભરી સમજૂતી તરફ પ્રચંડ ફાળો યુવા સોવિયેત સાહિત્ય દ્વારા કરવામાં આવ્યો.

ગૌણ ગદ્યલેખન રચનાઓમાં પ્રસંગોની આખી જટિલતાને ગ્રહણ કરવાના અને તેમાં ભાગ લઈ રહેલાં લોકોની લાક્ષણિકતાઓ નોંધવાના સૌથી પહેલા પ્રયત્નો કરવામાં આવ્યા હતા, તે ન માત્ર જેમણે ક્રાંતિ પહેલાંનાં વર્ષોમાં લખવાનું શરૂ કર્યું હતું તેમના દ્વારા કરવામાં આવ્યું હતું (આલેક્સાન્દર સેરાફીમોવિચ, આલેક્સેઈ તોલ્સ્તોય, બોરીસ પીલ્ન્યાક), પણ નવા લેખકો કે જેમણે પોતે ક્રાંતિકારી પ્રસંગોમાં હાલમાં જ ભાગ લેવાનું શરૂ કર્યું હતું, તેમના દ્વારા પણ કરવામાં આવ્યું હતું. તેઓ સાહિત્યમાં તેમના પોતાના અનુભવ લાવ્યા, આવેશપૂર્ણ લડાઈમાં જીત્યા. (અલેક્સાન્દર ફાદેયેવ, વ્સેવોલોદ ઈવાનોવ, ઈસાઆક બાબેલ, અલેક્સાન્દર માલીશ્કિન અને બીજાં).

૨૦મા દાયકામાં લખાયેલી ટૂંકી વાર્તાઓ બંધારણ અને સામાન્ય અર્થ બંનેમાં નોંધપાત્ર રીતે વિવિધતાભરી હતી. શક્તિશાળી ભૂમિકા ઉપર લખાયેલી વાર્તાની સાથે સાથે મહાકાવ્ય શૈલીમાં લખાયેલી બીજી વાર્તાઓ પણ હતી; આશાવાદના જોમથી ભરપૂર રચનાઓની સાચી રીતે કરુણ વાર્તાઓ પ્રકાશનમાં આવી. સાથે સાથે પ્રાચીન વિશ્વના ભાંગી પડવાને કારણે પરિણમેલા હિંસક સંઘર્ષો વડે ભરપૂર જીવન પોતે એવી વિરોધાભાસી હકીકતો પૂરી પાડતું હતું કે તે એક પરિમાણવાળી લેખનશૈલીઓમાં વર્ણવી

શકાય તેમ નહોતું. ગમે તેમ હોવા છતાં પણ મહત્ત્વની વાત એ હતી કે પ્રસંગો અને પાત્રોના વર્ણન તરફના પોતાના વલણમાં લેખકો નવા જીવનના વિજયમાં ઊંડા વિશ્વાસ દ્વારા એક થયેલા હતા.

યુવા સોવિયેત લેખકો જીવન તરફનાં પોતાનાં વલણોની અભિવ્યક્તિ કરવા માટે સતત રીતે નવાં સ્વરૂપોની શોધમાં રહેતા હતા. આના કારણે ટૂંકી વાર્તામાં નવાં સ્વરૂપો અસ્તિત્વમાં આવ્યાં. તેમાં બાબેલની રંગબિરંગી પણ થોડીક કટાક્ષમાં કહેવાયેલી ટૂંકી વાર્તાઓ, અલેક્સાન્દર ગ્રીનની સ્વૈર રચનાઓ, મિખાઈલ પ્રીશિવનના માનવ અને પ્રકૃતિના જીવન ઉપર કાવ્યાત્મક પ્રતિબિંબો, મિખાઈલ બુલ્ગાકોવનાં નાટકીય વૃત્તાંતો અને પાછળથી યુરી ઓલેશા અને મિખાઈલ ઝોશ્ચેન્કોની કઠોર કટાક્ષાત્મક કૃતિઓ સમાવિષ્ટ છે.

ટૂંકી વાર્તા પ્રત્યે નવીન વલણ મહાન દેશભક્તિપૂર્ણ યુદ્ધ (૧૯૪૧-૧૯૪૫) દ્વારા જરૂરી બન્યું હતું, જ્યારે બધાં જ સોવિયેત લોકો પોતાની માતૃભૂમિના સંરક્ષણમાં ઊભાં થઈ આવ્યાં હતાં. સોવિયેત લેખકોએ દેશના રક્ષકોની વચ્ચે પોતાનું સ્થાન લીધું. શોલોખોવ, સોબોલેવ, સીમોનોવ, કઝેવિનકોવ, પ્લાતોનોવ, અને બીજા ઘણા બધા લેખકો યુદ્ધ સંવાદદાતાઓ તરીકે મોરચા પર ગયા. તેઓએ ટૂંકી વાર્તાઓની સાથે સાથે મોરચા-સીમાનાં સરકારી સંદેશાઓ અને લેખો પણ લખ્યાં હતાં. યુદ્ધમાં સોવિયેત લોકોની પરાક્રમી સિદ્ધિઓ ઘણા વર્ષો સુધી સોવિયેત સાહિત્યનાં મહત્ત્વનાં વિષયોમાંથી એક બની ગઈ.

ઘણી બધી વાર્તાઓ ગદ્યલેખનનાં પારંગતો દ્વારા "ઘટનાનાં સ્થાન ઉપર જ" લખવામાં આવી. ઉદાહરણ તરીકે સીમોનોવ ('ત્રીજો મદદનીશ અમલદાર'), શોલોખોવ ('ધી સાયન્સ ઓફ હેટ્રેડ'), તીખોનોવ ('ધી મોમેન્ટ') અને આલેક્સેઈ તોલ્સ્તોય ('રશિયન ચારિત્ર્ય'); શાંતિ કાળના શરૂઆતના વર્ષો દરમિયાન યુદ્ધ વિષયો વર્ચસ્વ ધરાવનાર રહ્યા. (કઝાકેવીચ, પ્લાતોનોવ, અને પોલેવોઈની રચનાઓમાં અને પાછળથી યુવા લેખકોની રચનાઓમાં (બાકલાનોવ, બોન્દારેવ, બીકોવ અને બોગોમોલોવ).

સોવિયેત યુદ્ધ વાર્તાઓ ન માત્ર સોવિયેત લોકોની બહાદુરી વિશે કહેતી હતી જેમણે માનવતાને ભયંકર આફતથી બચાવી હતી પણ સાથે સાથે યુદ્ધમાં એક એક વ્યક્તિની કરુણ નિયતિ ઉપર (શોલોખોવની વાર્તા 'ઈન્સાનનું નસીબ'), યુદ્ધને કારણે થયેલ આઘાતજનક હાનિઓ



(પ્લાતોનોવની 'ધી રીટર્ન' અને વીક્તોર અસ્તાફયેવની 'સર્ગેઈ મિત્રોફાનોવિચ') અને લોકો ઉપર આવી યાતનાઓ લાદતી સમગ્ર રીતે યુદ્ધની અમાનવીયતા ઉપર ખાસ ભાર મૂકતી હતી.

ટૂંકી વાર્તા એવા બુદ્ધિશાળી લેખકો દ્વારા અત્યંત સમૃદ્ધ બનાવવામાં આવી હતી જેઓ પોતે મોરચા ઉપર લડ્યા હતા અને યુદ્ધને "એકદમ નજીક"થી જોયું હતું. યુદ્ધે તેમને પોતાના સમય કરતાં વહેલા પરિપક્વ કરી દીધા હતા—છેવટે તે વર્ષો દરમિયાન તે તેમની જ પેઢી હતી કે જે દેશના નસીબ અને કદાચ આખા વિશ્વના નસીબને નિર્ણિત કરી રહી હતી. બોગોમોલોવ, બીકોવ અને બાકલાનોવ જેવા લેખકોનાં નામ આગળ પડતાં બન્યાં. યુદ્ધ વિષયો એ લેખકો દ્વારા પણ આગળ વિકસાવવામાં આવ્યાં જેમનું બાળપણ અને જુવાનીનો આરંભકાળ યુદ્ધના વર્ષોની સાથે સાથે વીત્યો હતો (વસીલી બેલોવ, વસીલી શુકશીન).

તેઓ દરેકે દરેક સાહિત્યમાં ન માત્ર જીવનનાં પોતાનાં અનુભવો અને વિશ્વનાં પોતાનાં દૃષ્ટિકોણો લાવ્યા પણ એની સાથે સાથે વૃત્તાંત કથાની તેમની પોતાની વિશેષ શૈલી ઘડી કાઢવની ઇચ્છા, લેખનશૈલીની તેમની પોતાની આગવી વ્યક્તિગત પદ્ધતિ યોજી કાઢવાની ઇચ્છા પણ લાવ્યા.

સોવિયેત યુદ્ધ પછીની ટૂંકી વાર્તાના વિકાસમાં મહત્ત્વનો ફાળો આવી જ રીતે જૂની પેઢીના લેખકો દ્વારા ફાળવવામાં આવ્યો હતો. જેમાં હતા પ્લાતોનોવ, સીમોનોવ, પાઉસ્તોવ્સ્કી, લીદિન, યાશીન, અને બીજા. તેમણે આ ક્ષેત્રમાં મહત્ત્વપૂર્ણ સફળતા પ્રાપ્ત કરવાનું ચાલુ રાખ્યું.

છેલ્લાં અઢી દાયકા દરમિયાન ટૂંકી વાર્તા પ્રગતિમાં છે.

સોવિયેત વાર્તા કહેનારાઓ દ્વારા હાથમાં લખાયેલા દરેક વિષયને અહીં ગણાવવા તે જો અસંભવ નહિ તો ઓછામાં ઓછું મુશ્કેલ તો છે જ. જે કંઈ પણ તેઓએ પોતાની કૃતિઓમાં ધ્યાનમાં નથી લીધું તેમાં કોઈપણ મહત્ત્વની એક માત્ર સમસ્યા નથી. તેમણે વૈજ્ઞાનિક અને ટેકનોલોજિકલ ક્રાંતિના યુગમાં માનવ અને પ્રકૃતિ વચ્ચેના સંબંધને (અસ્તાફયેવ, યાશિન, કાઝાકોવ), યુદ્ધ કાળમાંથી પસાર થયેલ પેઢીનાં આધ્યાત્મિક અનુભવો (યૂરી નગીબિન, વ્લાદીમિર બોગોમોલોવ, ગેઓર્ગીય સેમ્યોનોવ, વીક્તોર અસ્તાફયેવ), રશિયન ગ્રામ્યવિસ્તારની નવી સમસ્યાઓ (ફયોદોર અબ્રામોવ, યેફીમ દોરોશ, વસીલી બેલોવ, વ્લાદીમિર સોલોઊખિન), બુદ્ધિજીવી વર્ગની આધ્યાત્મિક ખોજો (યૂરી ત્રિફોનોવ, યૂરી નગીબિન, ઇરીના ગ્રેકોવા), જીવનમાં પોતાનું સ્થાન નિશ્ચિત કરવા વ્યક્તિગત શાશ્વત પ્રયત્ન અને

લોકો તથા પોતાના પ્રત્યે જવાબદારીનું પોતાનું પરિમાણ (યૂરી બોન્દારેવ) ઊભાર્યાં હતાં. સોવિયેત લેખકોએ છેલ્લા યુદ્ધનાં વિષયોમાં રસ લેવાનું ચાલુ રાખ્યું છે. ન માત્ર એ કારણે કે બીજાં વિશ્વયુદ્ધે અમારી ભૂમિ ઉપર અગણિત સંકટ લાદ્યાં હતાં: ૨ કરોડ સોવિયેત લોકો માર્યાં ગયાં હતાં, સેંકડો નગરો અને શહેરો ખેદાનમેદાન થઈ ગયાં હતાં. ઉપગ્રહની નિયતિ માટે આખા વિશ્વ ઉપર લોકોના અસ્તિત્વ માટે ભયની ચેતવણી— આ એવી હકીકત છે જે અમારાં લોકોને અશાંત કરે છે. તેથી કરીને સોવિયેત લેખકો સતતપણે યુદ્ધની અમાનુષતા ઉપર ભાર મૂકે છે અને યુદ્ધનાં મહાભયોની પુનરાવૃત્તિની વિશ્વભરનાં લોકોને ચેતવણી આપવા મથે છે.

ગૌણ ગદ્યલેખન કૃતિઓમાં સમસ્યાઓના ક્ષેત્ર અને વિવિધતા વૃત્તાંત કથાનાં નવાં સ્વરૂપો માટેની શોધ તરફ દોરાઈ. દાખલા તરીકે ૬૦મા દાયકામાં કબૂલાતાત્મક ટૂંકી વાર્તા અને લઘુ નવલકથાઓ અત્યંત બહોળા પ્રમાણમાં ફેલાયેલી બની. (વાદીમ લીખોનોસોવ, અનાતોલી અલેક્સીન), વાર્તાના રૂપમાં લખાયેલ નિબંધો લેખક અને તેના વાચક વચ્ચે મુક્ત અને વિશ્વાસ વાર્તાલાપના રૂપમાં રજૂ કરવામાં આવ્યા (એફીમ દોરોશ, સેર્ગેઈ ક્રુતીલિન, અને વ્લાદીમિર સોલોઊખિન), અત્યંત ઉત્કટ ભાવનાવાળી વાર્તાઓ (યૂરી કાઝાકોવ), સ્વૈર રચનાઓ (ઇવાન યેફ્રેમોવ, અરકાદી અને બોરીસ સ્ત્રૂગાત્સ્કીઓ વગેરે વગેરે. ફયોદોર અબ્રામોવ, વસીલી બેલોવ, યેવ્ગેની નોસોવ, અને ગેઓર્ગીય સેમ્યોનોવની લેખનશૈલીમાં ગમે તેમ પણ રશિયન શ્રેષ્ઠ કોટિની ટૂંકી વાર્તાઓએ વિકસવાનું અને નવી ગૂઢતા પ્રાપ્ત કરવાનું ચાલુ રાખ્યું છે.

ટૂંકી વાર્તા માટે નવા સ્વરૂપોની શોધ આજ દિવસ સુધી પણ ચાલુ છે.

આ વાર્તાસંગ્રહમાં જુદા જુદા સમયે, જુદાં જુદાં સાહિત્યિક વલણો ધરાવનારા લેખકો દ્વારા લખાયેલી વાર્તાઓ સમાવિષ્ટ છે. તેમની રચનાઓ યુવા સોવિયેત રાજ્યના ઐતિહાસિક વિકાસમાં મુખ્ય તબક્કાઓને પ્રતિબિંબિત કરે છે. અમે આશા રાખીએ છીએ કે વાચક સોવિયેત લેખકોએ જુદા જુદા સમયે જે વિષયોમાં રસ દાખવ્યો છે તેની, તથા સોવિયેત રશિયન સાહિત્યમાં ટૂંકી વાર્તા માટે શોધાયેલાં વિકાસ અને વિવિધતાનાં સ્વરૂપોની, થોડીક છાપ મેળવી શકશે.

**એન. યાકૂશિન**





# મક્સીમ ગોર્કી

## મક્સીમ ગોર્કી
(૧૮૬૮-૧૯૩૬)

સાહિત્યમાં સમાજવાદી વાસ્તવવાદની પદ્ધતિ દાખલ કરનાર મક્સીમ ગોર્કી તેમની પહેલકદમી ઉપર રચાયેલ સોવિયેત સંઘના લેખકોના સંઘના મંડળના સૌથી પહેલા અધ્યક્ષ હતા. એકટોબરની ૧૯૧૭ની ક્રાંતિ પછી ગોર્કીએ સરકારના જન સમૂહ સાંસ્કૃતિક વિકાસ અને પ્રબોધનના કાર્યક્રમ તરફ પોતાનો સંપૂર્ણ દિલથી ટેકો આપ્યો હતો. ઉમરલાયક પેઢીના સોવિયેત લેખકોમાંથી ભાગ્યે જ એવો કોઈ લેખક છે જેણે ગોર્કીના વ્યક્તિત્વના લાભકારક પ્રભાવનો અનુભવ ન કર્યો હોય, જેને તેના શરૂઆતના અને તેની કારકિર્દીના સૌથી મુશ્કેલ તબક્કામાં, જ્યારે તેની બુદ્ધિ પ્રતિભાના પ્રકાશ વિશે અનિશ્ચિતતા કદાચ તેને બિનજરૂરી ભૂલો અને અસ્થિરતા તરફ દોરી જઈ શકતી હતી ત્યારે ગોર્કીએ શબ્દો અને કાર્યો દ્વારા મદદ નહોતી કરી.

ગોર્કી ઘણાં સામાયિકો અને પ્રકાશન ગૃહોના સ્થાપક હતા (‘વ્સેમીરનાયા લીતેરાતુરા’ પ્રકાશન ગૃહ સહિત) અને તેર સાહિત્યિક સામાયિકોનું સંપાદન કર્યું હતું.

ગોર્કી વિશ્વના સૌથી પહેલાં મજૂર લેખક હતા જેઓ વિશ્વમાં બધી જ મહાન રાજકીય ઘટનાઓથી સચેત રહેતા હતા. તેઓ ફાસીવાદ સામે વિરોધમાં અવાજ ઊંચો ઉઠાવનારાઓમાં સૌથી પહેલા હતા, જ્યારે સન ૧૯૩૨માં તેમણે પોતાનો આ માથાળા હેઠળ લેખ પ્રકાશિત કર્યો: ‘તમે કોના પક્ષે છો, સંસ્કૃતિના માલિકો?’ તે વિશ્વનાં બુદ્ધિજીવીઓને સંબોધાયેલ હતો.

સોવિયેત કાળમાં ગોર્કીએ પોતાની નવલકથા ‘અર્તામોનોવ અને સન્સ’, (૧૯૨૫), નાટકો ‘યેગોર બુલીચ્યોવ અને અધર્સ’ (૧૯૩૨); ‘દોસ્તીગાયેવ અને અધર્સ’ (૧૯૩૩), ‘વાસ્સા ઝેલેઝનોવા’ (૧૯૩૫) અને નવલકથા ‘ધી લાઈફ ઓફ કલીમ સામ્ગીન’ (૧૯૩૬) પ્રકાશિત કરી. આ કૃતિઓ ક્રાંતિ પહેલાના દાયકાઓ જ્યારે વૈચારિક અને સામાજિક સંઘર્ષ અનિવાર્યપણે આગળ આવી રહ્યો હતો ત્યારના રશિયામાં જીવનના બહોળા દૃશ્યને રજૂ કરે છે.

# વ્લા. ઈ. લેનિન

વ્લાદીમિર લેનિન હવે આપણી વચ્ચે નથી.

તેમના દુશ્મનોના શિબિરમાં પણ કેટલાંક લોકો એવાં છે જેઓ પ્રમાણિકપણે એ સ્વીકારે છે: લેનિનને ગુમાવીને દુનિયાએ એક એવી પ્રતિષ્ઠિત વ્યક્તિને ગુમાવી છે “જેમણે પોતાના સમયના કોઈપણ બીજા મહાન વ્યક્તિ કરતાં પોતાની પ્રતિભાને વધારે વિલક્ષણ રૂપે સાકાર કરી.”

...લેનિનના મૃત્યુ પછી તરત જ મેં તેમના વિષે જે કંઈ પણ લખ્યું છે તે વિષાદની સ્થિતિમાં, જલદી જલદી અને જેમ તેમ લખાયેલું છે. કોઈક વસ્તુઓ એવી હતી જેને એવા મોકા ઉપર લખવી ઉચિત નહોતી અને મને આશા છે, વાચક આ વાત સંપૂર્ણપણે સમજશે. આ વ્યક્તિ અત્યંત દૂરંદેશી અને સમજદાર હતી અને “વધારે સમજદારીમાં વધારે દુ:ખ પણ છે.”

તેઓ ઘણું આગળ આગળનું જોતા હતા, ૧૯૧૯-૧૯૨૧માં જ્યારે તેઓ લોકો વિષે વિચારતા અને બોલતા ત્યારે ઘણીવાર બિલકુલ ચોક્કસપણે એ પણ આગઉથી કહેતા હતા કે કેટલાક વર્ષો પછી તેઓ કેવા હશે. તેમની ભાવિની આગાહીઓ પર હંમેશાં વિશ્વાસ કરવાની ઇચ્છા નહોતી થતી, કારણ કે ઘણી વાર તો તેનાથી દિલને દુ:ખ થતું હતું પણ અફસોસ કે ઘણાં લોકો વિષેનાં તેમનાં સંદેહાત્મક અનુમાનો સાચાં પડ્યાં. હું તેમના વિષે પોતાનાં સંસ્મરણો યોગ્ય રીતે લખી ન શક્યો અને વધારામાં તેમાં ઘટનાઓનું ક્રમિકપણું પણ ઊલટપુલટ થઈ ગયું અને કેટલીક વાતો રહી પણ ગઈ હતી. મારે લંડન કોંગ્રેસથી શરૂ કરવું જોઈતું હતું. તે દિવસોથી જ્યારે વ્લાદીમિર ઈલ્યીચ મારી સામે પહેલીવાર આવ્યા હતા, ત્યારે તેઓ કેટલાંક લોકોમાં સંદેહ અને અવિશ્વાસભરી નજરોથી તથા બીજાઓની શત્રુતા અને અહીં સુધી કે ઘૃણાની નજરોથી ઘેરાયેલા હતા.

હું હજી સુધી લંડનના પરામાં અત્યંત જીર્ણક્ષીણ થયેલ લાકડાનાં

દેવળની ઉઘાડી દીવાલો જોઈ શકું છું, નાના સાંકડા ખંડની મહેરાબવાળી બારીઓ હતી, આ ખંડ કોઈ ગરીબ શાળાના વર્ગખંડ જેવો લાગતો હતો. માત્ર બહારથી જ જોતાં આ ઇમારત દેવળ જેવી લાગતી હતી. તેની અંદર ધાર્મિક પૂજાઓની એક પણ વસ્તુ નહોતી અને નાનકડો પ્રવચનમંચ પણ ખંડના આગળના ભાગમાં નહિ પણ બે બારણાંઓની વચ્ચે હતો.

તે વર્ષ સુધી હું લેનિનને કદી મળ્યો નહોતો કે ન તો તેમનાં લખાણો મારે વાંચવા જોઈએ તેટલાં વાંચ્યાં હતાં. ગમે તેમ પણ તેમનાં લખાણોમાંથી જે કંઈ મેં વાંચ્યું હતું તેના દ્વારા અને વિશેષ કરીને જે લોકો તેમનાથી વ્યક્તિગત રીતે પરિચિત હતાં તેમનાં હોંશીલા ખુલાસાઓ દ્વારા હું પ્રબળ રીતે તેમની તરફ આકર્ષાયો હતો. જ્યારે અમારો પરિચય કરાવવામાં આવ્યો ત્યારે તેમણે મારો હાથ મજબૂત રીતે હાથમાં લીધો, પોતાની ભેદક નજરોએ મને બારીકાઈથી ચકાસ્યો અને જૂના મિત્રની જેમ રમૂજી ઢબે કહ્યું: "મને ખુશી છે તમે આવી ગયા. તમને લડાઈઓ લડવી ગમે છે, કેમ ખરું ને? ઠીક, અહીં બહુ જબરદસ્ત લડાઈ થવાની છે."

મેં મનમાં તદ્દન જુદી રીતે તેમનું કલ્પનાચિત્ર દોર્યું હતું. મને તેમનામાં કંઈક ખૂટતું લાગ્યું. તેઓ સંધિમાં 'ર'નું ઉચ્ચારણ સ્પષ્ટપણે કરી શકતા નહોતા અને પોતાની બંડીની બગલમાં અંગૂઠો દબાવી રાખવાની રીત તેમના ગર્વિષ્ઠ હાવભાવની ઝલક આપતી હતી. તેઓ તદ્દન સાધારણ માણસ જેવાં હતાં, તેમનામાં "નેતા" જેવી કોઈ લાક્ષણિકતા નહોતી. હું લેખક છું અને મારું કામ છે નાનામાં નાની દરેકે દરેક વિગતને ધ્યાનમાં લેવી. આ એક ટેવ બની ગઈ છે જે કેટલીક વખત તો ત્રાસદાયક બની જાય છે.

જ્યારે મને પ્લેખાનોવની સમક્ષ લઈ જવામાં આવ્યો હતો ત્યારે તેઓ અદબવાળી, કડકાઈથી મારી તરફ જોતાં ઊભાં હતાં. તેમના ચહેરા ઉપર હજી બીજા નવા શિસ્ત તરફ જોતાં થાકેલા શિક્ષકનાં કંઈક કંટાળાભર્યાં હાવભાવ હતાં. તેમણે મને સૌથી સીધી સાદી વાત કહી: "હું તમારી બુદ્ધિપ્રતિભાનો પ્રશંસક છું." આ સિવાય તેમણે એવી બીજી કોઈ વાત ન કહી જે મારી સ્મૃતિના કોઈ ખૂણામાં વળગી રહી હોય. આખી કોંગ્રેસ દરમિયાન ન તો તેમને કે ન તો મને "ખુલ્લા દિલે" વાતચીત કરવાની જરા પણ ઇચ્છા થઈ.

હવે ટાલિયો, 'ર'નું અસ્પષ્ટ ઉચ્ચારણ કરનાર, મજબૂત કાઠાવાળો



ઠીંગણો માણસ કે જે એક હાથે પોતાના સોક્રેત ભાલને ઘસી રહ્યો હતો અને બીજા હાથે મારા હાથને હલાવતો હતો તેણે પોતાની અત્યંત સજીવ આંખોમાં સ્નેહભરી ચમક સાથે એકદમ 'મા' નવલકથાની ખામીઓની વાતો કરવાનું શરૂ કરી દીધું. જે તેમણે લાદીઝ્નીકોવ પાસેથી લીધેલ હસ્તપ્રતમાં વાંચી હતી. મેં તેમને કહ્યું, હું પુસ્તક લખવાની જલદીમાં હતો. પણ હું એ સમજાવી શકું કે શા માટે, તે પહેલાં જ લેનિને સંમતિમાં માથું ધુણાવ્યું અને પોતે જાતે કારણ આપ્યું: "એ બહુ સારી વાત હતી કે જલદી કરી કારણ કે તે અત્યંત જરૂરી પુસ્તક હતું. ઘણા કામગારો આવશેપૂર્ણ, સ્વતઃસ્ફૂર્તપણે ક્રાંતિકારી આંદોલનમાં જોડાયા હતા અને હવે 'મા' વાંચીને તેમને ઘણો લાભ પહોંચશે.

"એકદમ સમયસર લખાયેલ પુસ્તક છે!" તેમણે કહેલાં પ્રશંસાના આ જ માત્ર શબ્દો હતા, જે મારા માટે અત્યંત મૂલ્યવાન હતા. ત્યારબાદ તેમણે ઔપચારિકપણે પૂછ્યું કે 'મા' કોઈ બીજી ભાષાઓમાં અનુવાદિત થઈ હતી કે નહિ અને રશિયન તથા અમેરીકી નિયંત્રકોએ તેને કેટલું નુકસાન પહોંચાડ્યું હતું. જ્યારે મેં તેમને કહ્યું કે લેખકને અદાલતમાં લાવવામાં આવવાનો હતો ત્યારે તેમનાં ભવાં ચઢી ગયાં, પછી પોતાનું માથું પાછળની તરફ ઢળતું મૂક્યું, આંખો મીંચી લીધી અને દંગ કરી દે એવું અટ્ટહાસ્ય કર્યું...

...વ્લાદીમિર ઇલ્યીચ ઉતાવળે ઉતાવળે પ્રવચન મંચ ઉપર ચઢી ગયા. એમ લાગતું હતું કે 'ર'નાં અસ્પષ્ટ ઉચ્ચારણે તેમને દમ વિનાના પ્રવક્તા બનાવી દીધા હતા પણ એક મિનિટમાં જ હું બીજાં દરેકે દરેકની જેમ સંપૂર્ણપણે તેમના ભાષણમાં લીન થઈ ગયો. હું ત્યાં સુધી જાણતો જ નહોતો કે કોઈ સૌથી જટિલ રાજકીય સવાલો આટલી સરળતાથી સમજાવી શકતું હતું. આ પ્રવક્તા સુંદર વાક્યો નહોતા ઘડી રહ્યા. તેઓ દરેકે દરેક શબ્દને જાણે વિસ્મિત કરી દે તેવી સહેલાઈથી તેના ચોક્કસ અર્થને ઉઘાડો પાડતા હોય તેમ પોતાની હથેળી ઉપર રાખીને રજૂ કરતા હતા. તેમણે સર્જેલા અસાધારણ પ્રભાવનું વર્ણન કરવું અત્યંત મુશ્કેલ છે.

તેઓ લાંબા કરેલાં અને થોડાક ઊંચા કરેલા હાથ વડે જાણે એક એક શબ્દને તોળી રહ્યા હોય તેમ લાગતું હતું. પોતાના પ્રતિસ્પર્ધીઓના વાક્યોને બારીકીથી તપાસતાં અને વિચારણીય દલીલો આગળ રજૂ કરતાં એ સાબિત કરતા કે કામગાર વર્ગને પોતાના રસ્તા ઉપર આગળ વધવાનો હક્ક હતો અને તે તેમની ફરજ પણ હતી. ઉદારતાવાદી બુર્ઝ્વા વર્ગની પાછળ તો

શું, તેની સાથે સાથે પણ તેણે નથી ચાલવાનું. આ બધું જાણે એકદમ અસાધારણ હતું અને મન પર પડેલી છાપ એ હતી કે લેનિન ન માત્ર પોતાની જાતે આ શબ્દો કહી રહ્યા હતા પણ તેઓ જે કંઈ બોલી રહ્યા હતા તે વાસ્તવિકપણે ઇતિહાસના હુકમો તરફથી બોલી રહ્યા હતા. તેમના ભાષણની સુસંબદ્ધતા, સ્પષ્ટતા અને બળ, તેમની દરેકે દરેક ચેષ્ટા, કેવી રીતે તેઓ પ્રવચનમંચ ઉપર ઊભા હતા આ બધું એક ઉત્તમ કૌશલ્યપૂર્વક કરાયેલ કામ હતું. તેમાં કંઈપણ બિનજરૂરી નથી, કંઈપણ કાલ્પનિક ઉમેરો કરીને કહેવાયેલું નથી, અને જો એવું કંઈ હતું તે એટલું સ્વાભાવિક અને આવશ્યક હતું, જેટલી ચહેરા ઉપરની બે આંખો કે હાથની પાંચ આંગળીઓ છે.

તેઓ તેમની પહેલાં બોલી ગયેલાંઓ કરતાં ઓછું બોલ્યા પણ તેના મન પર પડેલી છાપ ઘણી ઊંડી હતી. આ અનુભવનાર હું માત્ર એકલો જ નહોતો કારણ કે મારી પાછળ મેં પ્રશંસાસભર ગુસપુસ સાંભળી:

"કેટલી હોશિયારીપૂર્વક રજૂઆત કરી હતી!"

અને તે સાચું પણ હતું કારણ કે તેમની દરેકે દરેક દલીલ પોતાની આંતરિક શક્તિ પર કુદરતીપણે વિકસેલી હતી.

મેંશેવિકો* એ દર્શાવવામાં જરા પણ અચકાતા નહોતા કે તેમને લેનિનનું ભાષણ અપ્રિય લાગ્યું હતું. અને તેમનું વ્યક્તિત્વ તો હજી એનાથી પણ વધારે અપ્રિય લાગતું હતું. લેનિન જેટલી દૃઢતાપૂર્વક એ સાબિત કરી રહ્યા હતા કે વ્યવહારને દરેક રીતે ચકાસવા માટે પાર્ટીએ ક્રાંતિકારી સિદ્ધાંતના શિખરો પર આગળ વધવાની જરૂર હતી, એટલા જ વધારે ક્રોધથી મેંશેવિકો તેમના ભાષણમાં ખલેલ પહોંચડતા હતા: "આ કોંગ્રેસ તત્ત્વજ્ઞાન ઝાડવા માટેની જગ્યા નથી!"

"અમને ભણાવવાનો પ્રયત્ન ન કરો! અમે શાળાના વિદ્યાર્થીઓ નથી!"

આ હેરાનગતિઓમાં સૌથી ખરાબ હતો ભારેભરખમ, દાઢીવાળો માણસ, જેનો ચહેરો દુકાનદાર જેવો લાગતો હતો. પોતાના બાંકડા ઉપર ઊછળતાં તે બરાડી રહ્યો હતો અને તોતડાઈ રહ્યો હતો:

*રશિયન સામાજિક લોકશાહીવાદીઓની અંદર નિમ્નમૂડીવાદી તકવાદી વહેણના અનુયાયીઓ.—અનુ.



"ત... ત... તરકટીઓ... ત... ર... કટ ત... ત... તમારી ર... રમત છ... છે! બ... બ... બ્લાન્કીવાદીઓ!"

રોઝા લુક્ઝેમ્બુર્ગ લેનિનના શબ્દોની માથું ધુણાવીને સંમતિ પ્રગટ કરતી હતી. અને ત્યારબાદના એક અધિવેશનમાં તેણે મેંશેવીકોને સાચી સાચી હકીકત જણાવી દીધી: "તમે માર્ક્સવાદી દૃષ્ટિકોણ પર ઊભા નથી, તમે તો તેની ઉપર બેઠા છો અને હજી વધારે તેની ઉપર ઊંઘી રહ્યા છો."

ગુસ્સાભરી તીવ્ર ચીડ, કટાક્ષ અને ધૃણાનું વાતાવરણ ખંડમાં ફેલાઈ રહ્યું હતું. સેંકડો આંખો પોતપોતાની દૃષ્ટિએ જોતી વ્લાદીમિર ઇલ્યીચ ઉપર જડાયેલી હતી. દુશ્મનોના હુમલાઓએ તેમને જરાપણ અસ્વસ્થ કર્યા હોય તેમ લાગતું નહોતું, તેઓ અત્યંત સ્પષ્ટપણે બોલ્યા અને તેઓ જરાપણ વ્યગ્ર નહોતા થયા. થોડા દિવસો પછી જ મને ખબર પડી કે આમ શાંત બની રહેવું તેમના માટે કેટલું મુશ્કેલ હતું. આ જોવું અત્યંત વિચિત્ર અને દુ:ખદાયક હતું કે લેનિનના આ સીધા સાદા સ્પષ્ટ વિચારોથી જ વિરોધીઓના મનમાં તેમના માટે શત્રુતા જાગતી હતી કે સિદ્ધાંતના શિખરથી જ પાર્ટી પોતાનાં મતભેદોનાં કારણ સમજી શકતી હતી. મારા મનમાં એ છાપ વધી રહી હતી કે કોંગ્રેસના દરેકે દરેક દિવસે વ્લાદીમિર ઇલ્યીચને વધારે અને વધારે તાકાત આપી હતી અને તેમને વધારે ચોક્કસ બનાવ્યા હતા; એક એક દિવસની સાથે તેમનાં ભાષણો વધારે દૃઢતા પ્રાપ્ત કરી રહ્યાં હતાં. અને કોંગ્રેસના આખા બોલ્શેવિક* વિભાગે વધારે દૃઢસંકલ્પની મનેચ્છાને સ્પષ્ટપણે છતી કરી. હું મેંશેવિકો વિરુદ્ધના રોઝા લુક્ઝેમ્બુર્ગના શાનદાર, જોરદાર ભાષણ દ્વારા પણ લગભગ એટલો જ પ્રભાવિત થયો હતો.

લેનિન પોતાનો ફુરસદનો સમય મજૂરોની વચ્ચે વિતાવતા હતા, તેમને તેમનાં અસ્તિત્વની નાનામાં નાની વિગતો વિષે સવાલો પૂછતા હતા.

"સ્ત્રીઓ શું કરે છે? ઘરેલુ કામોની વેઠ? તેમની પાસે ભણવાનો કે વાંચવાનો સમય છે?"

*લેનિનની આગેવાની હેઠળના ક્રાંતિકારી સામાજિક લોકશાહીવાદીઓને બહુમતી (રશિયન ભાષામાં: બોલ્શીન્સ્ત્વો) મળતાં તેઓ બોલ્શેવિકો કહેવાયાં.—અનુ.

ગાઇડ બગીચામાં કેટલાક મજૂરોએ જેમણે લેનિનને કૉંગ્રેસ પહેલાં કદી જોયા નહોતા તેમની વચ્ચે લેનિન સંબંધી ચર્ચા છેડાઈ. તેમનામાંથી એકે લાક્ષણિકપણે એક ટીકા કરી:

"હું નથી જાણતો... કદાચ અહીં યુરોપમાં પણ મજૂરોનો કોઈ બેબેલ કે તેમના જેવો જ બીજો કોઈ હોશિયાર નેતા હશે. પણ હું એ નથી માનતો કે બીજું કોઈ પણ મને પહેલી જ નજરે આ માણસ જેટલું ગમ્યું હોય!"

આ વાત ઉપર બીજા મજૂરે હસતાં હસતાં ઉમેર્યું:

"આ તો આપણામાંનો જ એક છે!"

"પ્લેખાનોવ પણ આપણામાંનો જ છે!" કોઈકે વાંધો ઉઠાવ્યો.

"પ્લેખાનોવ આપણો શિક્ષક, આપણો માલિક છે, પણ લેનિન તો આપણો બિરાદર અને નેતા છે!" કોઈકે યોગ્ય પ્રત્યુત્તર વાળ્યો.

"પેલો પ્લેખાનોવનો ફ્રોકકોટ તેમને થોડો બંધબેસતો નથી આવતો," એક જુવાન છોકરાએ મજાકમાં કહ્યું.

એક વખત જ્યારે વ્લાદીમિર ઈલ્યીચ રેસ્ટારેન્ટ જઈ રહ્યા હતા ત્યારે એક મેંશેવિક મજૂર તેમની પાસે આવ્યો. તે તેમને કંઈક પૂછવા ઇચ્છતો હતો. લેનિન પોતાની ચાલ ધીમી કરીને પોતાનાં સાથીઓથી થોડા પાછળ રહી ગયા અને લગભગ પાંચેક મિનિટ પછી રેસ્ટારેન્ટ પહોંચ્યા.

"કેટલી વિચિત્ર વાત છે કે આટલો સીધો સાદો છોકરો પાર્ટી કોંગ્રેસમાં ભાગ લેવા આવ્યો છે!" તેમણે ભવાં ચડાવતાં કહ્યું. "તે આપણાં મતભેદો માટે સાચું કારણ જાણવા ઇચ્છતો હતો. 'સારું,' મેં કહ્યું. 'તમારા સાથીઓ સંસદમાં બેસવા ઇચ્છે છે, જ્યારે અમે વિચારીએ છીએ કામદાર વર્ગે લડાઈને માટે તૈયાર થવું જોઈએ.' હું વિચારું છું તે મને સમજ્યો હતો..."

અમારા સાથીઓનું નાનકડું જૂથ હંમેશાં એ નાનકડા અને સસ્તા રેસ્ટારેન્ટમાં જમવા જતું હતું. મેં જોયું કે વ્લાદીમિર ઈલ્યીચ થોડું ખાતા હતા: ડુક્કરના માંસના એક ટૂકડાની સાથે બે કે ત્રણ ઈંડાં અને સારી જાતની બીયરનો એક મગ. તેઓ દેખીતી રીતે પોતાના વિષે કદી ચિંતા નહોતા કરતા, જોકે કામગારો માટેની તેમની ચિંતા અને કાળજી વિસ્મયકારક હતી. આન્દ્રેયેવા તેમને ખવડાવવાપીવડાવવા માટે જવાબદાર હતી. તેઓ તેને પૂછતા રહેતા:

"વિચારો કે, આપણા સાથીઓ પાસે પૂરતું ખાવાનું છે? કોઈ ભૂખ્યું



ન જાય. અંહ... કદાચ વધારે સારું એ થશે કે થોડી વધારે સેંડવીચ બનાવી લો?"

જ્યારે તેઓ મને હોટલમાં મળવા આવ્યા ત્યારે ચિંતાપૂર્વક મારી પથારી તપાસવાનું શરૂ કર્યું.

"તમે શું કરી રહ્યા છો?"

"ખાતરી કરી રહ્યો છું કે ચાદરો ભીની તો નથી. તમારે તમારા સ્વાસ્થ્યની સંભાળ લેવી જોઈએ."

૧૯૧૮ની પાનખરમાં મેં સોરમોવોના કામગાર દ્મીત્રીય પાવ્લોવને પૂછ્યું, તેમના અભિપ્રાયમાં લેનિનમાં વિલક્ષણ ખૂબી કઈ હતી.

"સાદાઈ! તેઓ સત્ય જેટલા જ સાદા છે," તેમણે જરાપણ ખચકાટ વિના જવાબ આપ્યો જાણે કોઈ ચીરસ્થાપિત હકીકત ન જણાવી રહ્યાં હોય!

સામાન્યપણે કોઈ માણસના હાથ નીચે કામ કરનારાઓ જ તેના કઠોર આલોચકો હોય છે પણ લેનિનનો શોફર ગિલ, જેણે પોતાની જિંદગીમાં ઘણું જોયું હતું, તેનું કહેવું આ પ્રમાણે હતું:

"લેનિન—તે વિશેષ પ્રકારની વ્યક્તિ છે. તેમના જેવું બીજું કોઈ નથી. એક દિવસ હું મ્યાસ્નીત્સ્કાયા પર વાહનોની ભીડભરી અવરજવરમાંથી ગાડી ચલાવી રહ્યો હતો; અમે મહામુશ્કેલીએ આગળ વધી રહ્યા હતા. હું મારી ગાડીનું હોર્ન વગાડતો જ જતો હતો, એ ડરથી કે કોઈ અમારી સાથે અથડાઈ ન જાય. હું ભયંકર રીતે ગભરાઈ ગયો હતો. લેનિને પાછલું બારણું ખોલ્યું, વાહનોથી ટકરાઈ જવાનું જોખમ વોરી લેતાં તેઓ મારી બાજુમાં આવી બેસી ગયા અને મને સાંત્વના આપતાં કહેવા લાગ્યા: 'જો ગિલ, ગભરાવો નહિ, બીજાં બધાં જેવી રીતે ચાલી રહ્યાં છે તેવી જ રીતે જવાનું ચાલુ રાખો!' હું જૂનો ડ્રાયવર છું અને જાણું છું કે બીજું કોઈ પણ આવું કરી ન શક્યું હોત."

લેનિનના બધા વિચાર, તેમની બધી છાપો એક જ દિશામાં, એક પ્રવાહમાં જઈ મળતા હતા અને આ બધામાં એવી સ્વાભાવિકતા હતી, એવી લચક હતી કે જેનું વર્ણન કરવું મુશ્કેલ થશે.

કંપાસની સોયની જેમ તેમનો વિચાર હંમેશાં કામદાર લોકોનાં વર્ગલાભ તરફ વળેલો રહેતો હતો. લંડનમાં એક સાંજે જ્યારે અમારી પાસે કરવા માટે કંઈ ખાસ કામ નહોતું ત્યારે અમારું જૂથ એક નાના લોકવાદી થીએટરમાં કાર્યક્રમ જોવા ગયું. વ્લાદીમિર ઈલ્યીચ જોકરો અને હાસ્ય અંકો

પર ખુલ્લા દિલે હસ્યા, બીજાં લગભગ બધાં ભાગને ઉદાસીનતાથી જોયાં અને બ્રિટિશ કોલમ્બિયાના ઝાડ તોડી પાડનારાંઓની જોડીએ ઝાડને પાડ્યું તે દૃશ્ય તેમણે અત્યંત રસપૂર્વક જોયું. રંગમંચ ઉપર લાકડાં કાપવાનાં શિબિરને દર્શાવવામાં આવ્યું હતું. આ બે મજબૂત કાઠાંવાળાં માણસોએ લગભગ એક ગજ જાડા ઝાડના થડને પળવારમાં કુહાડીથી ચીરી નાખ્યું.

"બેશક, આ તો માત્ર લોકોના મનોરંજન ખાતર જ છે. વાસ્તવિક જિંદગીમાં તેઓ એટલી ઝડપથી કામ ન કરી શકે." તેમણે ટીકા કરતાં કહ્યું. "પણ એ એકદમ સ્પષ્ટ છે કે ત્યાં પણ તેઓ કુહાડીઓ ચલાવે છે અને સારાં એવાં લાકડાંને પણ નિરૂપયોગી ટૂકડાઓમાં ઘટાડી નાંખે છે. એવાં છે આ સુસંસ્કૃત બ્રિટિશ લોકો!"

તેઓ મૂડીવાદી પદ્ધતિ હેઠળ ઉત્પાદનમાં અરાજકતા વિષે, નકામાં કરેલાં કાચા માલની મોટી માત્રા વિષે વાત કરતા હતા અને ખેદના એ ભાવ સાથે કહેવાનું પૂરું કર્યું કે હજી સુધી કોઈએ આ વિષે પુસ્તક લખવાનું વિચાર્યું નહોતું. આખો વિચાર મારી સમક્ષ તદ્દન સ્પષ્ટ નહોતો પણ હું કોઈ સવાલો પૂછી શકૂં તે પહેલાં જ તેઓ "વિષમ કેંદ્રતા"ના, નાટકીય કળાના વિશેષ સ્વરૂપ તરીકેના વિષય ઉપર જતા રહ્યા હતા.

"આ રૂઢિગતતા પ્રતિ વ્યંગાત્મક અને શંકાશીલ વલણ છે, તેને ઊલટું-સીધું કરી નાખવાની ઇચ્છા, તેને થોડુંક વાળવા મરોડવાની અને રૂઢિગતતામાં જે કંઈ તર્કસંગતથી વિપરીત છે તેને ઉઘાડું પાડવાની ઇચ્છા છે. તે ગૂંચવણભર્યું અને દિલચસ્પ છે."

બે વર્ષ પછી કેપ્રીમાં બોગ્દાનોવ-માલિનોવ્સ્કી સાથે 'યૂટોપીયન' નવલકથા પર ચર્ચા કરતાં તેમણે કહ્યું:

"તમારે કામગાર લોકો માટે એક એવી નવલકથા લખવી જોઈએ જે કેવી રીતે મૂડીવાદી લૂંટેરાઓએ એ ધરતીને લૂંટીને ખેદાનમેદાન કરી મૂકી છે, તેનાં તેલ, લોખંડ, લાકડું અને કોલસાને છૂટે હાથે વ્યર્થનાં ફૂંકી દીધાં છે તેનાં વિષે જણાવે. તે બહુ ઉપયોગી પુસ્તક થશે, શ્રીયુત્ માખવાદી!"

લંડનમાં અમારાથી વિદાય લેતાં તેમણે મને ખાતરી અપાવી કે તેઓ રજાઓમાં કેપ્રી આવશે.

પણ તેઓ કેપ્રી આવે તે પહેલાં હું તેમને પેરીસમાં બે ઓરડાવાળા



વિદ્યાર્થીના ફ્લેટમાં મળ્યો; ગમે તેમ પણ તે માત્ર આકારમાં જ વિદ્યાર્થીઓનો ફ્લેટ લાગતો હતો, નહિ કે તેમાં વ્યવસ્થિતપણે રાખવામાં આવેલી વસ્તુઓથી. નાદેઝ્દા કોન્સ્તાન્તીનોવ્નાએ અમારા માટે ચા બનાવી અને અમને બન્નેને વાતો કરવા એકલા છોડતા બહાર જતી રહી. 'ઝ્નાનીયે' પ્રકાશન ગૃહ ત્યારે બંધ થઈ રહ્યું હતું અને હું વ્લાદીમિર ઈલ્યીચ સાથે એક એવા નવા પ્રકાશનગૃહનું સંગઠન કરવા માટે વાત કરવા આવ્યો હતો જે અમારા બધાં લેખકોને એકત્ર કરી શકે. મેં દરખાસ્ત મૂકી કે વ્લાદીમિર ઈલ્યીચ, વોરોવ્સ્કી અને કોઈ બીજું વિદેશી સંપાદકો બનાવે અને દેસ્નીત્સ્કી-ઓયેવ રશિયામાં તેનું પ્રતિનિધિત્વ કરે.

હું માનતો હતો કે પશ્ચિમી તથા રશિયન સાહિત્યના ઈતિહાસ અને સંસ્કૃતિના ઈતિહાસ ઉપર એવી પુસ્તકમાળા લખવી જરૂરી હતી જે કામગારોને સ્વશિક્ષણ તથા પ્રચાર માટે વાસ્તવિક હકીકતાત્મક સામગ્રી વિપુલ પ્રમાણમાં પૂરી પાડે.

ગમે તેમ પણ આચાર વિચાર નિયંત્રણ અને લોકોને સંગઠિત કરવાની મુશ્કેલીને ધ્યાનમાં રાખતાં વ્લાદીમિર ઈલ્યીચે આ યોજના નામંજૂર કરી. ઘણાં બધાં લોકો પક્ષનાં વ્યવહારિક કાર્યમાં રોકાયેલાં હતાં અને તેમની પાસે લખવા માટે સમય નહોતો. તેમની મુખ્ય અને વિશ્વાસોત્પાદક દલીલ એ હતી કે આ મોટાં મોટાં પુસ્તકો લખવાનો સમય નહોતો: મોટાં મોટાં પુસ્તકોનો ગ્રાહક હતો બુદ્ધિજીવી વર્ગ, જે ખુલ્લંખુલ્લા સમાજવાદથી બાજુએ ખસીને ઉદારતાવાદ તરફ જઈ રહ્યો હતો અને અમે તેને તેના આ પસંદ કરાયેલા રસ્તા ઉપરથી હરાવી શકતા નહોતા. અમને જરૂર હતી સમાચારપત્રો અને પુસ્તિકાઓની. 'ઝ્નાનિયે' શ્રેણીઓનું પ્રકાશન ફરીથી શરૂ કરવું એ સારું થાત પણ રશિયામાં અંકુશ નિયંત્રણ અને અહીં પરિવહનને સંબંધિત મુશ્કેલીઓને કારણે તે અસંભવ હતું. અમારે લાખોની સંખ્યામાં લોકોને પત્રિકાઓ પહોંચાડવાની હતી પણ આટલી મોટી સંખ્યાના જથ્થો દેશમાં ગેરકાનૂની રીતે લઈ જઈ શકાય તેમ નહોતું. તેથી અમારે વધારે સારો સમય આવે ત્યાં સુધી પ્રકાશન ગૃહના સંગઠનને મુલતવી રાખવું જ પડ્યું.

પોતાની આશ્ચર્યકારક ચેતનવંતતા અને સ્પષ્ટતાની સાથે લેનિને દૂમા*,

*રાજ્ય દૂમા—ઝારશાહી રશિયાની પ્રતિનિધિ સંસ્થા.—અનુ.

કેડેટો* વિષે વાત કરવાનું શરૂ કર્યું જેઓ પોતાને "ઑક્ટોબરવાદીઓ** કહેવામાં લજ્જા" અનુભવતા હતા. તેવું કંઈ નથી "તેમની સામેનો રસ્તો માત્ર જમણાં તરફ દોરી જતો હતો". ત્યારબાદ તેમણે ઘણી બધી દલીલો રજૂ કરી જે બતાવતી હતી કે યુદ્ધ નજીક હતું અને "કદાચ ન માત્ર એક જ યુદ્ધ પણ યુદ્ધોની આખી શૃંખલા". આ આગાહી બાલ્કન્સમાં થોડા જ વખતમાં સાચી સિદ્ધ થવાની હતી.

તેઓ પોતાની હંમેશની મુદ્રામાં, પોતાનાં હાથનાં અંગૂઠા બંડીની બગલમાં ભેરવી ઊભા થયા અને નાનકડા ઓરડામાં ધીમે ધીમે આંટા મારવાનું શરૂ કર્યું, ઝીણાં કરેલાં પોપચામાંથી દેખાતી તેમની આંખો ચમકતી હતી.

"યુદ્ધ આવી રહ્યું છે. તે અનિવાર્ય છે. મૂડીવાદી જગત કોવાણની સ્થિતિ સુધી પહોંચી ગયું છે અને લોકોમાં પહેલાં જ અંધદેશાભિમાન અને રાષ્ટ્રાભિમાનનું વિષ ફેલાઈ ચૂક્યું છે. મારા વિચારે આપણે હજી પણ એક અખિલ યુરોપીય લડાઈનાં સાક્ષી બનીશું. સર્વહારાવર્ગ? હું વિચારું છું સર્વહારાવર્ગ ભાગ્યે જ લોહિયાળ રસ્તાને રોકવા માટે તાકાત એકઠી કરી શકશે. કેવી રીતે તે કરવું જોઈએ? આખા યુરોપમાં સામાન્ય હડતાળ દ્વારા? મજૂરો તેના માટે પૂરી સારી રીતે સંગઠિત નથી થયા કે ન તો તેઓ પૂરતા વર્ગ સભાન છે. આવી હડતાળથી તો ગૃહયુદ્ધની શરૂઆત થઈ જશે અને અમે વાસ્તવવાદી રાજકર્તાઓ હોઈને આવી વસ્તુઓ ઉપર આધાર ન રાખી શકીએ."

આંટા મારતાં પળવાર રોકાઈ જતાં તેમણે ખિન્નતાથી ઉમેર્યું:

"નિસ્સંદેહ મજૂરવર્ગ ભયંકર રીતે યાતના ભોગવશે પણ અફસોસ, હાલ પૂરતું તેનું આ જ ભાગ્ય નિર્મિત છે. પણ તેના દુશ્મનો એકબીજાને કમજોર બનાવશે, તે પણ એટલું જ અનિવાર્ય છે."

તેઓ મારી પાસે આવ્યા. "જરા તેનો વિચાર કરો!" તેમણે આ આશ્ચર્યના ભાવ સાથે શાંતિથી તેમ છતાં જુસ્સાપૂર્વક કહ્યું. "જરા

---

*કેડેટો—રશિયામાં લિબરલ રાજશાહીવાદી મૂડીદાર વર્ગની અગ્રિમ પાર્ટી બંધારણીય લોકશાહીવાદી પાર્ટીના સભ્યો.—અનુ.

**ઑક્ટોબરવાદીઓ—મોટા ઔદ્યોગિક મૂડીદાર વર્ગની અને પોતાની જાગીરોનો મૂડીવાદી પદ્ધતિએ ચલાવતા મોટા જમીનદારોની પ્રતિક્રાંતિકારી પાર્ટી.—અનુ.



વિચારો, શા માટે જેઓ સર્વસંપન્ન છે તેવાં લોકો જેમની પાસે કંઈ જ નથી તેવાં લોકોને એકબીજાની કતલ કરવા હડસેલી રહ્યાં છે. તમે હજી આનાથી વધારે બેવકૂફીભર્યાં કે વધારે કમકમાટી ઉપજાવનાર દુષ્કર્મનો વિચાર કરી શકો છો? મજૂરો આના માટે ભારે કિંમત ચૂકવશે પણ અંતમાં તેઓ જીતશે. આવી છે ઇતિહાસની ઇચ્છા."

જોકે આમ તો તેઓ ઘણી વખત ઇતિહાસની ચર્ચા કરતા રહેતા હતા પણ તેમ છતાં મેં કદી તેમને એ તરફ ચીંધતા નથી સાંભળ્યા કે તેઓ ઇતિહાસની ઇચ્છા અને શક્તિ સામે કોઈ પૂજાની જેમ નમતા હતા.

દેખીતી રીતે સ્પષ્ટ હતું કે લેનિન ઉદ્વિગ્ન થઈ ગયા હતા. તેઓ મેજ પાસે બેસી ગયા, પોતાનું કપાળ લૂછ્યું, ઠંડી ચાનો ઘૂંટડો લીધો અને અચાનક પૂછ્યું:

"શા માટે તેમણે અમેરીકામાં તમારા વિષે પેલો બધો શોરબકોર મચાવી મૂક્યો હતો? મેં છાપાઓમાં તે વિષે વાંચ્યું હતું પણ હકીકતમાં શું બન્યું હતું?"

મેં તેમને મારાં સાહસોનો સંક્ષિપ્ત અહેવાલ આપ્યો.

હું કદી એવી કોઈ વ્યક્તિને મળ્યો નહોતો જે વ્લાદીમિર ઇલ્યીચ જેટલી પ્રભાવકારી રીતે હસી શકે. તે જોવું સાચે જ વિચિત્ર હતું કે આ કડક વાસ્તવવાદી માણસ કે જે મહાન સામાજિક કરુણતાઓની અનિવાર્યતાને આટલી સ્પષ્ટ રીતે જોઈ અને અનુભવી શકતો હતો, એ માણસ કે જે મૂડીવાદી જગતનાં પોતાનાં આગમામાં અણનમ અને પાષાણહૃદયી હતો તે આમ બાળકની જેમ આંખોમાં આંસુ ઊભરાઈ આવે ત્યાં સુધી હસી શકતો હતો. તેવી રીતે હસવા માટે તે માણસની પાસે કેટલો મજબૂત, સ્વચ્છ અને નિશ્ચ્છલ આત્મા હતો!

"તમે વ્યંગકાર છો, કેમ ખરું ને!" તેમણે હસતાં હસતાં હાંફતાં હાંફતાં કહ્યું. "આ કંઈક એવી વાત છે, જેની મેં કદી આશા જ નહોતી રાખી. સાચે જ અત્યંત મજાની છે..."

પોતાની આંખો લૂછતાં તેઓ ધીમું હસ્યા અને ગંભીર ભાવે કહ્યું: "તે સારી વાત છે કે તમે પોતાની નિષ્ફળતાઓનું રમૂજી વિલક્ષણ પાસું જોઈ શકો છો. હાસ્યવિનોદની સમજ અદ્ભુત અને સ્વસ્થ ગુણ છે. હું હાસ્યવિનોદનો અત્યંત કદરદાન છું પણ જોકે મારામાં પોતાનામાં તેના માટે એટલી પ્રતિભા નથી. કદાચ જીવનમાં એટલો જ હાસ્યવિનોદ

છે જેટલી ઉદાસીનતા અને દુઃખ, તેનાથી લેશમાત્ર ઓછો નહિ, તેની મને ખાતરી છે."

બે દિવસ પછી હું તેમને મળવા જવાનો હતો પણ મોસમ વધારે ખરાબ થઈ ગયો અને મારી ઉપર એકદમ થાઈસિસ રોગનો હુમલો થયો જેના કારણે મને બીજા જ દિવસે શહેર છોડવાની ફરજ પડી.

પૅરીસ પછી અમે ફરીથી કેપ્રીમાં મળ્યા. ત્યાં મારા મન ઉપર એ વિચિત્ર છાપ રહી ગઈ કે લેનિન ત્યાં બે પ્રસંગો ઉપર અને તદ્દન ભિન્ન મનઃસ્થિતિઓમાં આવ્યા હતા.

વ્લાદીમિર ઈલ્યીચે, જેમને હું વહાણનાં ડક્કા ઉપર મળવા ગયો હતો તેમણે, તરત જ અત્યંત મક્કમ અવાજે કહ્યું: "હું જાણું છું, આલેક્સેઈ મક્સીમોવીચ, કે તમે માખવાદીઓ સાથે મારી સમજૂતી કરાવવાની આશા રાખો છો, જોકે મારા પત્રમાં મેં તમને ચેતવ્યા છે કે તે અશક્ય છે. તેથી કૃપા કરીને પ્રયત્ન ન કરતા!"

મારા ઘેર જતાં આખા રસ્તે અને ઘેર પહોંચી ગયા બાદ પણ હું એ સમજાવવાનો પ્રયાસ કરતો રહ્યો કે તેઓ એ વાતમાં તદ્દન સાચા નહોતા કે હું દાર્શનિક મતભેદોમાં સમજૂતી કરાવવાનો ઈરાદો રાખતો નહોતો, જેમ પ્રસંગોવશાત્ હું સારી રીતે સમજતો પણ નહોતો. એ સિવાય હું મારી જુવાનીથી જ બધાં જ દર્શનને શંકાની નજરે જોતો હતો કારણ કે તે મારા "વ્યક્તિગત" અનુભવોથી તદ્દન વિરુદ્ધ હતા: જ્યાં સુધી હું માનતો હતો ત્યાં સુધી મારા માટે દુનિયા હજી માત્ર આકાર ધારણ કરી રહી હતી અને દર્શનશાસ્ત્ર પોતાનાં અયોગ્ય અને અસામાયિક સવાલોથી તેને જકડી રહ્યું હતું:

"ક્યાં જઈ રહ્યાં છો? શા માટે? શા માટે તમે વિચારો છો?"

કેટલાક દર્શનશાસ્ત્રીઓએ તો ખરેખર વાસ્તવમાં તોછડાઈથી આદેશ આપ્યો:

"થોભી જાવ!"

વળી વધારામાં હું એ વાતથી પહેલાં જ જાગૃત હતો કે સ્ત્રીની જેમ દર્શન પણ સરળ હોઈ શકતું હતું પછી ભલેને કદરૂપું હોય. પણ આટલી ચાલાકીથી અને વિશ્વાસોત્પાદક રીતે શણગારાયેલું તે સુંદરતા માટે જ રજૂ કરી શકાતું હતું. આ સાંભળીને વ્લાદીમિર ઈલ્યીચ હસી પડ્યા.

"આ તો રમૂજકારક છે," તેમણે કહ્યું. "પણ વિશ્વ હજી આકાર ગ્રહણ કરી રહ્યું છે— તે સારી વાત કહી તમે! આ ઉપર તમે



જરા ગંભીરતાપૂર્વક ચિંતન-મનન કરો અને ત્યાંથી શરૂ કરતાં તમે ત્યાં પહોંચી જશો જ્યાં તમારે બહુ લાંબા વખત પહેલાં પહોંચી જવું જોઈતું હતું."

પછી મેં તેમને કહ્યું કે બોગ્દાનોવ, લુનાચાર્સ્કી અને બાઝારોવ મારી નજરોમાં મોટા માણસો હતા, સમગ્ર વિષયોનું અદ્‌ભુત શિક્ષણ ધરાવનાર માણસો હતા. પક્ષમાં તેમની બરાબરીનું મને કોઈ નથી મળ્યું.

"શક્ય છે. અને આમાંથી નિષ્કર્ષ શો નીકળે છે?"

"અંતિમ વિશ્લેષણમાં હું તેમને એક જેવાં જ સમાન ઉદ્દેશ્યવાળાં લોકો તરીકે માનું છું અને સંપૂર્ણ દિલથી સ્વીકારેલાં એક જ જેવા ઉદ્દેશ્યથી બધાં દાર્શનિક મતભેદો નાબૂદ કરવા જ જોઈએ."

"જેનો અર્થ છે તમે હજી પણ સમજૂતી માટે આશા રાખો છો? તે વ્યર્થ છે!" તેમણે કહ્યું. "તે આશાને દૂર ફગાવી દો, તે મારી મૈત્રીપૂર્ણ સલાહ છે! તમારા કહેવા પ્રમાણે પ્લેખાનોવ પણ સમાન ઉદ્દેશ્યવાળો માણસ છે. પણ—અને આ માત્ર આપણા વચ્ચેની જ વાત રહેવા દેજો—હું વિચારું છું તે તદ્દન જુદા જ ઉદ્દેશ્યને આગળ ધપાવી રહ્યાં છે અને જ્યાં સુધી આ બધાનો સંબંધ છે તેઓ જડવાદી છે, નહિ કે તત્ત્વમીમાંસક."

અમારી વાતચીત ત્યાં પૂરી થઈ. તે ઉમેરવાની ભાગ્યે જ જરૂર છે કે મેં તે શબ્દશઃ આખી વાત નથી લખી પણ હું તેના અર્થની સચ્ચાઈ માટે ખાતરી આપી શકું છું.

હવે મેં વ્લાદીમિર ઈલ્યીચ લેનિનને એવા સ્વરૂપમાં જોયા જેઓ લંડન અધિવેશનમાં હતા તેના કરતાં પણ વધારે દૃઢ અને અણનમ હતા. પણ ત્યાં તેઓ ચિંતિત હતા; તે એવી ક્ષણો હતી જ્યારે કોઈપણ સ્પષ્ટપણે જોઈ શકતું હતું કે પક્ષમાં પડી રહેલ ફૂટ તેમની ઉપર ઊંડી અસર કરી શકી હતી.

અહીં તેઓ સ્વસ્થ, પ્રસન્નચિત્ત અને ખુશ મિજાજમાં હતા. દાર્શનિક વિષયો ઉપર વાત કરવાનો સાફ સાફ ઈનકાર કરતા જાગરૂક અને ખંતીલા હતા. જો કે આપમતી હોવા છતાં પણ સૌથી વધુ ગમી જાય તેવાં અને સાલસ સ્વભાવવાળા બોગ્દાનોવને લેનિન તરફથી, જેમનાથી તેઓ એકદમ મુગ્ધ થયેલા હતા, કેટલીક સચોટ અને વેધક ટીકાઓ સાંભળવી પડી.

"શોપેનહાઉએરે કહ્યું: 'જેઓ સ્પષ્ટપણે વિચારે છે, તેઓ સ્પષ્ટપણે હકીકતોનું વિવરણ કરે છે.' હું માનું છું જો તેમણે ક્યારેક કોઈ સૌથી સારી વાત કહી હોય તો તે જ છે. પણ તમે, બિરાદર બોગ્દાનોવ, હકીકતોનું તદ્દન અસ્પષ્ટપણે વિવરણ કરો છો. મને માત્ર બે કે ત્રણ વાક્યોમાં કહો, તમારું 'પ્રતિસ્થાપન' મજૂરવર્ગને શું આપે છે અને શા માટે 'માખીવાદ' માર્ક્સવાદ કરતાં વધારે ક્રાંતિકારી છે?"

બોગ્દાનોવે સમજાવવાનો પ્રયત્ન કર્યો પણ વાસ્તવમાં તે અત્યંત શબ્દાડંબરભર્યો અને અસ્પષ્ટ હતો.

"રહેવા દો!" વ્લાદીમિર ઇલ્યીચે સલાહ આપી. "કોઈકે, હું માનું છું ત્યાં સુધી જોરેસે, એક વખત કહ્યું હતું: 'હું મંત્રી બનવા કરતાં સત્ય કહેવું વધારે પસંદ કરીશ'; હું એમાં ઉમેરીશ: કે માખીવાદી."

ત્યારબાદ તેઓ બગ્દાનોવ સાથે શતરંજ રમ્યા. જ્યારે તેઓ હારવા લાગ્યા ત્યારે ગુસ્સે ભરાઈ ગયા અને લગભગ બાલિશપણે રીસાઈ પણ ગયા. આ દૃશ્ય અદ્‌ભુત હતું: તેમના આશ્ચર્યજનક હાસ્યની જેમ તેમની બાલિશ રીસ તેમનાં ચરિત્રની અખંડ સંપૂર્ણતાને નબળી નહોતી પાડતી.

પણ કેપ્રીમાં લેનિનનું હજી પણ બીજું સ્વરૂપ મેં જોયું હતું—અદ્‌ભુત બિરાદર, દુનિયામાં દરેક વસ્તુમાં જીવંત અથક રસ દાખવનાર આનંદિત વ્યક્તિ અને વિસ્મયકારી ભલમનસાઈવાળું લોકો તરફનું વલણ.

એક મોડી સાંજે જ્યારે બધાં ટહેલ મારવા જતાં રહ્યાં ત્યારે તેમણે આન્દ્રેયેવા અને મને જે સ્વરમાં કહ્યું તે અત્યંત શોકાકુલ અને ઊંડા દુ:ખપૂર્ણ હતું:

"તેઓ હોશિયાર, બુદ્ધિમાન લોકો છે, તેમણે પક્ષને માટે ઘણું બધું કર્યું છે, તેઓ આનાથી દસગણું વધારે કરી શકતાં હતાં પણ તેઓ આપણી સાથે ન ચાલ્યાં! તેઓ ચાલી શકે તેમ નથી. આ અપરાધી વ્યવસ્થા તેમનાં જેવાં સેંકડો લોકોને તોડી પાડે છે અને પાંગળા બનાવી દે છે."

બીજા પ્રસંગ ઉપર તેમણે કહ્યું:

"લુનાચાર્સ્કી પક્ષમાં પાછા આવશે, તેઓ પેલાં બે કરતાં ઓછા વ્યક્તિવાદી છે. તેઓ અસામાન્ય શક્તિઓવાળા માણસ છે. મને તેમનું 'વિશેષ આકર્ષણ' છે—કેવા મૂર્ખાઈભર્યાં શબ્દો છે, જવા દો તેને! 'કોઈકના માટે આકર્ષણ!' તમે જાણો છો મને તેઓ ખૂબ ગમે છે,



તે ઉત્તમ બિરાદર છે! તેમનામાં થોડી થોડી ફ્રેંચ પ્રતિભા છે. તેમનું છીછરાપણું અને સૌંદર્યશાસ્ત્રનું છીછરાપણું પણ ફ્રેંચ છે."

તેઓ કેપ્રીના માછીમારોના જીવન વિષે એકદમ નજીવી વાતોની વિગતવાર પૂછતાછ કરતા હતા, તેઓ જાણવા ઇચ્છતા હતા કે તેમની કમાણી કેટલી હતી, તેમની ઉપર પાદરીઓનો કેટલેક અંશે પ્રભાવ હતો; તેઓ તેમનાં બાળકોને શાળાઓમાં મોકલતા હતા તે વિષે પણ પૂછતા હતા. તેમના રસોનું વ્યાપક ક્ષેત્ર જોઈને હું છક્ રહી ગયો. તેમને કહેવામાં આવ્યું કે એક પાદરી ગરીબ ખેડૂતનો દીકરો હતો, તેમણે તરત જ એ જાણવા ઇચ્છ્યું કે ખેડૂતો પોતાનાં બાળકોને કેટલી વાર ધાર્મિક શાળાઓમાં મોકલતા હતા. અને તેઓ પોતાનાં ગામોમાં પાદરી તરીકે કામ કરવા પાછાં આવતાં હતાં કે નહિ.

"તમે સમજો છો? જો આ માત્ર સંજોગની વાત ન હોય તો તે ચોક્કસ વેટીકન નીતિ હોવી જોઈએ... અને એક અત્યંત ધૂર્ત નીતિ પણ!"

હું એવા બીજા કોઈપણ માણસ વિષે વિચારી શકતો નહોતો જે બીજાં બધાંથી આટલે ઊંચે ચઢી ગયો હતો પણ તેમ છતાં તે મહત્ત્વાકાંક્ષાના પ્રલોભનથી બચવા અને "સામાન્ય લોકો"માં જીવનોપયોગી રસને જાળવી રાખવા સમર્થ હતો.

તેનામાં લોહચુંબકાત્મક ખાસિયતો હતી. જે કામદાર લોકોનાં દિલ અને સહાનુભૂતિને જીતી લેતી હતી. તેઓ ઇટાલીયન ભાષા બોલી શકતા નહોતા પણ કેપ્રીના માછીમારો જેમણે શલાપિન અને થોડા બીજા પ્રખ્યાત રશિયનોને અંત:સ્ફૂર્તિથી જોયા હતા તેમણે તેમને વિશેષ સ્થાન આપ્યું હતું. તેમના હાસ્યમાં અદ્‌ભુત આકર્ષણ હતું—તેમનું આનંદી હાસ્ય એક એવી વ્યક્તિનું હતું જે માનવ મૂર્ખામીની બેડોળતા અને બુદ્ધિના ચતુર કૂદકાંઓને માપવામાં સમર્થ હોવા છતાં પણ "નિખાલસ દિલ"ના બાળક જેવી સરળ સાદાઈનો આનંદ માણી શકતા હતા.

"માત્ર એક પ્રામાણિક માણસ જ તેવી રીતે હસી શકે છે," ઘરડા માછીમાર જીઓવાન્ની સ્પાદારોએ કહ્યું.

આસમાન જેટલાં આસમાની અને પારદર્શક મોજાંઓ ઉપર પોતાની હોડીમાં ઝોલાં ખાતાં લેનિને "આંગળી ઉપર" એટલે કે દંડા વિના માત્ર દોરીથી જ માછલાં પકડવા શીખવાનો પ્રયત્ન કર્યો. માછીમારે તેમને આંગળીમાં જરાપણ કંપન અનુભવતાં દોરીને તરત જ ખેંચી લેવાનું કહ્યું હતું.

"કોઝી: દ્રીન-દ્રીન. કપીશ?" તેઓએ કહ્યું.

તે જ ક્ષણે લેનિને એક માછલી પકડી લીધી અને તેને ખેંચી લીધી. તેઓ બાળકની જેમ આનંદ અને શિકારીની ઉત્તેજના સાથે બૂમો પાડવા લાગ્યા:

"આહા! દ્રીન-દ્રીન!"

માછીમારો પણ બાળકની જેમ હસતાં હસતાં બૂમો પાડવા લાગ્યાં અને તેમનું શ્રીયુત્ દ્રીન-દ્રીન એવું હુલામણું નામ પાડી દીધું.

લેનિનનાં ત્યાંથી ચાલ્યા ગયા પછી પણ લાંબા વખત સુધી તેઓ હજી પણ પૂછતા રહેતા હતા:

"શ્રીયુત્ દ્રીન-દ્રીન કેવા છે? તમને પાકી ખાતરી છે કે ઝાર તેમને નહિ પકડી પાડે?"

...૧૯૧૯નાં ભૂખમરીના કપરા વર્ષમાં લેનિન પોતાના બિરાદરો, સૈનિકો અને પ્રાંતના ખેડૂતો દ્વારા મોકલાયેલ ખોરાક ખાવામાં લજ્જા અનુભવતા હતા. જ્યારે બંડલો તેમના તદ્દન સાદા ફ્લેટમાં લાવવામાં આવતાં ત્યારે તેઓ તરત જ લોટ, ખાંડ અને માખણ પોતાના માંદા કે અપૂરતા ખોરાકને કારણે અશક્ત એવા બિરાદરો વચ્ચે તે વહેંચી દેતા હતા. એક દિવસ મને જમવા આમંત્રતા તેમણે કહ્યું:

"હું તમને અસ્ત્રાખાનથી મોકલેલી ધુમાડાથી કાળી કરેલ થોડી માછલી ખવડાવી શકું છું."

પોતાના સકુરાતી કપાળમાં કરચલીઓ પાડતાં અને પોતાની સર્વદર્શી આંખો વડે એકબાજુ જોતાં તેમણે ઉમેર્યું:

"તેઓ ખાદ્ય સામગ્રી એવી રીતે મોકલી રહ્યા છે જાણે હું તેમનો માલિક હોઉં! પણ કેવી રીતે બચવું? જો હું તે સ્વીકારવાનો ઈનકાર કરું તો તેમની લાગણીઓ દુભાય. અને અહીં ચારેબાજુ દરેકે દરેક વ્યક્તિ ભૂખી છે."

સાદી ટેવો, પીવા કે ધૂમ્રપાનથી તદ્દન અપરિચિત એવા લેનિન સવારથી સાંજ સુધી પોતાનાં મુશ્કેલ અને ગૂંચવણ ભર્યાં કામમાં વ્યસ્ત રહેતા હતા. જોકે પોતાની જરૂરિયાતો તરફ જોવા તદ્દન અસમર્થ હોવા છતાં તેઓ પોતાનાં બિરાદરોની સુખસગવડો ઉપર તીક્ષ્ણ નજર રાખતા હતા. એક દિવસ હું તેમને મળવા આવ્યો. તેઓ પોતાના ઢાળિયા પાસે બેસીને કંઈક લખવામાં વ્યસ્ત દેખાયા.

"કહો, કેમ છો તમે?" તેમણે કહ્યું પણ તેમની કલમ કાગળથી એક



પળ માટે પણ દૂર નહોતી થઈ. "હું એક મિનિટમાં પૂરું કરી લઈશ. પ્રાંતોમાં એક બિરાદર છે જે કંટાળી ગયો છે અને દેખીતી રીતે થાકી ગયો છે. આપણે તેને હિમ્મત આપવી જ જોઈએ. વ્યક્તિની મનઃસ્થિતિ નકામી ગણવા જેવી વસ્તુ નથી!"

એક વખત જ્યારે હું મોસ્કોમાં તેમને મળવા ગયો ત્યારે તેમણે પૂછ્યું:

"તમે જમ્યા?"

"હા."

"તમે વાત બનાવી તો નથી રહ્યા ને?"

"મારી પાસે પુરાવાઓ છે—મેં ક્રેમલીનના ભોજનકક્ષમાં ખાવાનું ખાધું હતું."

"મેં સાંભળ્યું છે કે ત્યાં બહુ ખરાબ ખાવાનું બને છે."

"ના, બહુ ખરાબ નહિ પણ વધારે સારું બની શકતું હતું."

જે પછી તેમણે મને ઝીણવટથી સવાલો પૂછવાનું શરૂ કર્યું: શા માટે ખાવાનું ખરાબ હતું? કેવી રીતે તે સુધારી શકાતું હતું?

"તેમને થઈ શું ગયું છે?" તેઓ ક્રોધથી તપી ગયા. "શું તેઓ સારો રસોઈયો શોધી નથી શકતા? લોકો તનતોડ મહેનતથી કામ કરે છે, તેમને વધારે ખાતાં કરવા માટે સ્વાદિષ્ટ ખોરાક અપાવવો જ જોઈએ. હું જાણું છું તેટલું પૂરતું નથી, ખાદ્યસામગ્રી પણ ખરાબ છે અને તેથી કરીને તેમને નિપુણ રસોઈયાની જરૂર છે." પછી તેમણે પાચનશક્તિ માટે સ્વાદિષ્ટ ખોરાકના મહત્ત્વ ઉપર કોઈ આહારશાસ્ત્રી કે બીજા કોઈને દાખલા તરીકે ટાંક્યો.

"કેવી રીતે તમે આ બધાં માટે વિચારવાનો સમય શોધી કાઢો છો?" મેં પૂછ્યું.

"પ્રમાણસરના આહાર માટે?" તેમણે વળતો સવાલ કર્યો. તેમનો સ્વર એ દર્શાવતો હતો કે મારો સવાલ અસ્થાને હતો.

મારા એક જૂના પરિચિત સ્કોરોખોદોવ, મારી જેમ જ સોર્મોવોના હતા, બહુ નરમ દિલની વ્યક્તિ હતી. એક વખત તેમણે ચેકામાં કામના દબાણ વિષે મને ફરિયાદ કરી. જે ઉપર મેં નિરીક્ષણ કર્યું:

"હું માનું છું આ કામ તમારા માટે નથી. તમે આ કામ માટે યોગ્ય છો જ નહિ."

"તદ્દન સાચું!" તેઓ દુઃખપૂર્વક સહમત થયા. "હું તે કામ માટે બિલકુલ યોગ્ય નથી." પણ થોડો વિચાર કર્યા પછી તેમણે આગળ કહ્યું:

"તેમ છતાં, હજી પણ જ્યારે હું યાદ કરું છું કે ઇલ્યીચને પણ કદાચ ઘણી વાર પોતાના દિલ પર બળજબરી કરવી પડે છે ત્યારે હું મારી નબળાઈ પર લજ્જિત થઈ જાઉં છું."

સાચું કહો તો હું એવા ઘણા કામદારોને જાણું છું જેઓ પોતે જે ધ્યેય માટે કામ કરી રહ્યા છે તેના વિજય માટે તનતોડ પરિશ્રમ કરે છે અને "બળજબરી પોતાના મનને મારે છે."

શું લેનિનને પણ કદી "પોતાનું મન મારવું પડ્યું હતું?"

તેઓ પોતાના વિષે બહુ ઓછી ચિંતા કરતા હતા અને આવી વસ્તુઓના વિષે કોઈની સાથે બહુ વાત પણ નહોતા કરતા. મેં એવી કોઈ બીજી વ્યક્તિ જોઈ નહોતી જે પોતાના આત્મામાં ઉભડાતાં તોફાનોને આટલા ગુપ્ત રાખી શકે. માત્ર એક વખત જ્યારે ગોર્કીમાં તે કોઈકનાં બાળકને તેઓ લાડથી પંપાળતા હતા ત્યારે તેમણે કહ્યું:

"તેમની જિંદગી આપણા કરતાં ઘણી વધારે સારી હશે. આપણે આપણી જિંદગીમાં જે ભોગવ્યું છે તેનો તેઓ પોતે અનુભવ નહિ કરે. તેમની જિંદગીઓ ઓછી ક્રૂર હશે."

પણ ટેકરીઓની સોડમાં સંતાયેલા ગામ તરફ જોતાં તેમણે વિચારમગ્નતાથી ઉમેર્યું:

"પણ હું તેમની અદેખાઈ નથી કરતો. આપણી પેઢી વિસ્મયકારક ઐતિહાસિક મહત્ત્વનું કામ કરવામાં સફળ થઈ છે. પરિસ્થિતિઓ દ્વારા બળજબરી આપણા ઉપર લદાયેલી જીવનની કઠોરતા સમજવામાં અને ન્યાયપૂર્ણ ઠરાવવામાં આવશે. તે બધું જ સમજી લેશે, બધું જ!"

તેમણે હળવાં, કાળજીપૂર્વકનાં સ્પર્શે ધીમેથી બાળકને થાબડ્યું.

એક દિવસ જ્યારે તેમણે મને મળવા માટે બોલાવ્યો ત્યારે મેં તેમના ઢાળિયા ઉપર 'યુદ્ધ અને શાંતિ'નું પુસ્તક જોયું.

"આ સાચું છે, તોલ્સ્તોય! હું શિકારનું દૃશ્ય વાંચવા ઇચ્છતો હતો પણ પછી મને યાદ આવ્યું મારે એક બિરાદરને કાગળ લખવાનો હતો. મારી પાસે વાંચવાનો જરાપણ સમય નથી. માત્ર ગઈકાલ રાત્રે જ મેં તોલ્સ્તોય ઉપરનું તમારું પુસ્તક વાંચ્યું."

મરકાટમાં પોતાની આંખો ઝીણી કરતાં તેઓ પોતાની આરામ ખુરશીમાં ચેનથી લાંબા થયા અને અવાજ ધીમો કરતા ઝડપથી આગળ કહેવા લાગ્યા:



"કેવો ખડક છે, ઓહ? કેવો મહાન માણસ, મારા મિત્ર, તેવો હોય છે કલાકાર... અને તમે જાણો છો બીજું શું મને દંગ કરે છે? પેલા કાઉન્ટના આવતાં પહેલા સાહિત્યમાં વાસ્તવમાં કોઈ ખરો ખેડૂત નહોતો."

પોતાની પલકારા મારતી આંખો મારી તરફ ફેરવતાં તેમણે કહ્યું:

"યુરોપમાં તેમની સાથે બરાબરી કોણ કરી શકતું હતું?"

તેમણે આ સવાલનો પોતાના મનમાં ને મનમાં જ જવાબ આપ્યો.

"કોઈપણ નહિ."

તેમણે પોતાનાં હાથ મસળ્યા અને સ્પષ્ટ રીતે ખુશ થતા હસ્યા.

મેં ઘણીવાર રશિયા, રશિયનો અને રશિયન કળામાં તેમના ગર્વને અનુભવ્યો હતો. તે ખાસિયત લેનિન માટે પારકી અને હજી પણ વધારે નિષ્કપટ લાગતી હતી પણ પછી હું તેમાં કામદાર લોકો માટે તેમના ઊંડે ઊંડે ઘર કરીને રહેલાં આનંદમય પ્રેમનાં અધિસ્વરોને ઓળખતાં શીખ્યો.

કેપ્રીમાં શાર્ક માછલી દ્વારા ચીરાયેલ અને ગૂંચવાયેલ જાળોને સાવધાનીપૂર્વક છૂટી પાડી રહેલા માછીમારોને નિહાળતાં તેમણે કહ્યું હતું:

"આપણાં લોકો પોતાનાં કામમાં ચેતનવંતા અને ઉત્સાહી છે."

જ્યારે મેં મારી શંકાના ભાવ દર્શાવ્યા ત્યારે તેમણે ચીડપૂર્વક કહ્યું: "હમ... આ ટેકરા ઉપર રહેતાં તમે રશિયાને ભૂલી તો નથી રહ્યા ને?"

એક સાંજે મોસ્કોમાં પેશકોવના ઘેર ઈસાઈ દોબ્રોવેઈન દ્વારા વગાડાયેલ બીથોવેનની પિયાનો માટેની સંગીત રચનાઓ સાંભળતાં લેનિને કહ્યું:

"હું 'એપાસીઓનેટા' કરતાં વધારે સારી રીતે બીજું કશું નથી જાણતો અને હું તેને દરરોજ સાંભળી શકતો હતો. કેવું આશ્ચર્યકારક, અલૌકિક સંગીત છે આ! હું એ વિચારીને હંમેશાં અને કદાચ નિખાલસપણે ગર્વ અનુભવું છું કે લોકો આવા ચમત્કાર કરી શકે છે!"

પોતાની આંખો ઝીણી કરતાં અને કંઈક ઉદાસીપૂર્વક હસતાં તેમણે ઉમેર્યું:

"પણ હું સંગીત વારંવાર નથી સાંભળી શકતો, તે મારા મનની અતિ નાજુકાઈ ઉપર અસર કરે છે. હું મોહક, નાદાન વાતો કહેવા અને ગંદા નરકમાં રહેનારાં તેવાં લોકો, જેઓ આટલી સુંદરતા સર્જી શકે છે તેમનાં માથાં પંપોળવા ઇચ્છું છું. આજકાલ કોઈ કોઈનાં માથાને પંપોળી નથી શકતું, તેઓ કદાચ તમારા હાથ જ કરડી ખાશે. આવાં લોકોને નિર્દયતાપૂર્વક માથાં ઉપર મારવાં જ જોઈઓ જોકે આદર્શતઃ અમે લોકોને

મારવા પીટવાની વિરુદ્ધમાં છીએ. હમ... કેવું નરકદાયી મુશ્કેલ કામ છે!"

બહુ ખરાબ સ્વાસ્થ અને તદ્દન થાકી ગયેલા હોવા છતાં પણ તેમણે ૧૯૨૧ની ઑગસ્ટની નવમીએ મને નીચે પ્રમાણે નોંધ લખી:

"અ. મ.!

"મેં તમારો કાગળ કામેનેવને મોકલી દીધો છે. હું એટલો બધો થાકી ગયો છું કે હું કંઈ પણ કામ કરવા અસમર્થ છું. જરા વિચારો તમે લોહી થૂંકી રહ્યા છો પણ જવાનો ઇનકાર કરો છો!! આ તમારા માટે સાચે જ અત્યંત નિર્લજ્જભર્યું અને ગેરવાજબી છે. યુરોપમાં સારાં આરોગ્યભવનમાં તમને સારી સારવાર મળશે અને તમે ત્રણ ગણું ઉપયોગી કામ કરી શકશો. વાસ્તવમાં સાચી વાત છે. અહીં ન તો તમારી સારવાર થઈ રહી છે, ન તો કોઈ કામ થઈ રહ્યું છે પણ માત્ર ધક્કાધક્કી જ ખાઈ રહ્યા છો. માત્ર વ્યર્થ ધક્કાધક્કી જ છે! તમે ચાલ્યાં જાવ અને ફરી સ્વાસ્થ્ય પ્રાપ્ત કરી આવો. હું તમને હઠાગ્રહી ન થવા વિનતી કરું છું!

"આપનો લેનિન."

એક વર્ષથી વધારે સમય સુધી આશ્ચર્યકારક દુરાગ્રહ સાથે તેઓ મને રશિયા છોડવા માટે આગ્રહ કરતા રહ્યા. હું આશ્ચર્ય પામ્યા વિના ન રહી શક્યો કે પોતાના કામમાં આટલા સંપૂર્ણપણે ડૂબેલાં હોવા છતાં પણ કેવી રીતે તેઓ યાદ રાખી શકતા હતા કે ક્યાંક કોઈક માંદું હતું અને તેને આરામની જરૂર હતી.

તેઓ આ પ્રકારનાં કાગળો વિભિન્ન લોકોને, કદાચ સેંકડો લોકોને લખતા હતા.

પોતાના બિરાદરો માટેની તેમની અસાધારણ કાળજી, તેમના પ્રત્યે તેમનું ધ્યાન, તેમના જીવનમાં અપ્રિય તથા નજીવી બાબતોમાં તેમનો ઉત્સુક રસ હું પહેલાં જ જણાવી ચૂક્યો છું. તેમની આ ઉત્સુકતામાં મને જરા પણ એ સ્વાર્થી ઉત્સુકતાની ગંધ નથી મળી, જેને ક્યારેક ક્યારેક ચતુર માલિક પોતાના યોગ્ય અને ઈમાનદાર કામદારો તરફ પ્રદર્શિત કરે છે.

પોતાના સાથીઓ પ્રતિ તેમનું ધ્યાન એક સાચા સાથીનું, સાચી રીતે ગંભીર ધ્યાન હતું. સમાન સાથીઓના પ્રતિ એક સમાન સાથીનો સ્નેહ હતો. મને ખબર છે કે પક્ષમાં સૌથી મોટા માણસોની વચ્ચે પણ



વ્લાદીમિર લેનિનની જોડનું કોઈ નહોતું, પણ તેમને આનો જરા પણ આભાસ નહોતો અથવા તો એમ કહો કે તેઓ આ આભાસ કરવા ઇચ્છતા નહોતા—જ્યારે તેઓ લોકો સાથે ચર્ચા કરતા હતા, તેમની હાંસી ઉડાવતા હતા, અને તેમની તરફ હસતા હતા ત્યારે તેઓ લોકો સાથે કઠોર બની જાતા હતા. આ બધું એકદમ સાચું છે.

તેમ છતાં સમય સમય પર જ્યારે તેઓ એક દિવસ પહેલાં જ જે લોકોને ધમકાવ્યા હતા અને ઠપકો આપ્યો હતો તેમના વિષે બોલતા ત્યારે હું તેમની બુદ્ધિ અને નૈતિક ચારિત્ર્ય માટે ખરા દિલના આશ્ચર્યનો, તેમનાં ૧૯૧૮-૧૯૨૧ની કષ્ટદાયક પરિસ્થિતિઓમાં તનતોડ અવિરત પ્રયત્ન માટે માનનો સ્પષ્ટ અણસારો અનુભવતો હતો. ૧૯૧૮-૧૯૨૧માં તેઓએ બધા જ દેશો અને બધાં જ રાજકીય પક્ષોમાં જસૂસો દ્વારા ઘેરાઈને, એવા કાવતરાંઓની વચ્ચે કામ કર્યું હતું જે યુદ્ધથી કૃશ થયેલ દેશની કાયા ઉપર પરુ ભરાયેલાં ગૂમડાંની જેમ પાકેલાં હતાં. તેઓએ પળવાર આરામ કર્યા વિના થોડુંક રૂખું સૂખું ખાઈને, સતત ચિંતાની સ્થિતિમાં રહીને કામ કર્યું હતું.

લેનિન પોતે એ પરિસ્થિતિઓના બોજને, ગૃહયુદ્ધનાં રક્તરંજિત તોફાનથી ડગમગી ઊઠેલ જીવનની ચિંતાઓને, અનુભવતા લાગતા નહોતા. માત્ર એક વખત જ્યારે તેઓ આન્દ્રેયેવા સાથે વાતચીત કરી રહ્યા હતા ત્યારે તેમના મોંમાંથી ફરિયાદ જેવી કોઈ વાત કે પછી જેને આન્દ્રેયેવાએ ફરિયાદ તરીકે ગણી હતી તે નીકળી હતી:

"પણ આપણે શું કરી શકીએ તેમ છીએ, પ્રિય મારીયા ફ્યોદોરોવ્ના? આપણે લડાઈ ચાલુ રાખવી જ પડશે. આપણે ચાલુ રાખવી જ પડશે! બેશક તે આ આપણા ઉપર બહુ મોટી મુશ્કેલી છે. તમે એમ વિચારો છો કે ક્યારેક ક્યારેક મને પણ કપરું નથી લાગતું? ઘણું કપરું કામ છે, હું તમને કહું છું! પણ દ્ઝેર્જીન્સ્કી તરફ જુઓ. જુઓ કેટલાં ઝરડાઈ ગયેલા દેખાય છે! પણ તેનો કોઈ બીજો ચારો નથી. જ્યાં સુધી આપણે જીતી નથી જતા ત્યાં સુધી એ વાતની કોઈ ચિંતા નથી કે આપણા ઉપર બહુ મોટી આપત્તિ છે!"

જ્યાં સુધી મારી વાત છે, મેં માત્ર એક જ વખત તેમને ફરિયાદ કરતાં સાંભળ્યા હતા:

"કેટલી અફસોસની વાત છે," તેમણે કહ્યું, "પેલો મોરતોવ આપણી સાથે નથી! કેવો અદ્ભુત બિરાદર તે છે, કેટલા સ્વચ્છ દિલનો છે તે!

મને યાદ છે કેટલી વાર સુધી અને ખુલ્લા દિલે તેઓ હસ્યા હતા, જ્યારે તેમણે ક્યાંક વાંચ્યું હતું કે મારતોવે કહ્યું હતું: "રશિયામાં માત્ર બે કમ્યુનિસ્ટો છે લેનિન અને કોલોન્તાઈ."

દિલ ભરીને હસી લીધા પછી સ્વસ્થ થતાં તેમણે નિસાસો નાંખી ઉમેર્યું:

"કેટલો ચતુર છે તે! ઓહ, સારું..."

પોતાના અધ્યયનકક્ષના બારણાં પાસે આર્થિક સંચાલકને જોયાં પછી તેમણે એ જ આદર અને આશ્ચર્યના ભાવે કહ્યું:

"તમે તેને લાંબા વખતથી જાણો છો? તેઓ યુરોપમાં કોઈપણ દેશના મંત્રિમંડળનું નેતૃત્વકરી શકતા હતા."

પોતાના હાથ મસળતાં તેમણે ઉમેર્યું:

"યુરોપ પ્રતિભાની વાતમાં આપણા કરતાં નબળું છે."

મેં સૂઝાવ આપ્યો કે તેઓ ભૂતપૂર્વ તોપખાનાના કર્મચારી બોલ્શેવીકની શોધ જોવા મારી સાથે મુખ્ય તોપખાના વિભાગનાં વડામથકની મુલાકાત લે. તે હવાઈ જહાજ વિરોધી તોપમારાને સુધારવા માટેનું યંત્ર હતું.

"આવી વસ્તુઓ વિશે હું શું જાણું?" તેમણે કહ્યું પણ તેમ છતાં તેઓ મારી સાથે ગયા.

અંધારિયા ઓરડામાં અમે સાત કઠોર જનરલોને જોયા. તેઓ બધા સફેદ વાળવાળા મૂંછોવાળા અને વિદ્વાન હતા. અને જે મેજ ઉપર તે યંત્ર ગોઠવવામાં આવ્યું હતું તેની ફરતે બેઠા હતા. લેનિનની અસાધારણ નાગરિક જેવી આકૃતિ તેમની વચ્ચે ખોવાઈ ગયેલી લાગતી હતી. શોધકે રચના સમજાવવાનું શરૂ કર્યું. મિનિટ કે બે મિનિટ સાંભળીને લેનિન સહમતીપૂર્વક બોલ્યા: "હ્મ" અને એટલી સરળતાથી તે માણસને સવાલ પૂછવાનું શરૂ કર્યું જાણે તેને રાજકીય સમસ્યાઓ ઉપર કસોટીમાંથી ઉતારી રહ્યા હોય:

"કેવી રીતે નિશાન તાકવાની વિધિ બમણું કાર્ય પૂરું કરી લે છે? શું તોપની નળીના ખૂણાને ક્રિયાવિધિના પરિણામો સાથે સ્વતઃ રીતે ગોઠવી ન શકાય?"

તેમણે શોધક અને જનરલો તરફથી તૈયાર જવાબો પ્રાપ્ત કરતાં નિશાનબાજીના ક્ષેત્ર અને બીજી કેટલીક વસ્તુઓ વિષે પણ પૂછ્યું.

"મેં મારા જનરલોને કહ્યું હતું કે તમે એક બિરાદરની સાથે આવી રહ્યા હતા, પણ તેમને એ નહોતું કહ્યું કે તે બિરાદર કોણ હતો."



પાછળથી શોધકે મને કહ્યું. "તેઓ ઇલ્યીચને ઓળખી શક્યા નહોતા. અને કદાચ તેઓ કલ્પી પણ નહિ શક્યા હોય કે તેઓ આટલા ચુપચાપ, કોઈપણ જાતની ઔપચારિકતા વિના, કોઈ અંગરક્ષક વિના અહીં આવી ચડશે. 'તેઓ કોઈ ટેકનીશિયન કે પછી પ્રોફેસર છે કે શું?' તેઓએ પૂછ્યું. 'લેનિન!' તેઓ અવાક રહી ગયા. 'અને કેવી રીતે તેઓ અમારા વિશેષ ક્ષેત્ર વિષે આટલી સારી જાણકારી રાખતા હતા? તેમણે પૂછેલાં સવાલો ટેકનીકલ યોગ્યતાની છાપ છોડતા હતા!' તેઓ ગૂંચવણમાં પડી ગયા હતા. હું નથી માનતો કે તેઓ વાસ્તવમાં એમ માનતા હતા કે તેઓ લેનિન હતા..."

તોપખાના વિભાગનાં વડામથકેથી પાછાં ફરતાં તે શોધક વિષે વાત કરતાં કરતાં હસતા રહ્યા:

"માણસને પારખવામાં કેવી રીતે કોઈ ખોટું પડી શકે છે! હું જાણતો હતો તે ખૂબ સારો જૂનો બિરાદર હતો પણ તેમની બુદ્ધિ વિષે ભાગ્યે જ જાણતો હતો. અને ચોક્કસપણે તેઓ સારા જ નીકળ્યા! ઉત્તમ માણસ છે! જ્યારે મેં યંત્રની વ્યાવહારિક કિંમત વિષે શંકા જાહેર કરી ત્યારે તમે પેલા જનરલોનાં મિજાજને જોયો હતો? મેં જાણીબૂઝીને તેમ કર્યું હતું. એ જોવા માટે કે તેઓ તેમના પેલા કુશળ યંત્ર વિષે વાસ્તવમાં શું વિચારતા હતા."

તેઓ ફરીથી હસ્યા અને પૂછ્યું:

"તમે કહો છો કે તેણે બીજી શોધ પણ કરી છે? શા માટે તેના વિષે કંઈ કરી ન શકાય? તેમને તો માત્ર એ જ કામમાં વ્યસ્ત રહેવું જોઈએ. ઓહ, જો આપણે પેલા બધા ટેકનીશયનોને આદર્શકાર્ય પરિસ્થિતિઓ પ્રદાન કરી શકતા હોત તો! પચ્ચીસ વર્ષોમાં તો રશિયા વિશ્વમાં સૌથી વધુ વિકસિત દેશ બની જશે!"

મેં ઘણી વાર તેમને લોકોના વખાણ કરતાં સાંભળ્યા છે. એમ કહેવામાં આવતું હતું કે જે લોકોને તેઓ જરાપણ પસંદ નહોતા કરતા તેમ છતાં પણ તેમના ઉદ્યમની પ્રશંસા કરતા હતા.

...મારા પ્રતિ તેમનું વલણ એક કડક માર્ગદર્શક અને દયાળું "ફિકરમંદ મિત્ર" જેવું હતું.

"તમે ગૂઢ માણસ છો," એક વખત તેમણે મને મનમાં ને મનમાં હરખાતાં કહ્યું. "તમે સાહિત્યમાં સારા વાસ્તવવાદી છો તેમ લાગે છે પણ જ્યાં સુધી લોકોની વાત છે તમે કાલ્પનિક દુનિયામાં રાચો છો. તમે

વિચારો છો દરેક વ્યક્તિ ઈતિહાસનો શિકાર બનેલી છે, કેમ ખરું ને? આપણે ઈતિહાસ જાણીએ છીએ અને યજ્ઞમાં બલિ ચઢાયેલ ભોગો વિષે કહીએ છીએ: 'યજ્ઞવેદીઓ ઉથલાવી પાડો, મંદિરોને તોડી ફોડી નાખો અને ભગવાનોને બહાર હાંકી કાઢો!' તેમ છતાં તમે મને એ મનાવવાનું પસંદ કરશો કે મજૂરવર્ગનો લડાઈખોર પક્ષ સૌથી પહેલાં અને સૌથી મોખરે બુદ્ધિજીવીઓને સુખચેન આપવા માટે બંધાયેલ છે."

કદાચ હું ભૂલ કરતો હોઈશ, પણ મેં અનુભવ્યું હતું કે વ્લાદીમિર ઈલ્યીચ મારી સાથે ચર્ચા કરવાનું પસંદ કરતા હતા અને લગભગ હંમેશાં જુદાં પડતી વખતે આ શબ્દો કહેતા હતા: "જ્યારે તમે શહેરમાં આવો ત્યારે મને બોલાવશો, આપણે મળીશું."

બીજા પ્રસંગ ઉપર તેમણે કહ્યું હતું:

"તમારી માન્યતાઓના બહોળા અને વ્યાપક ક્ષેત્રને જોતાં તમારી સાથે ચર્ચા કરવી હંમેશાં રસપ્રદ છે."

તેઓ મને વૈજ્ઞાનિકો ઉપર વિશેષ ભાર મૂકતાં બુદ્ધિજીવીઓની ભાવનાઓ વિષે પૂછપરછ કરતા: ખાલાતોવ અને હું તે સમયે વૈજ્ઞાનિકોના કલ્યાણ કમિશનમાં કામ કરતા હતા. તેઓ સર્વહારા વર્ગના સાહિત્યમાં રસ ધરાવતા હતા.

"તમને તેના તરફથી કોઈ આશા છે?"

મેં કહ્યું મને આશા તો ઘણી છે પણ હું અનુભવું છું કે ભાષાવિજ્ઞાન, પાશ્ચાત્ય અને પૂર્વીય ભાષાઓ, લોક સાહિત્ય, વિશ્વ સાહિત્યના ઈતિહાસની શાખાઓ તથા રશિયન સાહિત્યના ઈતિહાસ માટે જુદા વિભાગવાળી સાહિત્યિક કોલેજનું સંગઠન કરવું અત્યાવશ્યક હતું.

"હ્મ," તેમણે મનમાં ને મનમાં હરખાતાં અને આંખો ત્રાંસી કરતાં કહ્યું. "આ અત્યંત મહત્ત્વાકાંક્ષી અને ઝળહળતી યોજના છે! તેના મહત્ત્વાકાંક્ષી હોવા તરફ મને વાંધો નથી પણ શું તે ઝળહળતી પણ થશે? આ ક્ષેત્રમાં આપણી પાસે આપણા પોતાના પ્રોફેસરો નથી. જ્યાં સુધી બુર્ઝવા પ્રોફેસરોની વાત છે તમે કલ્પી શકો છો કે કેવા પ્રકારનો ઈતિહાસ આપણને આપશે... ના, અત્યારે આપણે તે કામ હાથમાં ઉપાડી શકીએ તેમ નથી... આપણે હજી બીજાં ત્રણ કે કદાચ પાંચ વર્ષો સુધી રાહ જોવી પડશે."

તેમણે ખિન્નતાપૂર્વક આગળ કહ્યું:



"મારી પાસે વાંચવા માટે જરા સરખો પણ સમય નથી!... એમ નથી લાગતું કે આજકાલ ઘણી બધી કવિતાઓ લખાઈ રહી છે? સામાયિકોમાં આખા ને આખા પાનાં ભરીને હોય છે અને નવાં સંગ્રહો દરરોજ પ્રકાશનમાં આવતાં રહે છે."

મેં કહ્યું કે આવાં સમયમાં યુવાન લોકોની ગીત માટેની ઉત્કટ ઈચ્છા સ્વાભાવિક છે અને મારા ખ્યાલથી પેલી સામાન્ય કોટિની કવિતાઓ લખવી એ સારા ગદ્યો લખવા કરતાં ઘણું વધારે સહેલું છે. મેં જોયું હતું, કવિતાઓ લખવામાં ઓછો સમય લાગે છે અને વળી આપણી પાસે છંદ રચનાશાસ્ત્રના ઘણા સારા શિક્ષકો પણ હતા.

"ઓહ, ના, હું નથી માની શકતો કે કવિતાઓ લખવી એ ગદ્ય લખવા કરતાં સહેલી છે! હું આવી વાતની કલ્પના પણ નથી કરી શકતો. જો તમે મારી ખાલ ઉધેડવાની ધમકી આપો તો પણ હું કવિતાની બે લીટીએ ન લખી શકું."

તેમણે ભ્રૂકુટી ચઢાવતાં કહેવાનું ચાલુ રાખ્યું: "આપણી પાસે અને યુરોપમાં પ્રાચીન ક્રાંતિકારી સાહિત્ય જેટલા પ્રમાણમાં છે તે આખું ને આખું જન સમુહોને પ્રાપ્ત કરવું જોઈએ."

તેઓ એવા રશિયન હતા જેઓ લાંબા વખત સુધી રશિયાથી દૂર રહ્યા હતા અને પોતાના દેશને અત્યંત ધ્યાનપૂર્વક તપાસતા હતા. દૂરથી તે વધારે આકર્ષક અને રંગબેરંગી લાગતું હતું. તેમણે તેની સુપ્ત શક્તિનું મૂલ્યાંકન તદ્દન સાચી રીતે કર્યું હતું. જે છે લોકોની અસાધારણ પણ હજી સુધી અશક્તપણે જાહેર કરવામાં આવેલ નૈસર્ગિક શક્તિ. જેણે હજી સુસ્ત તથા નીરસ ઈતિહાસને જાગૃત નથી કરી. પણ દરેકે દરેક જગ્યાએ તે પ્રતિભા હતી જે કાલ્પનિક રશિયન જીવનની ગમગીન પાર્શ્વભૂમિ સામે ચળકતાં સોનેરી સિતારાઓમાં ટકી રહેતી હતી.

આ વિશ્વના મહામાનવ, સાચા માનવ વ્લાદીમિર લેનિન પરલોકવાસી થઈ ગયા છે. તેમનું અવસાન તે બધાં જ લોકો માટે અત્યંત દુ:ખદાયી ફટકો છે. જેઓ તેમને જાણતાં હતાં, તેમને માટે સાચે જ અત્યંત દુ:ખદાયી ફટકો!

પણ મૃત્યુની કાળી રેખા આખી દુનિયાની આંખોમાં તેમના મહત્ત્વને—વિશ્વના મજૂરવર્ગના નેતાનાં અપાર મહત્ત્વને—માત્ર વધારશે જ.

તેમના માટે તિરસ્કારના વાદળો, તેમની ફરતે વણાયેલાં જૂઠાણાં અને

નિંદાના વાદળો ભલેને ગમે તેટલા વધારે ઘનઘોર હોય તો પણ એવી કોઈ તાકાત નથી જે આ ઉન્મત્ત વિશ્વના ગૂંગળામણભર્યાં અંધકારમાં લેનિન દ્વારા સળગાવવામાં આવેલી મશાલને ઓલવી શકે.

હજી સુધી એવી કોઈ બીજી વ્યક્તિ પેદા નથી થઈ જે આ મહા-માનવીની જેમ વાસ્તવમાં વિશ્વભરમાં અમર સ્મૃતિનો અધિકાર ધરાવે.

વ્લાદીમિર લેનિન હવે આપણી વચ્ચે નથી રહ્યા. પણ તેમનાં દૂરંદેશીપણાં અને સંકલ્પનાં પેલાં વારસદારો હજી પણ જીવંત છે. તેઓ જીવિત છે અને ધરતી ઉપર એટલી સફળતાપૂર્વક કામ કરી રહ્યાં છે, જેટલું આ સંસારમાં આજ સુધી કોઈએ ક્યારેય નથી કર્યું.

૧૯૨૪-૧૯૩૦



# અલેક્સાન્દર માલીશ્કિન

### અલેક્ષાન્દર માલીશિકન
### (૧૮૯૨ - ૧૯૩૮)

અલેક્ષાન્દર માલીશિકન સોવિયેત લેખકોની એ પેઢીમાંથી એક હતા જેઓ ૧૯૧૭ની ઑક્ટોબર ક્રાંતિ પછી સાહિત્યિક ક્ષેત્રમાં પ્રવેશ્યા હતા. તે વર્ષોને ફરીથી યાદ કરતાં અલેક્ષાન્દર ફાદેયેવે પોતાનાં તથા પોતાનાં સહકાર્યકરો વિષે કહ્યું: "અમે સાહિત્યમાં ઉછાળા ઉપર ઉછાળા રેડયા, અમે ઘણા બધા હતા. દરેકે દરેકને પોતાનો જીવન અનુભવ હતો, પોતાનું આગવું વ્યક્તિત્વ હતું પણ અમે બધા અમારા નવા સમાજવાદી વિશ્વ, અમારા પોતાના નીજી વિશ્વ સાથેના મોહ દ્વારા જોડાયેલા હતા."

માલીશિકન પેન્ઝા પ્રાંતમાં એક ગામ બોગોરોદ્સ્કોયેમાં જન્મ્યા હતા, જ્યાં તેમના પિતા કરિયાણાનું કામ કરતા હતા. પોતાના બાળપણ વિષે માલીશિકને લખ્યું હતું: "અમે ગરીબ હતાં, અમારાં કુટુંબો ગરીબ અને નીચલાં સ્તરનાં હતાં. અમારા આખા કુળમાં હું સૌથી પહેલો છોકરો હતો જેને વડીલો સાથે ખભે ખભા મેળવવા માટે મધ્યમ વર્ગના લોકો માટેની શાળામાં દાખલ કરાવવાની તેના પિતાએ ઉદ્ધતાઈ કરી હતી." ૧૯૧૧માં માલીશિકનને પિટર્સબર્ગ વિશ્વવિદ્યાલયના ભાષાશાસ્ત્ર સંબંધી વિભાગમાં દાખલ કરવામાં આવ્યા હતા અને તે સમયે ગ્રામ્ય જીવન વિશે તેમની સૌથી પહેલી ટૂંકી વાર્તાઓ પ્રકાશનમાં આવી.

૧૯૧૬માં વિશ્વવિદ્યાલયની પદવી લીધા પછી માલીશિકન કાળા સમુદ્રના લશ્કરી કાફલાની સક્રિય સેવામાં દાખલ થયા અને ઑક્ટોબરની ૧૯૧૭ની ક્રાંતિ પછી બ્રિગેડ સોવિયેતનાં ડિપુટી તરીકે ચૂંટાયા હતા.

'દક્ષિણ તરફ ગાડી', માલીશિકનની સૌથી સારી વાર્તાઓમાંથી એક છે. જેમાં અખિલ ઘટનાક્રમના વર્ણનમાં એટલી બધી નથી પણ પ્રેમના પ્રગટીકરણમાં, બધાંના દિલને જીતી લેનાર પ્રેમ કે જે માનવીને સંપૂર્ણપણે રૂપાંતરિત કરી દે છે તેમાં છે. આ પ્રેમને લેખકે સાધારણપણા, સુસ્પષ્ટતા અને વળી અણઘડપણાના બાહરી કવચમાંથી પારખ્યો હતો.

# દક્ષિણ તરફ ગાડી

તમે જાણો છો રજાના દિવસ પહેલાં પેલી થતી વિશેષ લાગણીઓને? તે કંઈક એવા પ્રકારની હોય છે કે જાણે કોઈક અદૃશ્ય સૂર્ય પ્રકાશથી ચમકતા બગીચામાંથી ઊઠેલી હવાની લહેર તમારી ચારે બાજુ ઘૂમરાઈ રહી હોય અને દિલના તારને ઝણઝણાવી રહી હોય. તેનો સૌથી પહેલો અનુભવ વસંતમાં થાય છે જ્યારે કામદાર સંઘ સમિતિ ક્રીમીયામાં આરામ કરવા માટે દરિયા કિનારાએ આરામગૃહમાં જગ્યાઓ શોધવાનું શરૂ કરે છે, જ્યારે ટાઈપીસ્ટો પોતાનાં ગરમ જાકીટો ઉતારે છે અને પોતાનાં ઉનાળાનાં હળવાં બ્લાઉઝ અને ફ્રોકો ઉપર સવારના સૂર્ય પ્રકાશ અને પહોળી ખુલ્લી ટ્રામની બારીઓની લહેરો ઓફિસ તરફ લાવે છે. તમારા વિભાગમાંનો હિસાબનીસ પણ તેની યાદ કરાવે છે કે જે ઉનાળાની રજાઓ માટે શહેરમાંથી જતો રહ્યો છે. પેલા એકાગ્રતાની પવિત્ર સમાધિરૂપ તેના ઢાળિયા ઉપર અને આંકડાઓથી ભરેલાં પેલાં તેનાં ચોપડાઓના મોટા ઢગલા ઉપર પણ કલ્યાઝ્મા ઉપર ચંદ્રપ્રકાશનાં કિરણો ચળકી રહ્યાં છે. ખૂબ મોડી સુસ્ત રાત સુધી બર્ચવૃક્ષો ખડખડાટ કરી રહ્યાં છે... બગીચાની, એકાંત ખૂણાઓની અને છૂપી મુલાકાતોનાં સંકેતસ્થાનની સુસ્ત રાત. તમે તમારી સાથે મનમાં ને મનમાં દક્ષિણ તરફ જતી ગાડીઓ વિશેનું સમય પત્રક તમારા મગજમાં લઈને ફરો છો અને ઓફિસની દીવાલો, મોસ્કોની મધ્યમાં પણ, કાચ જેવી થઈ જાય છે અને તેમની પાછળ ધસે છે—બાપરે, કેવી રીતે ધસે છે!—વિસ્તીર્ણ મેદાનોનાં તાજા અને અંતહિન વિસ્તારો.

અને કંઈક બીજી એવી વસ્તુ પણ હતી જેના કારણે હું દક્ષિણ તરફ જવા ઈચ્છતો હતો.

એક એવો સમય હતો જ્યારે વિસ્તીર્ણ મેદાનો વિનાશથી કંપકંપી ઊઠયાં હતાં અને લડાઈમાં જીતાયેલા રસ્તાની બાજુ પરનાં દરેક દરેક નાનાં નાનાં સ્ટેશનો પહેલાં દુનિયા જે જાણતી હતી તેના કરતાં પણ કંઈક

વધારે સારાની સાક્ષી ધરાવતાં હતાં. કદાચ તમને બેરેઝ્નેવાત્કા ગામની નજીક છઠ્ઠી ઉરાલ રેજીમેન્ટના કરુણ નસીબ વિષેનું યુદ્ધનિવેદન યાદ હશે. તે હું હતો જે સમયસર પેલાં વિશ્વાસઘાતનાં ટુકડાને શોધી શક્યો હતો અને ચોવીસ કલાકની એક ધારી લડાઈ પછી મારા સગા ભાઈ સહિત અડધા વધારે લોકોને ગુમાવી દીધા પછી બચેલી લોહિયાળ રેજીમેન્ટ સાથે અમારા ડિવિઝન સુધી પહોંચી શક્યો હતો.

કાયમ માટે ગુમાવેલી જુવાનીની અને મૃત્યુની ગંધથી ભરેલા પેલા મેદાનને ફરીથી જોવું તે કેટલું વિચિત્ર લાગે છે. ત્રણ વર્ષોમાં હું તે ગંધને તદ્દન ભૂલી ગયો હતો.

મોસ્કો છોડયું તેની એકદમ પહેલાં જ મને ઑગસ્ટની એક સાંજ યાદ આવી જ્યારે હું અરબાતમાં સિનેમાઘરમાં ગયો હતો. બધું જ જેમ હોવું જોઈએ તેમ જ હતું. પ્રેક્ષકખંડમાં ઉદાસ ચહેરાવાળાં યુગલો આમતેમ ફરી રહ્યાં હતાં, 'બાયાદેરા'ની પકડમાં વાયોલીનો આક્રંદ કરી રહ્યાં હતાં, ભૂતવળગાડ વળગ્યું હોય તેવા માણસની જેમ પિયાનો વગાડનાર પોતાના સ્ટૂલ પર ઉપર નીચે ઊછળકૂદ કરતો હતો. વિશાળ ભારે પડદાંઓવાળી બારીઓની પાછળથી ચોકના ચકરાવા અને શોરબકોર, નીચે વિથિ તરફની પ્રકાશ ભરેલી બારીઓવાળી લોકોથી ભરેલી જતી ટ્રામોનાં ભૂમિગત ગડગડાટો આવતાં હતાં. મને મારા પ્રવાસ વિષેની, દક્ષિણ વિષેની યાદ તાજી થઈ અને હું નથી જાણતો શા માટે, પણ ત્યાર પછી મને તે અસંભવ લાગ્યું કે બેરેઝ્નેવાત્કા નામે કોઈ જગ્યા કદી હતી કે છઠ્ઠી રેજીમેન્ટ સાથે કોઈ ભારે અનર્થ ઘટયું પણ હતું કે પછી ધૂમાડો નીકળતાં પેરેકોપ ઉપર દિવસ ઊગ્યો પણ હતો. આવી વસ્તુઓ વિષે વિચારવું એ નાપાક બનેલી કબરમાં જોવા સમાન હતું. અને અત્યારે પેલા અંધારિયા મેદાનો ખુંશી માટે દક્ષિણ તરફ દોડતી ગાડીઓ દ્વારા નાપાક કામમાં ઉપયોગમાં લેવાઈ રહ્યા હતા...

હું પણ કદાચ પેલાં અનામી મૃતકોની વચ્ચે પડયો હોઈ શકત!

...પણ તે બધાનું કારણ હતું હું ખૂબ થાકી ગયો હતો. મારા જવાની સવારે પ્લેટફોર્મ ઉપર એટલી આનંદદાયક ભીડ હતી અને આસમાન એટલું આનંદકારક આસમાની હતું કે હું તે બધા વિષે લગભગ ભૂલી જ ગયો. હું માત્ર એટલું જાણતો કે હું આઝાદ હતો, પેલા કેસોની



ફાઈલો, અહેવાલો અને ઉલ્લેખો બધાંને મારા મગજમાંથી એકદમ દૂર કરી નાખ્યાં— તેમનામાંથી ઘણા ઉપર મેં યુદ્ધ નૃત્યો કર્યાં હતાં.

સેવાસ્તોપોલ ગાડી બે વાગે જવાની હતી. કોની સાથે હું મુસાફરી કરીશ એમ સુસ્તપણે વિચારતો હું મારા ડબ્બામાં બેઠો હતો. સૌથી પહેલાં આવનાર હતી બે છોકરીઓ, પ્રસંગોવશાત્ તે બંને કોઈક જોરદાર ખ્યાતિપ્રાપ્ત ઓફિસની સેક્રેટરીઓ હતી; તેમની પીળી સુટકેસો, ભરેલાં નામનાં પહેલાં અક્ષરવાળી મુસાફારી માટેની બેગો અને બેશક મેજ માટેનાં ફૂલો તે બધું જ મમ્મીની રક્ષણાત્મક પાંખો હેઠળ સ્વચ્છતા અને આરામદાયક જીવન વિષે બોલતું હતું. અને ત્યાં ડબ્બાની બારી નીચે પ્રાચીન દુનિયાની બંધબેસતી કાંચળી વાળી, ભારે જડબાંવાળી, હાથમાં કાળાં કેળવેલાં ચળકતાં ચામડાંનાં મોટાં પર્સ લઈને તે બે મમ્મીઓ ઊભી હતી.

"કાગળ લખવાનું ન ભૂલતાં!" તેઓ ચિંતા કરવા લાગ્યાં. "જેન્યા વ્હાલી, સાંજે બહુ ઠંડી હોય છે, સ્વેટર પહેરવું ન ભૂલતી! વ્હાલી સોન્યા, યાદ રાખીને યાલ્તામાં સોફિયા આન્દ્રૂયેવ્નાને મળવા જજે!"

ઉઘાડા હાથવાળી, પ્રશંસકોની નજરો દ્વારા ચૂમાયેલ અને એક કાળી આંખ નીચે આકર્ષક તલવાળી જેન્યા અતિચંચળપણે વળતી બૂમ પાડી ઊઠી: "વ્લાદીમીર અલેક્સાન્દ્રોવિચને કહેજો!.. તેમણે તે ગોઠવી આપવાનું વચન આપ્યું હતું." અને કામદાર સંઘ સમિતિ વિષે કંઈક બીજું કે જે ત્યાં જણવવાનું હતું અને પોસ્ટકાર્ડ વિષે જે તેણે ખારકોવથી યાદ રાખીને મોકલવું જોઈતું હતું.

બીજી સિલ્કનો સ્કર્ટ પહેરેલી માંસલ કાયાવાળી જુવાન છોકરી—કોઈક દિવસે તે સુંદર મા બનશે—તે એવાં પ્રકારની માઓમાંથી એક થશે કે જેઓ હંમેશાં ટ્રામ માટે ઘણી મોડી પડતી દોડતી રહેતી હતી અને અસંખ્ય પાર્સલોના વજન હેઠળ નાસીપાસ થતી હાંફતી રહેતી હતી—આવી આ બીજી છોકરીએ માત્ર પોતાનાં વાળના આકર્ષક સોનેરી ગુચ્છાને નમાવ્યો અને કદાચ અસ્પષ્ટ સ્મિત આપ્યું.

"મમ્મી, તુસ્કાને ખવડાવવાનું ન ભૂલતી," તેનું પણ સૂચન હતું.

તેઓ બંનેની આંખોમાં ઉન્માદનો નશો ચમકતો હતો. અરે હા, તેઓ જેવા પ્રકારના ઓરડામાં રહેતાં હતાં તે હું કલ્પી શકતો હતો—ખુરશીનાં કવરો, તેમની નાનકડી અભરાઈઓ, તેમના નાજુક રમકડાંઓ—એ બધું રાચરચીલાના સંગ્રહાલય જેવું લાગતું હતું. આ બધામાં જૂના

અધિકારીનાં ઠાઠમાઠનું, ૧૯૧૦થી ૧૯૧૪નાં ઓરડાઓના વાતાવરણનો ઊમેરો કરતું હતું જેની ક્રાંતિનાં વાવાઝોડાંથી અમારા આજના આરામદાયક શાંતિપૂર્ણ દિવસો સુધી સફળતાપૂર્વક સારસંભાળ રાખવામાં આવી હતી. અને અત્યારે, પેલા ભયંકર વર્ષો પછી પહેલી વખત — ફરીથી ક્રીમીયા તરફ જતાં — તે બિલકુલ જૂનાં જેવું જ લાગતું હતું!

પછી આવ્યો લશ્કરી માણસ. તેના કોલર ઉપર લશ્કરી ટૂકડીના કમાન્ડરની પટ્ટીઓ લાગેલી હતી. તે લગભગ ત્રીસેક વર્ષનો ભારે શરીરવાળો હતો. તેનો ચહેરો બાયલાં જેવો, કસાયેલો અને સાદો હતો. જે દરેકે દરેક બાબત પર પહેલેથી જ ભલી અણઘડતા સાથે હસતો હતો. અડધો એક કલાક વીતી ગયો તે પહેલાં જ મેં જાણ્યું કે તેનું નામ ગ્રીગોરી ઈવાનિચ હતું અને તેણે એક વખત અકાદમીમાં પ્રવેશ માટે પ્રયત્ન કર્યો હતો પણ સામાન્ય શિક્ષણ ઉપર નિષ્ફળ થયો હતો અને અત્યારે બીજો પ્રયત્ન કરવા જઈ રહ્યો હતો. આ વખતે તે ચોક્કસપણે સફળ થશે આ બધી શ્રેષ્ઠ કોટિની બેગો અને દુનિયામાં બધી જ માઓ છતાં પણ.

"તમે પણ આરામઈલાજ કરવા માટે જઈ રહ્યા છો?" તેણે મને પોતાના મહાન જાંબુડિયા હાથોને ખોળામાં વાળતાં નમ્ર ઊંચા સ્વરે પૂછ્યું.

"હા, દક્ષિણ તરફ," મેં જવાબ આપ્યો અને તાજુબીભરી અદેખાઈ વડે તેની તરફ નજર નાખતાં મનમાં વિચાર્યું: "આરામઈલાજ માટે તને વળી કેવી જરૂર છે?"

અને જાણે મારા વણપૂછાયેલા પ્રશ્નનો જવાબ જ આપતો હોય તેમ તેણે મારી તરફ વળતું એવું ગાંડપણ ભર્યું ભયંકર સ્મિત કર્યું, જેનાથી એકદમ તેનાં તાજગીભર્યા ગાલોમાં કરચલીઓ પડી ગઈ, હળવું સ્મિત જેને આંસુની જેમ એક બાજુ મૂકવું જોઈએ. તે સ્મિતમાંથી લડાઈની રાત, છવાયેલ અંધકારમય રાત અને સરકતાં મૃત્યુની રાતની યાદ સામે આવી...

"આહ," મેં વિચાર્યું, "તો તમે પણ જાણો છો તે શું છે!"

છેવટે ઉદાસ પરિણિત દંપત્તિ આવી પહોંચી. તેના રોષભર્યાં, અકળાયેલા દેખાવ ઉપરથી અનુમાન બાંધતાં એમ લાગતું હતું કે નસીબે તેમને આમથી તેમ ખૂબ ધક્કા ખવડાવ્યાં હતાં. આજે તેઓ વોરોનેજમાં દુકાનદાર હતાં, તો પછી કાલે લેબેદ્યાન સહકારી સ્ટોરમાં કેશીયર, તો વળી પરમદિવસે મોસ્કોમાં રેલ્વે કામદાર અને હંમેશાં નાણાકીય મુશ્કેલી કે કર્મચારીનાં ઘટાડાને કારણે ધક્કાં ખાતાં રહેતાં... છેલ્લી વખતની ઘંટડી



જોરથી રણકી ઊઠી અને મમ્મીઓએ બેશિસ્તપણે આમતેમ આડી ફંટાતી કુલીઓની લારીઓથી બચવા એક બાજુએ ખસી જતાં પોતાનાં હાથરૂમાલ હલાવ્યાં. થોડી જ વારમાં અમે રેલ્વેનાં ખુલ્લા ડબ્બાઓના ખણખણતા ગાઢ જંગલમાં ઊંડા ઊતરી ગયા હતા અને ત્યારબાદ સોનેરી ધૂળમય ખાલીપણું હતું.

આવજો, મોસ્કો!

હું અને ગ્રીગોરી ઈવાનિચ અમારી નીચે છોકરીઓનાં માથા ઉપર છાપરાંઓની ઘૂમરાતી વિદાય ધુમ્મસ તરફ જોવા ઊઠયા. અચાનક મેં જોયું કે ગ્રીગોરી ઈવાનિચની નજરે જેન્યાની પાંપણ નીચેના તલને પકડી પાડયો હતો. અને તે આખો કાંપતો હતો. તે લુચ્ચાઈભરી શરમાળ, નાદાન નજરો વડે તેની તરફ ચોરીછૂપી જોઈ રહ્યો હતો.

"ગ્રીગોરી ઈવાનિચ, તેમાં કંઈ વળવાનું નથી," મેં તેને કહેવા ઈચ્છ્યું. "એક બાજુ જ્યારે તમે પોતાનાં આ પ્રવાસ ઉપરના તમારા ખર્ચામાંથી શિયાળા માટે ફરીથી છાપરું છાવવા વૃદ્ધાને મદદ કરવા ઘેર મોકલવા પંદર રૂબલ જેટલાં પૈસા કેવી રીતે બચાવવા તેના વિષે ગંભીરપણે વિચારી રહ્યાં છો ત્યારે તે સમયે તમે પેલાં તેમના ઠાઠમાઠવાળા ઓરડાઓ, પેલાં નાજુક અત્તરો નહીં સમજી શકો અને તેઓ જે વાતો કહે છે તે તમને ખોટા વિચારો આપશે. ગ્રીગોરી ઈવાનિચ, તે મૂંઝવણમાં પડી જશે અને તમારી ગામડિયણ સાદાઈને કારણે કંટાળી જશે..."

અમે ઉપનગરીય પ્લૅટફૉર્મ અને રસ્તા પરનાં સ્ટેશનો, મોં ફાડીને ઊભેલી સ્તબ્ધતામાંથી પસાર થઈ વન્ય પ્રદેશમાં, જંગલોની ઠંડી અને અંધકારમાં આગળ વધી રહ્યાં હતાં અને દરેકે દરેક ઠેકાણે અમે બંડ, ખડખડાટ અને ધૂળ ફેલાવી રહ્યાં હતાં.

છોકરીઓ થાકી ગઈ. તેઓ પવનને કારણે અસ્તવ્યસ્ત થયેલ કેશરચનાને સીધી કરતી, મેજ પાસે એકબીજાની સામે બેઠી હતી અને ઉપરછલ્લી બેપરવાઈથી અમારી તરફ જોતી હતી. ગ્રીગોરી ઈવાનિચમાં એકદમ સ્ફૂર્તિ આવી અને તેણે કિતલી લેવા બેઠક નીચે કૂદકો માર્યો. થોડી જ વારમાં આપણે સેર્પુખોવમાં હોઈશું.

ગ્રીગોરી ઈવાનિચે છોકરીઓની ઢોળ ચઢાવેલી કિતલી તરફ ઝડપી ઉદ્દેશ્ય તાક્યો.

"હું તમારા નાનકડા સાથીને ભરી શકું છું?"

આશ્ચર્ય પામેલી જેન્યાએ પ્રશ્નસૂચક નજરે તેની તરફ તાક્યું.

"બેશક..."

જ્યારે ગાડી રોકાઈ ત્યારે કાંટાઓ અને કેતલીઓ બની શકે તેટલી જલદી ગલિયારામાં ખણખણાટ કરતાં ગયાં. જેન્યાએ બારીમાંથી બહાર ડોકું કાઢ્યું.

"જોજો પાછળ ન રહી જતાં!" તેણે તેને પાછળથી બૂમ પાડી કહ્યું.

ગ્રીગોરી ઇવાનિચ પરમસુખના અતિરેકમાં ક્યાંક ઠોકર ન ખાઈ જાય તે જોવા હું ડરતો હતો.

અમે સેર્પુખોવની પેલે પાર જતી ભૂમિમાં આગળ વધી રહ્યાં હતાં, ચાંદ લાલચોળ સૂચક હોળી જેવો હતો, અંધકારમય ઊંડાણો ધુમ્મસમાં લપેટાયેલાં પેલે પારના દેવળો, ગામો અને ખેતરોને ઘેરી વળ્યાં હતાં. ચા પીતી વખતે ગ્રીગોરી ઇવાનિચમાં છોકરીઓ સાથે વાતચીત કરવાની વધારે હિંમત આવી. પણ હું જેન્યાના અતિશયોક્તિ ભરેલાં ધ્યાનમાં વિશ્વાસ નહોતો કરતો, મને તેનાં કોમળ, ગોળ ગોળ આંખોવાળા સ્મિતમાં વિશ્વાસ નહોતો. શું તે એ જ પેલી લાગણીઓ દ્વારા જન્મી નહોતી કે જેણે મોસ્કોમાં રાજકીય પ્રદર્શનોમાં લાલ રૂમાલ પહેરતી કરી હતી કે પછી કામદાર સંઘ સમિતિના કમ્યુનિસ્ટ અધ્યક્ષ તરફ હસતી આંખો રાખતી બનાવી હતી?.. હા, પેલી ખૂબ દાવપેચ જાણવાવાળાઓમાંથી એક હતી, તે જાણતી હતી કેવી રીતે ઉપરી અમલદારો સાથે સારી રીતે ફાવડાવવું. થોડી જ વારમાં અમે જાણી લીધું કે સોન્યા અને તે અલૂપ્કા જઈ રહ્યાં હતાં અને પછી ક્રીમીયાના દક્ષિણ કિનારા તરફ; અને એ પણ જાણ્યું કે જ્યારે તેઓ માત્ર શાળાની વિદ્યાર્થીનીઓ હતી ત્યારે સન ૧૯૧૪માં ત્યાં ગઈ હતી અને પછી યુદ્ધની ઘોષણા થઈ અને એટલો બધો ગભરાટ ફેલાઈ ગયો હતો.

"પણ તમને બૈદારીના દરવાજા યાદ નથી, સોન્યા?"

"ઓહ, બૈદારીના દરવાજા!.." સોન્યાના ચહેરા પર ભાવોન્માદવાળી કરચલીઓ પડી ગઈ.

"તમે સેવાસ્તોપાલ પણ જઈ રહ્યાં છો?" જેન્યાએ પૂછ્યું. તેની આંખોમાં સ્પષ્ટપણે રમતિયાળ પડકાર રમતો હતો. પિયાનોની સામે, લેમ્પશૅડની ઝૂકેલી રંગબિરંગી પાંખડીઓ હેઠળ આ પહેલાંય કેટલાંયને આ પડકાર આપવામાં આવ્યો હતો. કેટલાં બધાં, હું નવાઈ પામતો હતો.

"ના, હું સીમ્ફેરોપોલમાં થઈને જઉં છું. પેલા, અરે... બૈદારીના



દરવાજા, મેં તે પહેલાં જ જોયેલા છે. અમારું બ્રિગેડ તે આખા ભાગના પ્રવાસે ગયું હતું..."

ગ્રીગોરી ઇવાનિચ કંઈક વિશેષ વિચારવાનો પ્રયત્ન કરતો હતો.

"અહીં, મેં તે બધું લખી લીધું છે—ક્યાં શું છે. તે અત્યંત રસપ્રદ છે! ખારકોવ પછી આપણે મુરઘાંઓનાં દેશમાં હોઈશું, તમને જેટલાં પણ ખાવાની ઇચ્છા થાય તેટલાં ખાઈ શકશો, હા! હા! હા!" ગ્રીગોરી ઇવાનિચનું નાનકડું બોદું હાસ્ય સ્રી સહજ વિનયશીલ હતું. "અને ત્યાર પછી મેલીતોપોલ, ત્યાં તળેલી ચુબ માછલી હશે. ચુબ માછલી કેવી મજાની વસ્તુ છે, હા! હા! હા!"

તે સ્થિર બેસી શક્તો નહોતો. તે ખુશીના મારે ઊછળતો રહેતો હતો ને વારંવાર ચા માટે કહીને પરિણિત યુગલને બહુ ખરાબ રીતે પજવી રહ્યો હતો.

પહેલાં તો તેઓએ ઇન્કાર કર્યો પણ પછી પોતાની બૅગ ઉઘાડી અને મોટા મોટા લશ્કરી પ્યાલાઓ બહાર કાઢયા, તેમણે શરમાળપણે ગ્રીગોરી ઇવાનિચની સામે ધર્યાં. તેણે ચા રેડવાનું શરૂ કર્યું. તે લાંબા વખત સુધી ધીરજપૂર્વક રેડતો ગયો, રેડતો ગયો અને છેવટે તેના હાથ અતિશ્રમને લીધે દુઃખવા લાગ્યા. પણ પ્યાલો જાણે તળિયા વિનાનો હોય તેમ લાગતું હતું. ગ્રીગોરી ઇવાનિચને કંઈક વિચિત્ર લાગ્યું પણ રેડવું બંધ કરવું એ હજી પણ વધારે કઢંગુ હતું. અને શરમાળપણે પોતાનો પ્યાલો આગળ ધરનાર સ્રી પણ વિચિત્ર અનુભવી રહી હતી, તેના કાળા દાંત દયાપાત્રતાથી હસતા હતા. પરોણાગતનાં પેલા પ્રયત્ન પછી ગ્રીગોરી ઇવાનિચ ચૂપચાપ બેસી ગયો, જાણે તેની ઉપર થૂ કરવામાં આવી ન હોય! તેણે ધરતી ફાટીને તેને પોતાનામાં સમાવી લે તે પસંદ કર્યું હોત.

ઝાંખા પ્રકાશમાં અમે તૂલામાં, ઝબૂકતી બત્તીઓની રંગીલી પ્રાન્તીય સાંજમાં ઘૂસ્યા. છોકરીઓ દીવાના પ્રકાશની ઠંડકમાં ટહેલ મારવા બહાર ગઈ અને અમારાથી તદ્દન દૂર ધીમે ધીમે આમથી તેમ લટાર મારવા લાગી. પ્યાલાઓના અનુભવ પછી ગ્રીગોરી ઇવાનિચમાં તેમની નજીક જવાની હિમ્મત નહોતી અને દૂર દુઃખી થતો એકાંતમાં ભરાઈ રહ્યો. પણ હું ખુશ હતો. મને ઘેરી લેનાર પેલી દીવાલો એક બાજુ તૂટી પડી હતી. આ તાજગી ભર્યાં અંધકારમાં હું દરેક સ્ટેશનની પેલેપાર છેવટે હજારો જિંદગીઓથી ભરેલા પેલા અંતહીન શહેરની, જેમાંથી કોઈક કદાચ મને સામે મળી જશે, તેની કલ્પના કરી શક્તો હતો. બેરેઝનેવાત્કા હજી ક્યાંક

પૃથ્વીનાં ઘેરાં વળાંકની પેલે પાર, હજી પણ ઉદાસીના ધુમાડાવાળા ધુમ્મસમાં વિદ્યમાન હતું.

જેન્યાએ ગરમ ગૂંથેલું જાકીટ પહેર્યું અને ગેલરીમાં બહાર ખુલ્લી બારી તરફ ગઈ. ત્યાં બહાર ઠંડી રાત અને અંતહીનપણે પસાર થઈ રહેલાં અદ્ભુત જંગલો હતાં. તે આદિ કે અંત વિનાનાં ગીત જેવું હતું. અત્યારે તેના અત્યંત ગ્લાનિથી ભરેલા ખરા ચહેરામાં જોવાનો સમય હશે! પણ ગ્રીગોરી ઇવાનિચ ત્યાં નહોતો, તે દયનીયપણે ગાડીનાં બીજા ભાગમાં આમતેમ રખડી રહ્યો હતો અને બીજા સ્ટેશને પહેલા વર્ગના ડબ્બામાંથી એક તદ્દન ઘસી ઘસીને કરેલી હજામતવાળો જુવાન બારી નીચેથી પસાર થયો. તેણે સારી રીતે કપડાં પહેરેલાં હતાં અને તેણે જેન્યા તરફ ઊંચી કરેલી પેલી આંખો ઝાંખા પ્રકાશમાં અગાધ અને અત્યંત આશ્ચર્યકારક રીતે ગાતી લાગતી હતી; તમે જાણો છો, જ્યારે વૃક્ષો ખડખડાટ કરી રહ્યાં હોય અને કોઈક રાત્રિમાં તમારી પાસેથી એવાં આનંદદાયક ક્ષણ પસાર કરી લઈ જાય જે પોતે આશ્ચર્યકારક છે ત્યારે પેલી બારીઓ નીચેનું ગુંજન કેવું લાગે છે. વિચારો ગ્રીગોરી ઇવાનિચ, કેવી અદ્ભુત ક્ષણો તેં ગુમાવી! પણ અહીં તે હતો, આપણો ગ્રીગોરી ઇવાનિચ, આનંદિતપણે ગેલરીના છેડે મેઘગર્જના કરતો, એકદમ હાંફતો, હાંફતો, — કદાચ લગભગ પાછળ જ રહી ગયો હતો. તેના બંને હાથ નીચે મોટાં તડબૂચ હતાં.

"કેવાં સરસ તડબૂચો છે આ!" તે ઉકાઈની ભાષામાં અમારી તરફ બૂમ પાડીને બોલી ઊઠયો અને જ્યારે પોતાની પ્રયત્નપૂર્વક મેળવેલી અમૂલ્ય વસ્તુને જવા દીધા વિના તેણે પોતાની વજનદાર કાયા સાથે બેઠક ઉપર ધબ દઈને બેસી પડયો ત્યારે પોતાનું નાનકડું બોદું હાસ્ય ખાળી ન શકયો.

"કુમારિકા, હું આપનું નામ નથી જાણતો! ત્યાં બહારથી તમારી આંખમાં કંઈક પડશે. જરા અહીં આવો અને જુઓ વીસ કોપેકમાં મેં કેવી પ્રચંડ જોડી ખરીદી છે!"

જેન્યા સુસ્તપણે અંદર આવી, પ્રકાશને કારણે તેની આંખો સામે અસ્પષ્ટ કુંડાળા રચાતાં હતાં. તેણે પોતાનું માથું ધુણાવ્યું. ના, હવે તે જરાપણ ખાવા ઇચ્છતી નહોતી, ખૂબ ઠંડી હતી. કંપકંપી સાથે તેણે ભવાં ચઢાવ્યાં.

"સોન્યા, તું હમણાં સુવા જઈ રહી છે?"

પણ કોઈક ગુપ્ત બળવાખોર બળ ગ્રીગોરી ઇવાનિચમાં ઊછળી આવ્યું. અને તે કોઈપણ ભોગે એમ પડતું મૂકવાનો નહોતો.



"પણ જુઓ તો ખરાં કેટલાં સુંદર છે આ," તેણે બેકાબૂપણે વિરોધ કર્યો અને અચાનક ધબ કરતાં અવાજ સાથે તડબૂચ નીચે પોતાના ઘૂંટણ ઉપર પાડયું.

તે સંપૂર્ણપણે પાકેલાં અને રસદાર લાલચોળ, મીઠાશ ઝમતાં ગરવાળી ચીરીઓમાં ભરેલ બે અડધિયાંઓમાં કડકડાટ કરતું જુદું પડયું. જેમાંથી જેન્યા માટે ઝડપથી ચાકુ વડે ટૂકડાં કરવામાં આવ્યાં.

"આ તમારા માટે છે, કુમારી!" અને ગ્રીગોરી ઇવાનિચે અમને બધાંને એક એક ટૂકડો એવી રીતે આપ્યો જાણે પોતે પોતાની ખુશીને વહેંચી રહ્યો હતો.

જેન્યા પણ હળવાં હાસ્યોનાં વારંવાર થતાં આવેશમાં આવી જઈને ઇનકાર ન કરી શકી કે ન તો દળદાર ફળ સામે અભિમાન ટેકવી શકતી હતી. દિવેલિયાં મોંઢાવાળા પરિચિત યુગલે અને મેં પણ ટૂકડાં લીધાં અને પછી ઓગળતાં વસંતના બરફની સુગંધ ભરેલી શીતળતા સાથે તે ખાધાં. પેટ ભરીને શાંત રહ્યાં પછી ગ્રીગોરી ઇવાનિચ અર્થહીન વાત કરવા લાગ્યો અને અમારાં પાંચ જણા માટે પૂરતું હસ્યો.

...રાતની વાડીઓની વચમાં જ ગાડી રોકાઈ.

હું પ્લેટફોર્મ તરફ ગયો અને નીલાશ પડતાં દીવાનાં પ્રકાશના અજવાળામાં સ્ટેશનનું નામ વાંચ્યું. એક સમયે દેનીકિન અને મામોન્તોવ* અહીંથી પસાર થયાં હતાં અને અમારી લાલ સેનાની ગાડીઓ તેમની પાછળ ગડગડાટ કરતી ગઈ હતી. મેં મારી પીઠ પ્રકાશ તરફ ફેરવી અને તે દૃશ્યનું ચિત્ર આલેખવાનો પ્રયત્ન કરતાં મારી આંખો અડધી મીંચી લીધી. ખખડાયેલી બારીઓ, સ્ટેશનનાં ખંડમાં કેરોસીનની વાટોનો ધ્રૂજતો પ્રકાશ, જ્યાં ક્રોધે ભરાયેલ, નિરાશ થયેલી, મોસ્કો સામે મોકલવામાં આવેલી ખરાબ ઘોડેસવાર ટૂકડીઓએ પોતાની બંદૂકોનો જમીન ઉપર અને બાંકડાંઓ ઉપર ઢગલો કર્યો હતો, જ્યારે બહારનાં આગગાડીનાં ઍંજિનો પ્રાણઘાતક રીતે ઘવાયેલાં પ્રાણીઓની જેમ ગરજતાં હતાં. પણ હું તે દૃશ્યનું ચિત્રાણ ન કરી શક્યો — ઠંડીએ મને નદીની જેમ પોતાનાં આલિંગનમાં લઈ લીધો અને ઝાંખા પ્રકાશવાળી વાડીઓમાં જાડા અને નાનાં પાંદડાંઓ નિર્ભયપણે

---

*રશિયન જનરલો, જેમણે ૧૯૧૮-૧૯૨૦ના ગૃહયુદ્ધ દરમિયાન ક્રાંતિ વિરોધી સેનાઓનું નત્રૃત્વ કર્યું. અનુ.

ખડખડ્યાં. ઓહ, ઘાસમાં પડવાનું અને મારી ઉપર વિસ્તીર્ણ મેદાનમાંથી ગણગણાટ કરતાં આવતાં પવનની લહેરોમાં સૂઈ જવું...

દૂર મેં ગ્રીગોરી ઇવાનિચને જોયો. તે પોતાના પેટ પાસે દબાવેલ બીજાં મોટાં તડબૂચ સાથે ડબ્બા તરફ આનંદપૂર્વક સરકી રહ્યો હતો. પગથિયાઓ પાસે અમે લગભગ એકબીજાં સાથે અફળાયા પણ તે સાવધાનીપૂર્વક મારાથી દૂર થઈ ગયો અને જ્યાં સુધી તેની નસોની ધડધડ બંધ થઈ જાય ત્યાં સુધી રાહ જોતાં એક બાજુ લપાઈ ગયો.

અંધારિયા ડબ્બામાં, જ્યાં દરેકે દરેક વ્યક્તિ ઊંઘતી હતી, તે મારા ખભાને અડક્યો.

"ઘણું મોડું છે. અને આ સરસ તડબૂચ છે. તમે થોડુંક ખાવા ઇચ્છો છો?" અને પછી તેણે ગુસપુસ અવાજમાં ગૂંચવણપૂર્વક પૂછ્યું: "રાત માટે હું મારાં જૂતાઓનું શું કરું? મારા પગ વાસ મારે છે?"

"કેવો બકવાસ," મેં કહ્યું.

તેમ છતાં તે સૂવાના પાટિયાની કિનારી ઉપર ઝૂલતાં પોતાના ભારે બૂટવાળા પગ સાથે જ શહીદની જેમ સૂઈ ગયો. હું એકલો પડી ગયો. ગાડી મામોન્તોવના પાટાઓમાં આક્રંદ કરતી ધસી રહી હતી. રસ્તાઓ અને શહેરો ઉપર અંધારિયા મેદાનોને ચોમેર ઘેરાઈ વળ્યા અને મારાં સ્વપ્નાંઓ વિશાળ વાદળની જેમ મને ઘેરાઈ વળ્યાં.

અહીં અંતહીન સેંકડો વેર્સ્તો સુધી પીળાં પડેલાં ખૂંપરાં હતાં, જ્યાં કાપણીનો સમય હમણાં જ ઝરણાનાં વહેતાં પાણીની જેમ પસાર થઈ ગયો હતો. ધાડપાડુઓ દ્વારા કબજે કરાયેલ સ્ટેશનો ઝાડીઓમાં અને પોપલાર વૃક્ષોમાં વચ્ચે સુધી ડૂબેલાં હતાં; પ્લૅટફૉર્મ પર ખોરાક, તેમનાં વાસણો, ગામ અને વાડીની બધી જ રેલમછેલ જેવાં તેમનાં તડબૂચો સાથેની અને પાકેલાં આલુ જેવાં ગાલોવાળી ઉઘાડા પગવાળી ગામડિયણો હતી; અને સ્ટેશન ઉપર ચમકતો હતો સૂરજ, તથા તેની પેલે પાર તે પેલા ધાડપાડુઓના રસ્તાઓ વળાંક લેતા હતા. જ્યાં થોડા સમય પહેલાં જ માખ્નો, શ્કૂરો અને ખ્મારા* લાલ સેનાની દુશ્મનોને સાફ કરનાર છૂટી ટુકડીને હાથતાળી આપતા હતા... તે રસ્તાઓમાંથી એકની સાથે સાથે, તેની ભૂખરી-નીલી ધૂળભરી સૌમ્યતા ઉપર બળદો ગાડાને અને ઝાંખા પડેલાં

*અરાજ્યવાદી ટોળીના નેતાઓ જેણે ૧૯૧૮-૧૮૨૦માં ઉક્રાઈનમાં સોવિયેત સત્તાનો વિરોધ કર્યો હતો.—અનુ.



સિપાહી ગણવેશમાં જુવાન લશ્કરમાંથી છૂટા કરેલ સૈનિકને ઘસડી રહ્યા હતા, જે બોજા ઉપર ઊંધો પડ્યો હતો અને ઝોકાં ખાતી અતિતૃપ્ત આંખો વડે ગાડીને જોતો હતો. ગામની પેલે પાર ખાઈઓમાં જૂના પડેલા થાંભલાઓ અને કાટ ચઢેલા કાંટાવાળાં તારતારવાળી બર્ડોક, બથવા અને ખંજવાળ આવે તેવી ઘાસની જેમ ઝાડીઓ ગીચોગીચ ઊગી હતી. કરોળિયાંનાં જાળાઓ અને ઘાસના અંધકારમાં મુરઘાંઓ કૂકડુંકૂ... કરી રહ્યાં હતાં.

દરેક વસ્તુ ઊંચી ઊંચી ઊગેલી, અને સ્થૂળ તથા બેદરકારીપૂવક અને અહંમન્યપણે એકબીજા ઉપર ખડકાયેલી હતી.

ફરીથી અમે અમારા ડબ્બામાં તડબૂચો ખાધાં અને ખારકોવ નજીક પહોંચતાં અમે સસ્તાં મુરઘાં ખાધાં. જોકે તેમ છતાં અત્યાર સુધીમાં અમે તેમની તરફ જોવા પણ ઇચ્છતાં નહોતાં, તેમને એકલાંને જ ખાવા દો; અને પીવા દો—કોણ જાણે કેટલી વાર ગ્રીગોરી ઇવાનિચની કિતલીમાંથી ચા પીધી હશે. મને શંકા હતી કે સોનેરી વાળવાળી સુંદરીને કબજિયાત થઈ જવાની હતી અને મૂરખ ગ્રીગોરી ઇવાનિચ પેલી બે જુવાન સુંદરીઓને એક પળ માટે પણ પોતાની નજરોથી દૂર થવા દેતો નહોતો. સંરક્ષકાત્મક રીતે ઊભે પગે ઉશ્કેરાટમાં તેમની પાછળને પાછળ ગણગણાટ કરતો રહેતો હતો. અને ખારકોવ પર પણ સ્વેચ્છાએ જ તેમને સ્ટેશનની ટપાલ પેટી તરફ તેમને લઈ જવા ઇચ્છતો હતો. સોનેરી વાળવાળી સુંદરીએ ટપાલ પેટીને સ્ટેશન મૂતરડીમાં ખલેલ વિનાના વિરામ કરવા માટે વિચારી. અને હમણાં તે જેન્યાનો હાથ પકડી દુ:ખી થતી પ્લેટફૉર્મ પર દુડકી ચાલે ચાલતી હતી. જેન્યા હસવાનું રોકી શકતી નહોતી અને પહેલા વર્ગના ડબ્બાની બારીઓ તરફ રમતિયાળ નજરો નાખતી હતી.

હું મનમાં સંતોષપૂર્વક વાગોળ્યા કરતો હતો: "એમ વાત છે, તમે મને નહીં સાંભળો, ગ્રીગોરી ઇવાનિચ!" પણ તેણે પ્રસ્થાન કરવાનું છોડી દીધું હતું—પેલું બોદું હાસ્ય, અને પેલાં ઉશ્કેરાટો—તે સાચ જ ગ્રીગોરી ઇવાનિચ હતો?

અને અહંમન્યપણાં અને બેદરકારીપણાંની આ ધમાલ હતી જેમાંથી અમારા ડબ્બામાં નવું કુટુંબ આવ્યું. તે ખારકોવમાં આંખે ન ચડે તેવી રીતે ઊતરી ગયેલાં ઉદાસીન યુગલની જગ્યાએ આવ્યું હતું. ખડતલ કાયાવાળી તથા ગુસ્સાભરેલા ચહેરાવાળી સ્ત્રીના હાથમાં બાળક હતું અને

તેનો પતિ, હિંસક આંખોવાળો જિપ્સી જેવો જુવાન, લગભગ ચારેક વર્ષની છોકરીને દોરતો તેની પાછળ આવતો હતો. પછી તેમનાં કોથળાં, તેમનાં ટોપલાં અને તેમનાં કામળા આવ્યાં—ચિચિયારીઓ પાડતાં બાળક સહિત આ બધું જ સોનેરીવાળવાળી જુવાન સુંદરીનાં બિસ્તરા ઉપર ઢગલામાં ખડકાયું; તદ્દન બેફિકર માએ પોતાનું મોટું સ્તન બહાર કાઢ્યું અને તરત જ બાળકને ધવડાવવાનું શરૂ કર્યું; દરેકે દરેક સ્ટેશન પર જુવાન ખાવાનાં અને ગરમ પાણીના માટે ઉદ્યમીપણે દોડતો હતો. મને એમ લાગ્યું કે મેં તેને પહેલાં ક્યાંક જોયો હતો. આ સાલસ જુવાન કોઈ પણ જાતની ફરિયાદ કર્યા વિના શાંત, માફી માંગનારના હાવભાવ સાથે દરેકનું ધ્યાન રાખી રહ્યો હતો.

છોકરીઓ ત્રાંસી નજરો નાંખતી, પોતાના ખભા મચકોડતી અને પોતાના હોઠ ઉપર ખુન્નસ સંઘરતી હતી. તેઓ નાખુશ હતી.

અને ખરેખર, તડબૂચની છાલ અને ગર તથા બીજાં વણચવાયેલાં અવશેષો થોડી જ વારમાં ૨૫ ૨૫ કરતો લપસણો ગંદવાડ બનાવતાં નીચે ચોતરફ ફેલાઈ ગયો. જેની ઉપર હાથમાં તડબૂચનો મોટો ટુકડો લીધેલી મોટી છોકરી આમતેમ કૂદકા મારતી હતી અને પોતાના દિલને સંતુષ્ટી મળે તેમ નાચતી હતી. તેણે પણ ઊકળતા પાણીથી ભરેલી કિતલી ઉથલાવવાની અને સોનેરી વાળવાળી સુંદરીના સ્કર્ટને ભીંજવાની જાણે યોજના ઘડી કાઢી હતી.

ત્યારબાદ સુંદરી સાચે જ મોટેથી બરાડી ઊઠી:

"આ તે કેવું સૂગ ચડે એવું છે, હું તે સમજી શકતી નથી. કેવો ગંદવાડ કરી મૂક્યો છે અને આવી ધાંધલધમાલ મચાવી મૂકવી, કોઈનાં કપડાં બગાડવાં... હું ફરિયાદ કરવા જાઉં છું."

સ્ત્રીએ પાછળ પણ જોયા વિના બેદરકારીપૂર્વક પોતાની બાળકીને હલાવી.

"ડબ્બામાં ગંદવાદ કરવા બદલ તમને દંડ કરવામાં આવશે," મારા માટે વચ્ચે પડવાનો તે સમય હતો એમ અનુભવતાં મેં કહ્યું. "જુઓ, આ કેવી સ્થિતિમાં છે."

તેથી છંછેડાયેલી શાંતિ ધડાકા સાથે ફૂટી નીકળી.

"ભલે, જવા દો તેમને!" તે બૂમ પાડી ઊઠી. "મારી પાસે બાળકો છે. તમે જોઈ શકતાં નથી—બાળકો! જો અહીં તમારા માટે પૂરતી સગવડ



નથી તો શા માટે તમે પહેલા વર્ગમાં મુસાફરી નથી કરતાં? માત્ર ઘણાં બધાં..."

જુવાન સૂવાના પાટિયા ઉપર કોણી રાખીને પીઠ અઢેલીને બેઠો હતો. તેના મનમાં માત્ર નિર્લજ્જપણું હતું કે નિખાલસપણું. મેં દૃઢતાપૂર્વક અને જાણીબૂઝીને તેની તરફ નજર નાખી. તેણે બદલામાં પેલા હાસ્ય વડે મારી તરફ હસવાનું ચાલુ રાખ્યું. એ હાસ્યને પહેલાં કોઈક ચિંતાજનક દિવસોમાં જોયું હતું પણ યાદ કરી શકતો નહોતો. મેં સ્ત્રીને કઠોરતાથી જવાબ આપ્યો:

"અમે માત્ર કોઈ વ્યક્તિ નથી. અમે સોવિયેત સંગઠનોનાં કામદારો છીએ. તે ધ્યાનમાં રાખો."

"અને તમે આખી બેસવાની જગ્યા ઘેરી રહ્યાં છો!" સોનેરી વાળવાળી છોકરી પોતાના ભીના સ્કર્ટને ઝાડતી ફરીથી આંસુઓ દ્વારા ભડકી ઊઠી.

ઝઘડાના દેખાવ દ્વારા હું જરા પણ આકર્ષાયો નહોતો. હું બહાર નીકળી ગયો અને તેથી કરીને હું નથી જાણતો કેટલાં કલાકો સુધી ગેલરીમાં એક છેડે ઘોંઘાટભરી ઉઘાડી બારી નજીક ઊભો રહ્યો હતો.

દૂર દૂર અનંતપણે મેદાનો પસાર થઈ રહ્યાં હતાં. સૂર્યોદયના ગરમી આપતા પ્રકાશ સામે ટેકરીઓમાં શિખરોની પાછળ ક્ષિતિજ ઉપર તેમની ઉપર લાઈલાકની હરોળો ઊગેલી હતી. મેં કલ્પના કરી એક કાલ્પનિક સૈન્ય ઊગતાં પ્રભાત કાળમાં પેલી ટેકરીઓની ટોચ ઉપર કૂચ કરતું હતું; સિપાહીઓના ચહેરા સૂરજથી ગુલાબી થઈ ગયા હતા, જે હજી પણ અદૃશ્ય હતો. હા, આ બેરેઝ્નેવાત્કાનાં સૌથી પહેલી ગીતોની લહેર હતી, એ ભૂમિની કે જેણે મારાં ત્રણસો બિરાદરોને મારાથી ઝૂંટવી લીધા હતા, જેમાંના દરેકને પહેલા નામથી હું જાણતો હતો. રાત્રે પોતાના અંધકારમય શયન-ડબ્બાઓ સાથેની ગાડી તેમની ઉપરથી ધસી જશે.

...અને રાત્રે ભયની ચેતવણી મળી.

સેરેબ્રાનોયે અને બેરેઝ્નેવાત્કા વચ્ચે એક રાત પહેલાં ધાડપાડુઓની ટોળીએ એકસપ્રેસ ગાડીને રોકી હુમલો કર્યો હતો. તેથી જંકશન ઉપર સશસ્ત્ર ગાર્ડ અમારી ગાડીમાં ચઢ્યો. અડધા ભૂલાયેલા ૧૯૧૯નાં ઉત્પાતોની લહેર ડબ્બામાં ફરી વળી. ઉતારુઓ પોતાના ડબ્બાઓનાં ઝાંખા પ્રકાશમાં સમૂહોમાં ટોળે વળી ગયાં, જુવાન લોકો હસતાં હતાં, ઉપરલાં એક પાટિયાં પરનો દાઢીવાળો માણસ ખૂબ ચિંતાતુર થઈ ગયો: "શેતાન

જાણે, તેઓ શું કરવાનાં છે. કદાચ તેઓ પહેલાં જ આટલામાં ક્યાંક છાપો મારવા સંતાઈ ગયા છે!" "જો તે તમને આટલા બધા ભડકાવી દે છે તો તેનો અર્થ એ કે તમારા ખિસ્સામાં જરૂર ઘણા બધા પૈસા હોવા જોઈએ!" ગોળાકાર સુરવાળમાં ખુશમિજાજ વાંકા લગવાળો છોકરો તેની તરફ હસ્યો.

ઝાંખી બળતી મીણબત્તી અમારા ડબ્બામાં સળગાવવામાં આવી. પેલી સ્ત્રી ફરીથી એક વખત કોઈને પણ ધ્યાનમાં ન લેતાં પોતાનાં બાળકને ધવડાવતી હતી. આવી વધારે કેટલી પીડાદાયક સાંજો તે પોતાની જિંદગીમાં જાણશે? હંમેશની જેમ ચૂપચાપ મદદરૂપ જુવાન આખી રાત ભર તેમને ખવડાવતો પીવડાવતો હતો, પથારીઓ તૈયાર કરી અને પાણી લેવા ગયો. મારા ઉપર તેમણે ગૂંગળાવનારી અસર પાડી.

વાદળાંઓથી ઘેરાયેલી રાત હતી. ખરેખર ધાડપાડુઓ માટે એકદમ યોગ્ય. ઉતારુઓએ સૂઈ જવા માટે ઉતાવળ કરવા માંડી જેથી કરીને તેઓ ભયની ચેતવણી ભૂલી જઈને સૂર્યપ્રકાશમાં જાગી શકે. હવે એકલી પડેલી સોનેરીવાળવાળી સુંદર છોકરીએ પોતાના મા જેવા મોટા થાપાઓને આખા ડબ્બામાં પ્રસારવતાં ચીડાઈને પોતાની કાયાને ઉપરના પાટિયા તરફ ઊંચી કરી. હું એકલો પડી ગયો.

મેં ગ્રીગોરી ઇવાનિચને શોધવાનો નિર્ણય કર્યો. ગાડી ઢોળાવ પર જઈ રહી હતી અને હું લગભગ ફેંકાઈ ગયો. મારા સ્પર્શને કારણે ગેલરીના છેડે બારણું ઊઘડી ગયું—કડકડતી, ઠંડી હતી. તે ત્યાં હતો—પણ એકલો નહીં—તેઓ બંને એકબીજા સાથે ખુશી ખુશી સંકોરાઈને બારીની બહાર ડોકું કાઢી ઊભાં હતાં...

પહેલાં તો હું સમજ્યો નહીં. બેશક, તેનું કારણ એ હતું કે જેન્યા સાચે જ લૂંટેરાઓથી બી ગઈ હતી; હવે તેને કોઈકની સહિષ્ણુ અને હિમ્મત આપતી તાકાતની જરૂર હતી. બીજું શું આમ અચાનક એક ગામડિયાની છાયામાં પોતાને છોડવા તેને પ્રેરી શકતું હતું?

"સ્ટેશન થોડુંક આગળ છે. હું તમને તે બતાવીશ..." ગ્રીગોરી ઇવાનિચ કહી રહ્યો હતો. આ હતો બીજા જ ગ્રીગોરી ઇવાનિચ અવાજ, જેની હું રાહ જોઈ રહ્યો હતો. "પણ હું હજી જીવતો છું, તમે જાણો છો, અને દરિયા કિનારે જઈ રહ્યો છું. બે કે ત્રણ વર્ષોમાં કદાચ હું આ રસ્તેથી ફરીથી પસાર જાઈશ અને તે વખતે તદ્દન જુદી વાત હશે. હું બે ભાષાઓ બોલતો હોઈશ..."



"મને હજી થોડું વધારે કહો..." મેં જેન્યાને શાંતિથી પૂછતી સાંભળી કે કંઈક બીજું સૌમ્ય હૃદયદ્રાવક કહે. તેઓએ મને જોયો નહોતો. હું પાછળ હટી ગયો અને ચૂપચાપ બારણું બંધ કર્યું.

હું નથી જાણતો શા માટે અનોનક પશ્ચાતાપની વિચિત્ર લાગણી મારા પર છવાઈ ગઈ. કદાચ એટલા માટે કે મેં ખોટી અટકળ લગાવી હતી અને જીવને મારા ક્ષીણ વિચારને સહેલાઈથી પગ તળે કચડી નાંખ્યો હતો; કદાચ એટલા માટે કે હું પણ જીવનના ફત્તેહમંદ રસ્તા પરથી કૂચ કરવા ઇચ્છતો હતો.

હું ડબ્બામાં મારા ખૂણામાં પાછો ફર્યો અને ઝોકે ચઢ્યો. દરેકે દરેક જણ ઊંઘતું હતું. આજ્ઞાધીન જુવાન પણ લોખંડનાં થાંભલા ઉપર પોતાનું માથું ટેકવી ઊંઘતો હતો.

હવે બેરેઝ્નેવાત્કા વધારે દૂર નહોતું. બેરેઝ્નેવાત્કા તરફ? તો ગમે તેમ પૃથ્વી ઉપર આવી જગ્યા પણ હતી?

...મધરાત્રિએ સશસ્ત્ર ચોકીદારનો ફેરો અમારાં કાગળિયાં તપાસવા આવ્યો.

વિશ્વનાં ઝાંખા ઝાંખા ઝૂલતા ખૂણાઓ ઊંઘમાં અડધા હટાયેલા હતા. જુવાને પણ પોતાની આંખો ભર ઘેનમાં ખોલી, મને અજવાળા માટે કહ્યું અને પોતાના ખિસ્સાઓ સાવધાનીપૂર્વક ફંફોળવા લાગ્યો.

"આ છે હાલ પૂરતું મારું પાર્ટીનું ઓળખપત્ર," તેણે કહ્યું. "એક મિનિટ થોભી જાઓ. હું મારો પાસપોર્ટ શોધી કાઢીશ."

દસ્તાવેજને તપાસવા માટે બે માથાં એક સાથે બત્તી તરફ આવ્યાં.

"આ ચાલશે." તેમણે કઠોર આદર સાથે કહ્યું. અમે ઊંઘતી એકધારી પસતી નિશ્ચલતામાં એકલાં રહી ગયાં. મને લાગ્યું સામેના માણસની આંખો મારી ઉપર મંડાયેલી હતી.

"બિરાદર," અચાનક તેણે આગળની તરફ ઝૂકતાં ધીમા અવાજે કહ્યું. "પત્ની માટે જેકંઈ બની ગયું તેના માટે હું માફી માંગવા ઇચ્છું છું, તે થોડી..." તે ભલા સ્વભાવગત હસ્યો. "વાત એમ છે તે થોડી શરમાળ છે. તે સ્વભાવ તેનામાં છૂપી જગ્યામાં કામ કરવાને કારણે આવ્યો હતો."

હું થોડો આશ્ચર્ય પામ્યો પણ નમ્રતાપૂર્વક તેની ભીતિ દૂર કરવામાં ઉતાવળ કરી અને કહ્યું કે હું તે બધાં વિષે ભૂલી ગયો હતો. તે વાત કરવા ઉત્સુક લાગતો હતો; તેણે લૂટેરાઓનો ઉલ્લેખ કર્યો. મેં કહ્યું હું

આ ક્ષેત્રને બહુ સારી રીતે જાણતો હતો. બેરેઝ્નેવાત્કા પહેલાં ચડઊતરવાળો રસ્તો આવશે, પછી ઊંચાણવાળી જમીન. છૂપા હુમલા માટે સંતાવાની આ સૌથી સરસ જગ્યા છે. હું અહીં છઠ્ઠા સૈન્ય સાથે જ્યારે તે પેરેકોપમાંથી પસાર થઈ હતી ત્યારે આવ્યો હતો.

તે ખુશ થઈ ગયો.

"હા, હું જાણું છું. પછી તમે ક્રીમીયામાં આવ્યા. હું ત્યાંથી જ આવું છું."

જુવાને લશ્કરી વડામથકોમાં અને વિશેષ વિભાગમાં કેટલાંક લોકોનાં તથા કેટલાંક વિભાગીય બિરાદરોનાં નામ ગણાવ્યાં. ના, તેને મારું નામ યાદ નહોતું.

"કદાચ તમે મારા વિષે સાંભળ્યું હતું? યાકોવ્લેવ, પાર્ટીઝન. આપણે સીમ્ફેરોપોલમાં છઠ્ઠા સૈન્ય સાથે જોડાયા હતા."

ખળભળાટની કંપારી મારા શરીરમાંથી પસાર થઈ ગઈ. આ યાકોવ્લેવ હતો? ચોક્કસ મને તે યાદ હતો. વિભાગીય તપાસ ટૂકડીમાં અમે એક વખત આ બિનપ્રભાવી જુવાનનાં ફોટાને કુતૂહલપૂર્વક તપાસ્યો હતો, જે જલ્લાદનાં ફાંસા સાથે પકડી શકો તો પકડોની રમત રમી રહ્યો હતો. સૈન્યનો કમાન્ડર કે જે ચૂપચાપ શાંતિથી વ્રાન્ગલના પાછલા ભાગનું રક્ષણ કરનાર લશ્કરી ટૂકડીને કાબૂમાં લઈ રહ્યો હતો. યાકોવ્લેવ! અમારાંમાંનું કોણ યાકોવ્લેવ વિષે, શિયાળામાં પાઈલા ટેકરીના પ્રખ્યાત રસ્તાઓ વિષે, જે હિમાચ્છાદિત રસ્તાઓ માત્ર જંગલી જાનવરો જ જાણતાં હતાં, તે બધાં વિષે નહોતું જાણતું? તે બદલો લેતો હતો કારણ કે તેના ભાઈને સેવાસ્તોપાલમાં ફાંસીએ લટકાવવામાં આવ્યો હતો.

"સૌથી ખરાબ સમય હતો શિયાળો, પણ અમે પાર પાડી શક્યાં હતાં. અમે બૈદારી નજીક ગુફામાં સંતાઈ જતાં હતાં. મારી પત્ની સેવાસ્તોપાલ સમિતિ સાથે અમારી મધ્યસ્થા રહેતી હતી."

હું પ્રક્ષુબ્ધ આવેશ સાથે તેને ધ્યાનપૂર્વક સાંભળી રહ્યો હતો. હવે અમે ડબ્બાનાં અંધકારનાં ચોળામાં લપેટાયેલાં નહોતાં. અમે ત્યાં બેરેઝ્નેવાત્કાની ભૂમિઓ અને ઝાંખી આકૃતિઓની વચ્ચે હતા. તે મને આગળ કહેતો રહ્યો કે તે કુપ્યાન્સ્ક જિલ્લામાં ક્યાંક પોલીસનો વડો હતો અને હવે ઘરની નજીક, યાલ્તાની નજીક તેની બદલી કરવામાં આવી હતી. તે તથા તેની પત્ની ફરીથી એક વાર બૈદારીના દરવાજા જોવા માટે હેતુપૂર્વક સેવાસ્તોપાલ તરફથી મુસાફરી કરી રહ્યાં હતાં. ગાડીનાં ગડગડાટે



ઉદાસ અને શક્તિશાળી સંગીત જેવો અવાજ કરવાનું શરૂ કર્યું. ઊંઘમાં મેં સાંભળ્યું ગ્રીગોરી ઈવાનિચ ધીમેથી અંદર સરકી આવ્યો, પોતાનો ગ્રેટકોટ શોધીને ફરીથી બહાર જતો રહ્યો—કદાચ તે પવનનાં સુસવાટા મારતી બારી પાસેનાં આજ્ઞાંતિક ખભાઓ ફરતે મૂકવા માટે.

ઊંઘમાં પ્રકાશથી ઝગમગતી નીચી બૅરાક મને દેખાઈ અને હું જાણી ગયો કે તે બેરેઝ્નેવાત્કા હતું.

હું ભાંગેલા તૂટેલા વાર્નિશ કરેલા લાકડાનાં સોફા વાળા કંગાળ જેવા દેખાતા સ્ટેશનના ખંડમાં દોડી ગયો; લાલ સેનાનાં માણસો ટેલીફોનો પાસે હતાં, તેમની બધાંની પાસે બંદૂકો હતી. બીજા ઓરડામાં સૈનિકો કંઈક અશુભસૂચક ગણગણાટ કરતાં ધમધમ કરતાં આમેતમ ચાલતા હતા. આ ગણગણાટ કંઈક એવાં પ્રકારનો હતો જે સામાન્યપણે હુલ્લડ પહેલાં સાંભળવામાં આવે છે. હું તાર ઓફિસમાં ગયો: તે જ કાગડાની ચાંચ જેવા લાંબા નાકવાળો આર્મેનિયન પોતાના કીબોર્ડ ઉપર ટપટપ કરી રહ્યો હતો અને એમ કરતો રહ્યો, જાણે મને બતાવતો હોય કે આખી જિંદગી પેલા હાથીદાંતની ચાવીઓમાંથી જ વીતી ગઈ હતી.

"કોઈ સંપર્ક મેળવી શકતો નથી," તેણે કહ્યું.

"અને જરૂર પણ નથી," મેં કહ્યું. "અમે પાછાં જઈ રહ્યાં છીએ."

હું ટેકરીના ઢોળાવ ઉપરથી મૃત્યુથી પાછી હઠી રહેલ બટાલિયનની પાછળ દોડ્યો, બિરાદરોનાં ચહેરાં ગમગીન અને સૂરજમાં રાતાચોળ થયેલાં હતાં. એવો હિમનો સૂરજ કે જે નીચે મૃત્યુ ઉપર મીટ માંડી રહ્યો હતો.

"મુખ્ય મથકનું પ્લટૂન ક્યાં છે?" મેં પૂછ્યું. મારો ભાઈ તેની ઉપર હુકૂમત ધરાવતો હતો. કોઈ જાણતું નહોતું. ટેકરીના તળિયે વાડોની પાછળ પીછેહઠને આવરવા અમે બલિદાન ચઢાવેલ બટાલિયનો હજીપણ ગોળી બાર કરી રહી હતી—મૃત્યુ પર રાખેલી બટાલિયનો. હું જમીન ઉપર ચત્તાપાટ પડેલ લાલ સેનાનાં માણસોને પસાર કરતો સવાર થઈ ગયો; તેઓ બધાં કોથળાઓનાં ઢગલા જેવા લાગતાં હતાં; પણ તેઓ હજી પણ જીવતાં હતાં, હજી પણ અડગ હતાં, હજી પણ જે કંઈ બની ગયું તેનાથી અજ્ઞાન હતાં. મારો ભાઈ કૂદી પડ્યો, વાડ તરફ દોડ્યો અને તેની ઉપર ચઢવા તેને પકડમાં લીધી.

"એલેક્સેઈ!" મેં તેને રોકવાનો પ્રયત્ન કરતાં બૂમ પાડી. "તેવી રીતે નહીં, એલેક્સેઈ!"

તે હજી પાછળ ફરીને જોઈ શકે તે પહેલાં જ તેની ઉપર પ્રહાર થયો. હું ઘોડા પરથી કૂદ્યો અને તેની ટોપી ઉતારી. તેના માથાના પાછલા ભાગ ઉપરનાં વાળ લાલ લોંદામાં ગૂંચવાઈ ગયાં હતાં. તથા તેની નીચે ઊંડો ખાડો પડી ગયો હતો. હવે અમે કબરો ઉપર તાડૂકી રહ્યાં હતાં કે જે મેં કદી જોઈ નહોતી. હળવાં ઝોલાંએ દરેકે દરેકને હાલરડાં ગાઈ ઊંઘાડી દીધાં હતાં અને હું પણ ઊંઘી ગયો.

પેરેકોપ અને સીવાશની પેલે પાર જતાં પરોઢ થયું. કિનારાઓ વિનાના હૂંફાળા ધોળા ઘાસ અને આસમાનમાંનાં વિહરતાં પક્ષીઓ—પેલાં પક્ષીઓ પર્વતો અને તેને પેલે પારનાં આસમાની સ્વર્ગને જોઈ શકતાં હોવાં જોઈએ. જાન્કોઈ પાસે સૂરજ અચાનક જ જાણે અમારી ઉપર તૂટી પડ્યો અને જોતજોતામાં સ્ટેશનની દીવાલો ઝબૂકવા લાગી જાણે મધ્યાહ્ન થઈ ગયો હતો; કાળાં મખમલી પડછાયાં અસ્ફાલ્ટના પ્લૅટફૉર્મ ઉપર પડતાં હતાં. જે એવાં લાગતાં હતાં કે જાણે પાણીથી ભીનાં થયેલ હોય અને ઠંડીમાં ગુલાબ વેચવામાં આવ્યાં હતાં. હા, અમે આસમાની સ્વર્ગના દરવાજાઓ પાસે હતાં. અને ફરીથી અમે વિસ્તીર્ણ મેદાનોની વાદળાંઓથી ઘેરાયેલી હૂંફમાં લપેટાયેલાં હતાં. જ્યાં પવનની લહેરો, સવારના પણ પવનનાં હળવાં સપાટાઓ હંમેશાં કોઈક સૂરજથી ધગધગતી જગ્યા તરફથી આવે છે અને જે તમને પોતાનાં હાથ બારીની બહાર પરમસુખમાં લટકાવતાં, ગરમ પટ્ટીઓ ઉપર પોતાનાં ગાલ ટેકવતાં અને ધૂનનાં ગીતની લીટીઓ યાદ કરતાં અને સ્વપ્નમાં રાચતાં કરી મૂકે છે... હું વીતેલી રાતનાં નિશાનો માટે સાવધપણે મારી જાતને તપાસવા લાગ્યો; પણ તે જતાં રહ્યાં હતાં; કારણ કે હજી સુધી ગાડીનાં શાંત પડેલાં ઘસારા સિવાય બીજું કંઈ શેષ બચ્યું નહોતું.

ના, હું તે માની શકતો નહોતો. તે હજી પણ કોઈક અંધારિયા ખૂણા ઉપરથી મારી ઉપરના આશ્ચર્યનો પ્રવાહ હોઈ શકે, અક્ષમાશીલ પડછાયો કે જે મારી દુનિયા સામે આવી પડશે...

બાળકો જાગી ગયાં હતાં અને અમારાં પાટિયાંઓની નીચે ચકચક કરી રહ્યાં હતાં. યાકોવ્લેવ ની ધીમી ધાંધલ ફરીથી શરૂ થઈ ગઈ હતી. દૂર દૂર નિસ્તેજ પડછાયો પસાર થઈ ગયો, સુંદર, અનુપમ સ્તોત્રનો પડઘો—વ્રાન્ગેલના મુખ્ય મથકમાં, ફાંસીએ લટકાવવાની વિધિનાં પ્રસંગ



ઉપર ઘમંડી આંખોવાળી જાસૂસી કરતી વિખરાયેલાં વાળવાળી સ્ત્રીની પ્રતિકૃતિ... પણ થોભો, આપણે હજી ગુફા પાસે પહોંચ્યાં નથી.

"પેલો ચાતીર-દગ છે," મારી પાછળની બે જુવાન સુંદરીઓ હાંફતી હતી તથા મારી બારી તરફ દોડી આવી. અત્યંત હર્ષાવેશના આનંદમાં પોતાની જાત વિષે ભૂલી જતાં અને તેમનાં પ્રમાદી નરમ સ્તનોની હૂંફ વડે મારી તરફ દબાતી હતી. તેમની પાછળ ગ્રીગોરી ઈવાનિચના રતુમડા હસતા ચહેરાએ સવારની તાજગી ધારણ કરી હતી.

"સીમ્ફેરોપોલ હજી વધારે દૂર છે?" તેણે શાંતિથી મને પૂછ્યું.

"લગભગ કલાકેકનો રસ્તો છે."

બિચારો છોકરો થોડી જ વારમાં અમારાથી વિદાય લેશે. અને અમને "આવજો! આવજો!" કહેશે.

બીજા સ્ટેશને બિરાદર યાકોવ્લેવ, પાર્ટિઝાનના સૈન્યના કમાન્ડર, ફળની દુકાનો પાસે ગયા અને ટોપીભરી લાઈલકનાં રંગનાં મોટાં આલુ અને દ્રાક્ષની મોટી થેલી ખરીદી લાવ્યાં. ફળ પત્નીનાં પરોણાગત કરનાર ખોળામાં ઠલવવામાં આવ્યાં. જેમાંથી આખા કુટુંબે જરા પણ ઉતાવળ કર્યા વિના શાંતિથી પોતાનાં પેટ ભરીને ફળો ખાધાં. જાડી સોનેરી વાળવાળી સુંદરી, જે બાથરૂમમાંથી હમણાં જ તાજીમાજી થઈને આવી હતી. તેણે આખા ડબ્બાને પોતાનાં અત્તરની સુવાસ વડે ઠંડકથી ભરી દીધો અને હાથ-તક્તામાં ઝાંક્યું. કામળાઓથી ઢંકાતી બારીઓની પેલે પાર ભૂખરાં પર્વતો ઊઠી આવ્યાં હતાં—તે ઝળહળતી ભૂમિ—ક્રીમીયા હતી. લૂટેરાઓ અને રાત ક્યારનાં ભૂલાઈ ગયાં હતાં. ડબ્બો સૂર્યપ્રકાશથી ચળકતો અને શ્વાસ ગૂંગળાવા પૂરતા ઉકળાટ ભર્યો હતો; માણસો થાકીપાકીને પોતાનાં ખમીસોની કોરો ફફડાવતાં હતાં: જો માત્ર તેઓ તેમને તદ્દન ફાડી નાંખી શકતા હોત.

સીમ્ફેરોપોલ આવતાં ગ્રીગોરી ઈવાનિચ રહસ્યપૂર્ણ રીતે અદૃશ્ય થઈ ગયો. તેનાં સુઘડ રીતે પટ્ટા બાંધેલા બિસ્તરો અને સાથે સાથે તેની પેટી પાટિયાના કિનારે પડ્યાં હતાં. ગેલરીમાંથી હું હળવા સુતરાઉ ફ્રોકમાં જ જેન્યાની ઉઘાડી ગરદન અને પાતળી પીઠ જોઈ શકતો હતો, તેના ઉઘાડા હાથ બળવાખોર વાંકડિયા વાળોની ઉપર હતા. તે સોનેરી વાળવાળી સુંદરી સાથે ગુસ્સાપૂર્વક ઝઘડી રહી હતી.

"સોન્યા, વ્હાલી, હું શું કરી રહી છું તે હું સંપૂર્ણપણે સારી રીતે જાણું છું. ભગવાનને ખાતર મને ભાષણ ન આપ!"

છેલ્લો ઘંટ વાગતાં પહેલાં જ ગ્રીગોરી ઇવાનિચ ફરીથી દેખાયો. તે અત્યંત સંકોચશીલ લાગતો હતો.

"મેં સેવાસ્તોપોલ તરફથી જવાની ટિકિટ લીધી છે." તેણે દોષપૂર્ણ રીતે હસતાં કહ્યું. "જો પેલાં બેદારી દરવાજાઓનું ખરેખર એટલું અદ્ભુત દૃશ્ય હોય તો મારે તે જોવા જોઈએ."

"મેં વિચાર્યું હતું તમે તે પહેલાં જ જોયા હશે?" સુંદરીએ ઈર્ષ્યાપૂર્વક તેની તરફ નજર નાંખી.

"તે કંઈક જુદી વાત હતી," ગ્રીગોરી ઇવાનિચ અચકાયો. "નામ તો એવું જ કંઈક, અત્યારે હું ભૂલી ગયો છું પણ તે જ જગ્યા નહોતી."

ઊંચે આસમાન તરફ ઊંચાં ઊંચાં જતાં ખડકાળ ખડકોમાં ગાડી ઘેરાઈ વળી. ખીલેલી ગરમ બપોર તેમના દૂર દૂરનાં ઘાસવાળાં ઊંચાણો ઉપર ક્યાંક હતી. મોજમજાની ટૂંકી રાતોની જેમ ટનલો ગડગડાટ કરતી પસાર થતી હતી અને અંધકારના દરેક ધસારા સાથે કુમારિકાના હાસ્યનો જેવો ગલપચિયાં કરતો પરિચિત ગુંજારવ આવતો હતો. મોસ્કો-સેવાસ્તોપાલ ગાડીનાં આગમનની જાહેરાત કરતો ઘંટ સ્ટેશન ઉપર વાગી ગયો હોવો જોઈએ. અહીં, અમારી સૂર્યપ્રકાશથી ચમકતી, પ્રવાસના અંત માટેની ઉત્કટ ઉત્કંઠા હતી! અમે અમારાં લોખંડી ફેફસાંની બધી જ તાકાત એકઠી કરી સીટી વગાડી અને આનંદદાયક ગડગડાટ પ્લૅટફૉર્મોનાં છેલ્લાં જંગલમાં જઈ અફળાયો.

પૉલીશ કરેલા દરવાજાઓ ઉપર અને ચોક તરફ પડતા ચળકતા દરવાજાવાળા, ખાલી પડદા વડે ઢંકાયેલ સ્ટેશન હોલનાં આસ્ફાલ્ટનાં ભોંયતળિયા ઉપર સૂર્યપ્રકાશની ટીકડીઓ રમતી હતી. ત્યાં બહાર દરેકે દરેક વસ્તુ તપીને લાલચોળ થયેલી હતી અને તે તમને વિશાળ વિલાસી તૂટતાં મોજાંઓનો વિચાર કરતાં કરતી હતી.

અમે અમારાં સામાન ઉપર નિર્વાસિતોની જેમ બેસીને બાર સીટોવાળી ક્રીમીયા સહેલ બસ માટે રાહ જોતાં હતાં. ચારે બાજુ દીવાલો ઉપર ચોંટાડેલી જાહેરખબરોમાંથી ક્રીમીયાનો જાણે અમારી ઉપર ધોધ વરસી રહ્યો હતો—સફેદ દીવાલવાળી પરીકથાઓ વાદળિયા, બફારાવાળાં ફૂલોનાં બગીચાઓવાળાં સૂર્યાસ્તનાં પડછાયામાં મહેલોમાં ફેંકાયેલી હતી, અને પશ્ચાદ્ભૂમિકામાં હતો દરિયો. આ જાહેરખબરોમાંથી સીધી મોટરો અને બસો સાંજની ગાડી પકડવા માટે હંકાઈ આવતી હતી અને સૂરજનાં



તાપમાં તપાયેલાં ઉતારુઓને ત્યાં ઉતારતી હતી. આ ઉતારુઓના ગાલો ઉપર હજી પણ સમુદ્ર કિનારાઓની ખડકાળ ધૂળ લાગેલી હતી. પેલાં કે જેમને પાછાં જવું પડે અને દરિયાને પાછળ છોડવો જ જોઈએ તેમ હતું તેમના માટે કેવું લાગણીને હચમચાવી મૂકનાર, પરસ્પરવિરોધી દુઃખ!

જ્યારે બિરાદર યાકોવ્લેવની પત્ની બાળકોનાં કપડાં બદલાવી રહી હતી ત્યારે તે મારી સાથે જૂના પરિચિતની જેમ વાતો કરતો હતો. તે લાંબા વખતથી ક્રીમીયામાં બદલીનાં સપનાં જોતો હતો. અહીં તે પોતાનાં જન્મસ્થાનમાં હતો, બાળકો માટે તે સારું રહેશે, તેની મિલિશાની નોકરી વધારે મુશ્કેલીભરી નહીં હોય—અહીં આસપાસ વધારે પ્રસંગો બનતાં નહોતાં! તથા હવે તે અને તેની પત્ની પોતાનાં ભણતરને પહોંચી વળવા સમર્થ બનશે, કારણ કે તેઓ હંમેશાં તેમ ઇચ્છતાં હતાં.

"આજે અમે તમારી ગુફા જોઈશું," મેં બનાવટ ભરી બેપરવાઈથી કહ્યું.

તેની નજર ઉપર, તે કેવી રીતે જવાબ આપશે તેની ઉપર મારા માટે કંઈક અત્યંત મહત્ત્વપૂર્ણ આધારિત હતું. મારા માથા ઉપરના આસમાન તરફ જુવાન હસ્યો.

તેણે કંઈ જ ન કહ્યું.

બસમાં મેં અને સુંદરીએ આગળની બેઠકો લીધી. મને દરેકે દરેક વ્યક્તિ મારી સામે હોય તેમ ગમ્યું હોત. કંઈ વાંધો નહીં, હવે હું તેમને જોઈશ, બિલકુલ યોગ્ય ક્ષણે, પૂરેપૂરા ચહેરામાં.

સુંદરી એકદમ દયાળુતામાં ઓતપ્રોત થઈ ગઈ અને પરિસરો ઉપર ખુલ્લાં ટેકરાઓમાં પણ આનંદ માણ્યો.

"અદ્ભુત! આશ્ચર્યકારક!" તે આશ્ચર્યોદગર કરી ઊઠી. બસનાં ઝોલાંની સાથે સાથે તેની સ્થૂળ કાયા પણ જોરદાર રીતે ઝોલાં ખાતી હતી.

અમે ભેજવાળી બાલાકલાવા ખીણ નીચે ઊતરી આવ્યાં હતાં. ઉપર આસમાનમાં વાદળાં છવાયેલાં હતાં અને જમણી બાજુનાં ગામો ખીણોનાં લીલા ફળદ્રુપ અંધકારમાં ડૂબેલાં હતાં. આસમાની સ્વર્ગ થોડેક જ દૂર હતું. અમે ભમરિયામાં વધારે ને વધારે ઊંચે ચઢતાં ગયાં. ડ્રાયવરે ગીયર બદલ્યું અને ઍન્જિન શોકાતુરપણે કણસ્યું—જાણે ઊંચાઈએ તેનાં દિલને પણ પકડમાં લઈ લીધું હતું. પર્વતો અમારી ઉપર ઘેરાઈ વળ્યાં, તેમનાં ઢોળાવો ચાકનાં પથ્થરવાળાં અને વળાંકવાળાં હતાં. અમે હવે એક ડગલું પણ વધારે ઊંચે જઈ શકતાં નહોતાં—નીચે હવા, ઢીંગરાઈ ગયેલ

ઝાડવાં અને ખીણોમાં શ્વાસ લેતાં ટીપાંઓ હતાં. હવે અમારે નીચે ઝંપલાવવું જોઈતું હતું.

"ઓઓઓહ!" ગ્રીગોરી ઈવાનિચે બનાવટી ગભરાટમાં લાંબી તીણી ચીસ પાડી.

અમે ખાલીપણામાં ઢળી પડયાં, ઝાડીઓ અસ્તવ્યસ્તપણે ચીરાતી પસાર થઈ ગઈ, અમારાં ફેફસાં ખાલી થઈ ગયાં, અને તે ભરી નહીં શકાય. મેં આજુબાજુ નજર નાખી. જેન્યા ગ્રીગોરી ઈવાનિચના હાથને જોરથી પકડી તેને વળગી રહી હતી. તે અસહાય હતી. તેણે તકો અને મમ્મી બધું જ ગુમાવ્યું હતું. ગ્રીગોરી ઈવાનિચની આંખો મારી આંખો સાથે એક થઈ. તેમણે તેમનાં પરમસુખમાં કંઈ પણ ન જોયું...

અમે બૈદારીમાં આરામ કર્યો. વાતાવરણમાં સાંજ ઢળી રહેવાનાં એંધાણની સુગંધ ભરી હતી. થોડો વરસાદ પડયો હતો અને હવે સૂરજ નીકળશે અને પાઈન વૃક્ષોની ઊંચે ઊંચે પવન ફૂંકાશે. ઠંડીએ દુકાનોમાં દ્રાક્ષો ઉપર લીલાં ઝાકળ ફેલાવ્યાં હતાં. અમે અનંતપણે આગળ હંકારતા રહીશું એમ લાગતું હતું... કદાચ તે સ્વપ્ન હતું.

હા, તે સ્વપ્ન હતું. અહીં હતું કોતર કે જેમાંથી એક વખત પાર્ટિઝાનો પસાર થયા હતા. એક વધારે વળાંક અને કોઈની પણ આંખો જોઈ શકશે કે તેઓ શેના માટે શોધ કરી રહ્યાં હતાં અને પેલાં તદ્દન લીલાંછમ ભેખડો ઉપરનાં પાઈન વૃક્ષો નીચેનાં અંધારિયા પોલાણો તરફ એકી નજરે તાકી તાકીને શું જોતા હતા. હવે પર્વતનો ગોળાકાર ભાગ નજરોથી ઓઝલ થઈ રહ્યો હતો, ઝાડીઓની નીલી રેખા નીચે ઢળી રહી હતી, રસ્તાની બીજી બાજુ ઉપર ખાલીપણાનો અણસારો હતો... હા, આ એ જ હતું જેની હું રાહ જોતો હતો—હું અનુભવી શકતો હતો મારી પાછળ બીજો માણસ એવી રીતે તલપાપડ થઈ રહ્યો હતો જાણે અચાનક ચપ્પા જેવું તીક્ષ્ણ કંઈક ખૂંપી દીધું હોય. મેં ભૂતકાળમાંથી વિજળી તથા ભયાનક તીર જેવી આવી પડેલી રોશનીનો અનુભવ કર્યો અને આ રોશનીએ નવા જુસ્સા સાથે જિંદગીને તદ્દન જુદી જ રીતે છતી કરી. પણ કદાચ તે મારી માત્ર કલ્પના હતી. હું મારી પાછળ બેઠેલી બે વ્યક્તિઓના અસ્પષ્ટ ચહેરા જોવા પાછળ ફર્યો. મેં તેમને શોધ્યા. પણ તેના બદલે મેં ગ્રીગોરી ઈવાનિચને જોયો જે પોતાનાં બોદા હાસ્ય સાથે બિહામણા ભૂત જેવો લાગતો હતો. બીજી ડઝન આંખો ગાંડાતૂરપણે પસરી ગઈ, પછી અચાનક ઝાંખા નીલા રંગમાં બદલાઈ ગઈ.



અમે બૈદારી દરવાજાઓ પાસે ઊતર્યા! પર્વતોની દીવાલો પહોળી ઉઘાડી ફેલાયેલી હતી. અને હવે ડ્રાયવરે બેફિકરીથી ખીણની એકદમ કિનારી પર, હૃદયને જકડી લેનાર વાદળિયા ખાલીપણા ઉપર બસ રોકી. અમારી સામે અને અમારી નીચે કંઈ જ નહોતું, માત્ર આસમાન અને વિશ્વ ઉપર ઊગતું ધ્રૂજતું વિજયી આકાશ જ હતાં. અનંત મહાસાગર.

બસમાં ચીસોનાં ચિત્કારો, ગુસપુસ અવાજો, ભાવવાવેશનાં અવાજો હતાં અને નીચે કૂદકો મારનારમાં સૌથી પહેલી હતી સુંદરી. તે એકદમ ભેખડના કિનારા તરફ ઉતાવળે ધસી ગઈ.

"કેટલું સુંદર!.. ઓહ, કેટલું અદ્‌ભુત સુંદર!.."

ગ્રીગોરી ઈવાનિચ ઝનૂની આંખો સાથે એકદમ ધસ્યો, પોતાના ખિસ્સામાંથી રીવોલ્વર ખેંચી કાઢી અને એવો ઢોંગ કર્યો કે તેણે નીચે કોતરમાં શિયાળને નજરોમાં પકડી પાડ્યું હતું.

"જો જે તેવી હિમ્મત ન કરતો!" જેન્યા ચીસ પાડી ઊઠી અને તેની પાછળ નીચે રસ્તા તરફ દોડી.

હવે મારે મારાં બિરાદરો, યાકોવ્લેવોને મળવું જોઈએ. મેં સ્ત્રીને ડ્રાયવરને એ પૂછતી સાંભળી કે બાળકને દૂધ પીવડાવવા જેટલો સમય હતો કે નહીં. તેણે કહ્યું તે કરી શકશે. પણ હું પેલી મારી સમક્ષ ઊગી આવેલા અગાધપણે સોહામણા વિશ્વ તરફથી મારી આંખો હટાવી શકતો નહોતો. મહાસાગર અંતહીન ક્ષિતિજ ઉપર દૂર દૂર સુધી વિસ્તરેલો હતો. તેણે ગઈકાલે પણ આમ કર્યું હતું, અમે આવ્યાં તે પહેલાં અને હજારો વર્ષો પહેલાં પોતાની પ્રક્ષુબ્ધ બળવાખોર સ્તબ્ધતામાં પણ આ જ પ્રમાણે કર્યું હતું. મારા પગ પાસે લીલી ખીણમાં મેં શહેરો, આબેહબ મઠની કલ્પના કરી. ગાંડાતૂર ઊંડાણમાં ચકલાંનું એકદમ વેગથી પસાર થવું... પણ તેમ છતાં હજી મારે પેલાં લોકોને મળવું જોઈએ.

...અને હું પાછળ ફર્યો. મેં સ્ત્રીનું કોમળતાપૂર્વક નમેલું માથું અને તેની ગરદન ઉપર નરમ ગુચ્છાઓનો ગૂંચવાડો જોયાં. પર્વતોમાં ઠંડી વધી ગઈ હતી; ગ્રેટકોટમાંથી ફરીથી બનાવેલ કોટ તેના ખભા ઉપર નાંખેલો હતો. આ કોટ કે જેની એક એક ગડીઓમાં હજી પણ પેલા તોફાની ચિરંજીવ વર્ષોનો શ્વાસ સચવાયેલો હતો. જુવાન પોતાના ખિસ્સામાં હાથ નાંખી, તેનાં વક્ષઃસ્થળ ઉપર ધ્યાનપૂર્વક તાકતો તેની નજીક ઊભો હતો. તેની પાંપણો પરમસુખમય વળાંક રચતી હતી. તેમની ઉપર મહાસાગરનો પ્રકાશ અને સ્તબ્ધતા છવાયેલાં હતા.

હું બીજી બાજુ ફર્યો અને પાણીમાંથી અને ખડકોની શાશ્વતતામાંથી જીવન દ્વારા સર્જાયેલ અનંત ચમત્કાર તરફ જોયું. સિલ્કનો સ્કર્ટ પહેરેલ જાડી છોકરી ચિંતાતુર થઈ રહી હતી અને દરેકે દરેકને પૂછી રહી હતી જેન્યાનું શું થયું? પણ કોણ જેન્યાની પરવા કરતું હતું? માત્ર હું ગ્રીગોરી ઈવાનિચને હસતો અને હાથમાં છોકરીને લઈ જતો નિર્ણયકપણે વાદળિયા રંગની કિનારી ઉપર ઝાડીઓમાંથી દોડી જતો જોઈ શકતો હતો.

૧૯૨૫



# આન્દ્રેઈ પ્લાતોનોવ

## આન્દ્રેઈ પ્લાતોનોવ

## (૧૮૯૯-૧૯૫૧)

આન્દ્રેઈ પ્લાતોનોવે યુવાન તરીકે જ કવિતા લખવાનું શરૂ કર્યું હતું અને ત્યારબાદ ટૂંકી વાર્તાઓ લખવા તરફ આગળ વધ્યા. ૧૯૨૭માં તેમનું સૌથી પહેલું પુસ્તક પ્રકાશિત થયું.

શરૂઆતથી જ પ્લાતોનોવે પોતાના શરીર અને આત્માને લખાણકાર્યને સમર્પિત કર્યા હતા. ઉદ્દાત મનોભાવનાવાળા નવી ચાલ દાખલ કરનાર અને શોધક તેઓ ખૂંદાયેલા રસ્તાઓને અનુસરવામાં નહોતા માનતા. "લખાણકાર્ય એ જીવવા કરતાં ઓછું ગંભીર કાર્ય નથી. અને શું કોઈ પહેલાં જ પ્રયત્ન તરીકે સહેલાઈથી પોતાનું જીવન જીવે છે?" તેમણે લખ્યું. "જો જીવન ખોટે રસ્તે જાય તો તેને ભિન્ન રીતે બીજી વખત જીવી શકાતું નથી. અને દરેક પુસ્તક માત્ર તે એક જ હોઈ શકે તેવી રીતે લખાવું જોઈએ. વાચકને આશા ન આપવી જોઈએ કે બીજું પુસ્તક વધારે સારી રીતે લખાશે."

પ્લાતોનોવની કથાના નાયકો સામાન્ય સાધારણ લોકો છે અને તેની ઉપર ઉપરથી જોતાં તેમનામાં કંઈ આગળ પડતું નથી. પણ પછી લેખકની ઈચ્છા પર તેઓ પોતાની અવિશ્વસનીય અપાર્થિવ સમૃદ્ધિઓ ઉઘાડી પાડે છે. જેવી કે ઉદારતા, પ્રેમ, પરોપકારિતા, સંવેદનશીલતા. અને તેઓ દર્શાવે છે કે ક્રાંતિનાં વાવાઝોડાંને સ્વચ્છ કરતાં લોકોમાં આ ગુણો જાગૃત થયા હતા.

યુદ્ધ સંવાદદાતા તરીકે પ્લાતોનોવ ઘણીવાર મોરચા સીમા ઉપર જતા હતા અને નોંધપાત્ર સહનશક્તિ અને હિમ્મત દાખવતા હતા. તેમણે પોતાના આખા જીવનને હક્કોના દાવાને, આશાવાદી બુદ્ધિપ્રતિભાને ફાસીવાદના માનવ વિરોધી ગુણો સામે દોર્યા.

યુદ્ધ પછી પ્લાતોનોવ પેલા યુદ્ધના આત્મિક ઘાવો કે જેને રૂઝાવવામાં શરીરિક ઘાવોના રૂઝાવા કરતાં વધારે સમય લાગવાનો હતો તેના વિષે સૌથી પહેલાં બોલનારાઓમાંથી એક હતા પણ આ ગાળા દરમિયાન લખાયેલી વાર્તાઓમાં પણ પ્લાતોનોવ પોતે આશાવાદી રહ્યા હતા, હંમેશાં એમ આશા રાખતા હતા કે લાંબા ગાળે માનવમાં ખરાબ વૃત્તિઓ કરતાં વધારે સારી વૃત્તિઓ રહેશે.

# ફ્રો

તે લાંબા સમય માટે ઘણે ઘણે દૂર જતો રહ્યો હતો, કદાચ કદી પછા ન ફરવા માટે. જેવું એક્સપ્રેસ ટ્રેઈનનું ઍન્જિન આંખોથી ઓઝલ થઈ ગયું, તેણે ખુલ્લા અવકાશમાં વિદાય ગાઈ. તેને વિદાય આપવા આવેલાં લોકો પ્લૅટફૉર્મ છોડીને પોતપોતાના રોજિંદા કામકાજમાં પાછાં ફર્યાં. સાવરણી બાંધેલો વાંસ લઈને મજૂર આવ્યો અને તેણે દરિયા કાંઠે રેતાળ ઉતારા ઉપર ચડાયેલ વહાણનાં તૂતકની જેમ પ્લૅટફૉર્મને સાફ કરવાનું શરૂ કર્યું.

"અરે ભાઈ, ત્યાં એક બાજુ ઊભા રહો!" તેણે ગોળમટોળ હુષ્ટપુષ્ટ પગોની એકલી જોડને કહ્યું.

સ્ત્રી દીવાલ ઉપરના પોસ્ટબોક્સ તરફ ચાલી ગઈ અને તેની ઉપર ટપાલ કાઢવા માટે લખેલો સમય વાંચવા લગી: ટપાલ ઘણીવાર એકઠી કરવામાં આવતી હતી. દરરોજ પત્રો લખી શકાય એમ હતું. તેણે બોક્સની ધાતુને આંગળી અડકાડી—તે નક્કર હતી, પત્રમાં અહીં પોસ્ટ કરેલ કોઈનું પણ દિલ કચરાપેટીમાં ન જઈ શકે.

સ્ટેશનની પેલે પાર નવું રેલ્વે શહેર વસેલું હતું. પાંદડાંઓનાં પડછાયાં મકાનોની સફેદ દીવાલો ઉપર ઝૂલતાં હતાં, ઉનાળાની સાંજના સૂરજે કુદરતી દૃશ્ય અને મકાનોને સ્પષ્ટપણે અને નિસ્તેજ રીતે જાણે પારદર્શક ખાલીપણમાંથી પ્રકાશિત કર્યાં હતાં જ્યાં શ્વાસ લેવા માટે હવા નહોતી. રાત ઢળવા ઉપર દુનિયામાં દરેકે દરેક વસ્તુ એટલી સ્પષ્ટપણે નોખી, અંધકારભરી અને વર્ણપટીય હતી કે તે અવિદ્યમાન ભાસતી.

યુવા સ્ત્રી આ વિચિત્ર પ્રકાશ તરફ વિસ્મયથી જોતી રોકાઈ ગઈ—પોતાની વીસ વર્ષની જિંદગીમાં તેને આટલું ખાલી, પ્રકાશમાન, અવાજરહિત અવકાશ જોયાનું યાદ નહોતું; તેણે અનુભવ્યું કે હવાના

હળવાપણાથી, જે માણસને તેણે પ્રેમ કર્યો હતો તે પાછો ફરશે એ આશાથી તેનું પોતાનું દિલ હળવું થઈ રહ્યું હતું. તેણે વાળંદની દુકાનની બારીમાં પોતાનું પ્રતિબિંબ જોયું: વાસ્તવમાં સુંદર અને તદ્દન સામાન્ય, વાંકડિયાં કરેલાં અને ગુચ્છાઓમાં ગોઠવેલાં વાળ (૧૯મી શતાબ્દીમાં પ્રચલિત એવી વાળ બનાવવાની ઢબ), માનસિક તનાવ અને લગભગ અસ્વાભાવિક નાજુકાઈથી ભરેલી ઊંડી ભૂખરી આંખો—તે જે માણસ હંમેશા માટે જતો રહ્યો હતો તેને પ્રેમ કરવા લાગી હતી અને તે માણસ પણ તેને સતત રીતે શાશ્વત પ્રેમ કરે તેમ ઝંખતી હતી. જેથી કરીને તેના શરીરમાં અને તેના સામાન્ય ઉદાસ આત્મામાં કદાચ બીજી મીઠી જિંદગીની લાલસા જાગે, તેમાં અંકુર ફૂટે. પણ તે પોતે જેટલાં ઊંડાણપૂર્વક અને સતત રીતે પ્રેમ કરવા ઈચ્છતી હતી તેટલો પ્રેમ કરી શકતી નહોતી; કેટલીક વખત તે પોતે થાકી જતી અને એ પસ્તાવા સાથે રડતી કે તેનું દિલ અથક અતિપરિશ્રમી નહોતું.

તે નવા ત્રણ ઓરડાવાળા ફ્લૅટમાં રહેતી હતી. તેના ઍન્જિન ચાલક વિધુર પિતા એક ઓરડામાં રહેતા હતા અને તે પોતે પોતાના પતિ સાથે બીજા બે ઓરડામાં રહેતી હતી, જે હાલમાં દૂર પૂર્વમાં કોઈક રહસ્યપૂર્ણ વિદ્યુતકીય સાધન સ્થાપિત કરવા અને તેને ક્રિયાન્વિત કરવા ગયો હતો. તે હંમેશાં યાંત્રીકાય વસ્તુઓ દ્વારા આખી દુનિયાને માનવજાતના લાભ અને આનંદ માટે બદલી નાંખવાની અપેક્ષા કરતો કે પછી બીજાં કોઈક કારણસર યંત્રોનાં રહસ્યોમાં વ્યસ્ત રહેતો હતો. તેની પત્ની એ વિષે તદ્દન ચોક્કસ નહોતી.

તેના પિતા હવે ઉંમરના કારણે ભાગ્યે જ બહાર જતા હતા. તેઓ અનામત મીકેનીક તરીકે નીમાયેલા હતા. જેનો અર્થ એ હતો કે માંદા માણસની જગ્યાએ તેઓ કામ કરતા, હમણાં જ સમાં કરાયેલાં ઍન્જિનોને તપાસતા કે ટૂંકા રસ્તા સુધી હળવા વજનની ટ્રેઈનો ચલાવતા. એક વર્ષ પહેલાં તેઓએ તેમને નિવૃત્ત કરવાનો પ્રયત્ન કર્યો. વૃદ્ધ તેનો અર્થ શો થતો હતો તે વિચાર્યા વિના જ સહમત થઈ ગયો. પણ સ્વતંત્રતાનાં માત્ર ચાર દિવસ પછી જ તે સિગ્નલો તરફ ગયો અને પ્રવેશનિષિધ ક્ષેત્રમાં એક ટેકરા ઉપર બેસી ગયો અને આંખોમાં આંસુ સાથે ટ્રેઈનોને ખેંચતા ઍન્જિનોને નિહાળતો મોડી રાત સુધી ત્યાં જ રોકાયો. ત્યારબાદ તે ઍન્જિનોને જોવાં અને પોતાનાં સ્મરણો અને કલ્પનાને પોષવા દરરોજ ટેકરા ઉપર જતો અને લગભગ સાંજ પડતાં જાણે લાંબો રસ્તો કાપીને આવ્યો



હોય તેમ થાકેલો પાકેલો ઘેર પાછો આવતો. ઘેર પાછા આવી તે પોતાના હાથ ધોતો, નિસાસો નાંખીને કહેતો કે બ્રેક બ્લોકે નવ હજારમા ઢાળ ઉપર એક ડબ્બો પાડી નાંખ્યો કે એવું એવું બીજું કંઈ બની ગયું. ત્યારબાદ અનિશ્ચિતતાપૂર્વક પોતાની દીકરીને ડાબી હથેળી ઉપર ઘસવા માટે વેસેલીન આપવા કહેતો જાણે તે અક્કડ નિયામકને પકડી રાખવાને કારણે જ આળી થઈ ગઈ હોય, ત્યારબાદ જમતો ઊલટી સીધી વાતો વિષે બબડતો રહેતો અને છેવટે ઝડપથી ગાઢ પરમસુખમય નિદ્રામાં પોઢી જતો. બીજી સવારે નિવૃત્ત મીકેનીક ફરીથી પ્રવેશનિષેધ ક્ષેત્રમાં જતો અને હંમેશની જેમ પોતાના એકાકી ઉત્સાહનાં બધાં જ ઉત્પાતમાં નિહાળતો, રડતો, કલ્પના કરતો અને સહાનુભૂતિ કરતો આખો દિવસ પસાર કરતો. જો તેને લાગતું કે પસાર થતાં ઍન્જિનમાં કોઈક ખામી હતી કે ડ્રાઈવર યોગ્ય રીતે પોતાનું કામ નહોતો કરતો તો તે પોતાની ઉદાત્ત સ્થિતિમાંથી જ પોતાની ટીકા અને સૂચનોની બૂમો પાડવા લાગતો: "પાણી બહુ છે! ઓ મૂરખ વાલ્વ ખોલી નાંખ! તેને નીકળી જવા દે!" "રેતીની સાથે ધ્યાનથી જા: તને તેની પાછળથી જરૂર પડશે! "શેના માટે તું તેને છોડી દે છે?" "પૈડું પાટા ઉપરથી ખસી ન જાય તે માટે બનાવેલી કોરને કસી લે, પેલી બધી વરાળને વેડફી ન નાંખ. સાથી, આ ઍન્જિન છે, વરાળસ્નાન નથી!" જ્યારે ટ્રેઈન હળવાં ખાલી ડબ્બાઓ સાથે આગળ કે મધ્યમાં ખોટી રીતે જોડાઈ હોય કે જેથી તે અચાનક આંચકો લાગતાં કચડાઈ શકતાં હતાં ત્યારે નિવૃત્ત મીકેનીક ટેકરા ઉપર ઊભો રહીને છેલ્લા ડબ્બામાંના ગાર્ડ તરફ પોતાની મૂઠી હલાવતો. જ્યારે તેના ભૂતપૂર્વ સહાયક વેનીઆમીન દ્વારા ચલાવાયેલ તેનું પોતાનું ઍન્જિન પસાર થતું ત્યારે વૃદ્ધ ચોક્કસપણે કોઈક ને કોઈક સ્પષ્ટ ભૂલ શોધી કાઢતો—જેને કદી તેણે ચલાવી લીધી નહોતી—અને પોતાના બેદરકાર સહાયક વિષે તત્કાળ કંઈક કરવા માટે ડ્રાયવરને સલાહ આપતો. "વેનીઆમીન તેને એક ઝાટકો આપ!" વૃદ્ધ મીકેનીક પોતાના પ્રવેશનિષિધ ક્ષેત્રના ટેકરા ઉપરથી જ બૂમો પાડી કહેતો.

વાદળિયા દિવસોમાં તે પોતાની છત્રી સાથે લેતો અને તેની એકની એક દીકરી ટેકરા ઉપર જ તેના માટે જમવાનું લઈ આવતી કારણ કે જ્યારે સાંજે દૂબળા પાતળા, ભૂખ્યા તરસ્યા અને કામ માટેની અસંતોષભરી લાલસા દ્વારા ચિડાયેલ તેના પિતા ઘેર પાછા ફરતા ત્યારે તેને તેમના માટે દુઃખ થતું હતું. પણ હાલમાં જ્યારે વૃદ્ધ મીકેનીક પોતાના પ્રવેશનિષિધ

ક્ષેત્ર પરથી હંમેશની જેમ બૂમો પાડી રહ્યો હતો અને ગાળો આપી રહ્યો હતો ત્યારે રેલ્વે ડીપોની સામ્યવાદી પક્ષની સમિતિના સચિવ બિરાદર પિસ્કુનોવ વૃદ્ધની પાસે આવ્યા, તેનો હાથ પકડીને તેને ડીપો તરફ દોરી ગયા. ઓફિસના મેનેજરે ફરીથી તેને એંજિન વિભાગમાં લઈ લીધો. મીકેનીક ઠંડી એંજિનની કેબીનમાં સરકી જઈ બોઈલર પાસે બેસીને અને પોતાનાં જ આનંદ દ્વારા થાકેલો ઝોકે ચઢયો. એક હાથે બોઈલરને બાથમાં ભીડી લીધું હતું જાણે તે આખી કામદાર માનવજાતનું જેની સાથે તે ફરીથી એક થયો હતો, તેનું ઉદર હોય.

"ફ્રોસ્યા!" જ્યારે તે પોતાના પતિને લાંબી મુસાફરી માટે વિદાય આપીને સ્ટેશનેથી પાછી આવી ત્યારે તેણે પોતાની દીકરીને કહ્યું: "ફ્રોસ્યા, મને ભઠ્ઠીમાંથી કંઈક ખાવાનું આપ. કંઈ કહેવાય નહિ તેઓ કદાચ આજે રાત્રે પણ બોલાવે..."

કોઈપણ ક્ષણે તે ફેરા પર જવા માટે બોલાવાની આશા રાખતો પણ તેમ ભાગ્યે જ બનતું—ત્રણ કે ચાર દિવસમાં એકાદ વખત જ્યારે મિશ્રિત હળવી ગાડી કે કોઈ બીજું સરળ કામ ઊભું થતું. પણ તે કામ ઉપર ભૂખ્યો, તૈયારી વિના અને દયનીય સ્થિતિમાં જતાં ગભરાતો હતો તેથી તે હંમેશાં પોતાના સ્વાસ્થ્ય, ઉત્સાહ અને પાચનની સારી સંભાળ લેતો હતો કારણ કે તે પોતાને સર્વોચ્ચ સામર્થ્યવાળા કામદારની ચાવી તરીકે બતાવતો હતો.

"બિરાદર મીકેનીક!" તે ઘણીવાર ગૌરવથી સ્પષ્ટપણે શબ્દોને બોલતાં પોતાને સંબોધતો અને અર્થપૂર્ણ ચૂપકી સાથે જવાબ આપતો જાણે તે દૂરથી આવતાં તાળીઓનાં ગડગડાટને સાંભળતો હોય.

ફ્રોસ્યાએ ભઠ્ઠી ઉપરથી વાસણ ઉપાડીને પોતાના પિતાને થોડુંક ખાવાનું આપ્યું. સાંજનો સૂરજ ફ્લેટમાં છવાઈ રહ્યો હતો. તેનાં કિરણો સીધાં ફ્રોસ્યાના શરીર સુધી જ્યાં તેનું હૃદય હૂંફ પામી રહ્યું હતું અને સતત રીતે લોહીનું પરિભ્રમણ કરી રહ્યું હતું અને જીવનથી સભાન હતું ત્યાં સુધી, પહોંચતાં હતાં. તે પોતાનાં ઓરડામાં ગઈ. મેજ ઉપર તેના પતિની બાળપણમાં લેવાયેલી છબી હતી. જ્યારે તે મોટો થઈ ગયો ત્યારે કદી તેણે પોતાની છબી નહોતી પડાવી કારણ કે તેને પોતાને તેમાં રસ નહોતો અને પોતાનો ચહેરો એટલો મહત્ત્વપૂર્ણ હતો તેમ વિચારતો નહોતો. પીળી પડી ગયેલી છબી કંગાળ ખમીસ અને સસ્તા પેંટમાં ઉઘાડા પગે ઊભેલા મોટા માથાવાળા બાળકને બતાવતી હતી. તેની પાછળ ફૂવારો



અને પૃષ્ઠભૂમિમાં મહેલ સાથેમાં કોઈક જાદુઈ વૃક્ષો હતાં. છોકરો તેની પાછળની અદ્‌ભુત જિંદગીને ધ્યાનમાં લીધા વિના ખૂબ ધ્યાનપૂર્વક દુનિયામાં તાકી રહ્યો હતો જેને હજી તે ભાગ્યે જ જાણતો હતો. અદ્‌ભુત જીવન પહોળા, આતુર, શરમાળ ચહેરાવાળા, રમકડાને બદલે ઘાસનું ઝૂમખું પકડેલા અને વિશ્વાસપૂર્ણ ઉઘાડા પગે જમીનને સ્પર્શતા છોકરાના પોતાનામાં જ સમાયેલું હતું.

રાત ઢળવાની શરૂઆત થઈ ચૂકી હતી. શહેરનો ગોવાળિયો રાત માટે ખેતરોમાંથી ગાયોને પાછો લાવી રહ્યો હતો. ગાયો પોતાનાં માલિકો તરફ આરામ કરવા દેવા માટે ભાંભરતી હતી. સ્ત્રીઓ, પત્નીઓ તેમને પોતપોતાના વાડામાં લઈ જઈ રહી હતી. લાંબો દિવસ રાતમાં ઠંડો પડી રહ્યો હતો. ફ્રોસ્યા ઝાંખા પ્રકાશમાં પોતાના પ્રેમમાં અને ચાલી ગયેલી વ્યક્તિના સ્મરણમાં સુખી થતી બેઠી હતી. બારીની બહાર ચીડ વૃક્ષો હતાં જેમણે ખુશખુશાલ સ્વર્ગીય આસમાનમાં પોતાના સીધે રસ્તે આગળ વધવાનું શરૂ કર્યું હતું. કેટલાંક સરળ પક્ષીઓના ધીમા અવાજો તેમનાં છેલ્લાં સુસ્ત ગીતો ગઈ રહ્યા હતા અને રાતનાં પહેરેગીરો તમરાઓ પોતાનો સૌમ્ય શાંત અવાજ કરીને કહેતાં હતાં કે બધું જ ઠીકઠાક હતું અને તેઓ પહેરો ભરવા પૂરેપૂરાં જાગૃત હતાં.

ફ્રોસ્યાના પિતાએ તેને પૂછ્યું કે તે ક્લબમાં જવાની હતી કે નહિ. આજે રાત્રે ત્યાં નવો કાર્યક્રમ હતો. જેમાં ઉખાણાં કહેવાની રમત અને રેલ્વે કંડકટર વિભાગનાં કેટલાંક નૌશિખિયા જુદાં જુદાં કલાકારોનો કાર્યક્રમ હતો.

"ના, હું નથી જવાની," ફ્રોસ્યાએ જવાબ આપ્યો. "હું મારા પતિ માટે ઉદાસ થઈને બેસી રહેવાની છું."

"ફયોદર માટે?" મીકેનીકે કહ્યું. "તે પાછો આવશે. એકાદ વર્ષમાં તે ફરીથી અહીં આવી જશે... તેમ છતાં જો તું ઇચ્છતી હો તો તેના માટે ઉદાસ થઈને બેસી રહે. જ્યારે હું એક કે બે દિવસ માટે પણ બહાર જતો ત્યારે તારી મા પણ ઉદાસ થઈને બેસી રહેતી. તે જૂની ઢબની ઘરેલુ સ્ત્રી હતી!"

"ખેર, હું જૂની ઢબની ઘરેલુ સ્ત્રી નથી પણ સાથે સાથે મને એની ખોટ પણ સાલે છે!" ફ્રોસ્યાએ આશ્ચર્યમાં કહ્યું. "ના, કદાચ હું પણ જૂની ઢબની ઘરેલુ સ્ત્રી છું..."

તેના પિતાએ તેને ફરીથી ખાતરી કરાવી.

"તું જૂની ઢબની ઘરેલું સ્ત્રી નથી!.. હવે કોઈ એવી બાકી રહી નથી. તેઓ બધી જ ઘણા વખત પહેલાં મૃત્યુ પામી હતી. તું પોતે યોગ્ય રીતે જૂની ઢબની ઘરેલુ સ્ત્રી છે તે પહેલાં તારે ઘણું લાબું જીવવાનું છે અને ઘણો સખત અભ્યાસ કરવાનો છે. તેઓ સારી સ્ત્રીઓ હતી..."

"ડેડી, તમે તમારા ઓરડામાં જાઓ," ફ્રોસ્યાએ કહ્યું. "હું થોડીવારમાં જ તમને જમવાનું આપીશ પણ હમણાં હું એકલી રહેવા ઈચ્છું છું..."

"મને હમણાં જમવાનું જોઈએ," તેના પિતાએ સહમત થયા. "કંઈ કહેવાય નહિ તેઓ ડીપોમાંથી મારા માટે તેડું લઈને કદાચ આવી જશે તો. કદાચ કોઈ માંદું હોય કે પીધેલ હોય કે કોઈના ઘરમાં કંઈક ઉચાપાત થયો હોય—કંઈપણ બની શકતું હતું. ત્યારે મારે સીધા જ જવું પડશે. ટ્રેઈનો તેના નિર્ધારિત સમયે જવી જ જોઈએ! તારો ફ્યોદર હમણાં એક્સપ્રેસ ઉપર ઝડપથી આગળ વધી રહ્યો છે, લીલી બત્તીઓ તેને આવકારે છે, આગળ ચાલીસ કિલોમીટર માટે લાઈન ખુલ્લી છે, મીકેનીક દૂર દૂર સુધી જુએ છે, નિયામકો વીજળી દ્વારા પ્રકાશિત થયેલા છે. બધું જ વ્યવસ્થિત છે!"

વૃદ્ધ ઓરડો છોડીને જવા માટે નાખુશ હતો તે ફેરવી ફેરવીને અસંબદ્ધ વાતો કરતો હતો. જ્યારે તેનું દિલ અને દિમાગ એંજિન સાથે જોડાયેલું ન હોય ત્યારે તે પોતાની દીકરી કે કોઈ બીજાની સાથે રહેવાનું પસંદ કરતો હતો.

"ડેડી, જાઓ અને જમી લો!" તેણે તેને આદેશ આપ્યો. તે તમરાંઓને સાંભળવા, બારીની બહારનાં રાત્રિનાં ચીડ વૃક્ષોને નિહાળવા અને પોતાના પતિ વિષે વિચારવા ઈચ્છતી હતી.

"બિચારી બાપડી!" વૃદ્ધ શાંતિથી કહીને બહાર જતો રહ્યો.

પોતાના પિતાને જમવાનું આપ્યા પછી ફ્રોસ્યા ઘરમાંથી નીકળી ગઈ. કલબમાં ખૂબ મોજમજા ચાલી રહી હતી. સંગીત ચાલી રહ્યું હતું અને ત્યાર બાદ નૌશિખિયા વિધવિધ કલાકારોએ ગાયું. "ઓ ફર વૃક્ષ, સુંદર ફર વૃક્ષ! કેવાં સુંદર તેનાં શંકુ!" કે "ટૂટ ટૂટ ટૂટ જાય છે એંજિન, ઝુમ ઝુમ ઝુમ જાય છે વિમાન, કંચ કંચ કંચ જાય છે બરફ તોડ... બધાં જ વાળો ઘૂંટણો, સીધાં થાઓ, કહો 'ટૂટ ટૂટ ટૂટ', 'ઝુમ ઝુમ ઝુમ.' દરેકે દરેક પગ હલાવો, અમે વધારે હલચલ, વધારે સંસ્કૃતિ, ઊંચું ઉત્પાદન ઈચ્છીય છીએ!.."

કલબમાંના શ્રોતાગણે આજ્ઞાપૂર્વક હલાવ્યા, શરમાળપણે ગણગણ્યા અને



આનંદ ગમ્મતને ખાતર સહન કરતાં ભિન્ન પ્રકારના કલાકારોનાં આદેશોને અનુસરતો હતો.

ફ્રોસ્યા આગળ ચાલી. આગળ રસ્તાની બંને બાજુ વૃક્ષોની સંરક્ષક હરોળો સિવાય કશું નહોતું. દૂર દૂર એક્સપ્રેસ પૂર્વમાંથી નજીક આવી રહી હતી. એંજિન સંપૂર્ણ ઝપાટા સાથે કામ કરી રહ્યું હતું; ગાડી અવધિ ઉપર વિજયી ઝડપ મેળવી રહી હતી અને પોતાની ઝળહળતી આગળની બત્તીઓ વડે આગળ રસ્તાને પ્રકાશિત કરી રહી હતી. ક્યાંક આ ગાડી દૂર પૂર્વ તરફ દોડી જતી એક્સપ્રેસ ગાડીને મળી હતી. જે વ્યક્તિને ફ્રોસ્યાએ પ્રેમ કર્યો હતો તેનાથી તેના છૂટા પડયા પછી આ ડબ્બાઓએ જોઈ હતી અને હવે તે તેના પછી તેના પતિની નજીક જઈ આવેલી આ એક્સપ્રેસ ગાડી તરફ આતુરતાથી તાકી રહી હતી. તે સ્ટેશન તરફ પાછી જવા નીકળી પડી પણ તે ત્યાં પહોંચી ત્યાં સુધીમાં ગાડી ટૂંકા રોકાણ પછી ફરીથી આગળ જતી રહી હતી. છેલ્લો ડબ્બો તેણે પસાર કરેલા બધા જ ઉતારુઓ વિષે ભૂલતાં અંધકારમાં અદૃશ્ય થઈ ગયો. ફ્રોસ્યા પ્લૅટફૉર્મ ઉપર કે સ્ટેશનના મકાનમાં એક પણ અપરિચિત કે નવી વ્યક્તિને ન જોઈ શકી. એક પણ ઉતારુ ગાડીમાંથી ઊતર્યો નહોતો અને એવી કોઈ વ્યક્તિ નહોતી કે જેને તે તેમની સામેથી પસાર થઈ ગયેલી ગાડી અને તેના પતિ વિષે પૂછી શકે. કદાચ કોઈકે તેને જોયો હતો અને કંઈક જાણતું હતું.

પણ સ્ટેશનમાં માત્ર બે ઘરડી સ્ત્રીઓ મધ્ય રાત્રિની લોકલ ગાડી માટે રાહ જોઈ રહી હતી અને તે જ માણસ તેનાં પગ નીચેના વધારે ખરાબ કચરાને વાળી રહ્યો હતો. જ્યારે તમે ઊભા રહેવા અને વિચારવા ઈચ્છતા હો ત્યારે જ હંમેશાં તેઓ કચરો વાળે છે. તેમને લોકો ગમતાં નથી.

ફ્રોસ્યા સફાઈ કરનારની પાસેથી દૂર હટી ગઈ પણ તે ફરીથી તેની નજીક આવ્યો.

"નંબર બે એક્સપ્રેસ ગાડી વિષે," તેણે તેને પૂછ્યું. "તું જાણે છે કે તે ઠીકઠાક છે કે નહિ? તે આજે બપોરે અહીંથી નીકળી હતી... સ્ટેશન ઉપર એના વિષે કોઈ જાહેરાત કરવામાં આવી કે નહિ?"

"જ્યારે ગાડી આવી રહી હોય માત્ર ત્યારે જ લોકોને પ્લૅટફૉર્મ ઉપર આવવાની છૂટ છે," સફાઈ કરનારે કહ્યું. "હમણાં કોઈ ગાડી આવવાની નથી તેથી, ભલી બાઈ, સ્ટેશનમાં જાઓ... આખો વખત તમે અહીંના વિષે બધાં પ્રકારની ફિકરો રાખો છો જ્યારે તેઓ તો પોતાના ઘરે પહોંચી

પગ ઉપર પગ ચઢાવી છાપું વાંચી રહ્યાં હોવાં જોઈએ. પણ ના, તેઓને જગ્યાને અવ્યવસ્થિત કરતાં આસપાસ જવું જોઈએ..."

ફ્રોસ્યા અમુક જગ્યાઓ પસાર કરતી સ્ટેશનથી દૂર રસ્તા પર આગળ નીકળી પડી. અહીં માલગાડીનું ગોળ પાર્ક, કોલસાનો ઢગલો, કચરાનાં ખાડા અને ટર્નટેબલ હતાં. ઊંચી બત્તીઓ આ ક્ષેત્રને પ્રકાશિત કરતી હતી જેની ઉપર વરાળ અને ધૂમાડાનાં વાદળાં ધૂમરાતાં હતાં. કેટલાંક એંજિનો જોરદાર રીતે એકધાર્યે ઘૂરઘૂરાટ કરતાં હતાં અને મુસાફરી માટે એંજિન કામ કરે એટલી વરાળ પેદા કરતાં હતાં જ્યારે બીજાં વરાળ છોડી રહ્યાં હતાં અને ધોવાઈ જતાં પહેલાં ઠંડા પડી રહ્યા હતાં.

એક ફોરમેન કે ટૂકડીના નેતાની આગેવાની હેઠળ લોખંડનાં ચપટા પાવડાઓ લઈને ચાર સ્ત્રીઓ ફ્રોસ્યા પાસેથી પસાર થઈ.

"સુંદરી, અહીં કોઈ ખોવાઈ ગયું છે?" તેણે ફ્રોસ્યાને પૂછ્યું. "જો તેં કોઈને ખોયો છે તો તને તે નહિ મળે. એક વખત તે જતો રહ્યો તો પાછો નહિ આવે... આવ અને રેલ્વેને અમારી સાથે મદદ કર."

ફ્રોસ્યાએ પળવાર માટે ગંભીરતાપૂર્વક વિચાર્યું.

"મને પાવડો આપો!" તેણે કહ્યું.

"લે, આ મારો લઈ લે," ટૂકડીના નેતાએ જવાબ આપીને તેને પાવડો આપ્યો. "છોકરીઓ, ત્રીજા ખાડા પાસે થઈ જાઓ," તેણે બીજી સ્ત્રીઓને કહ્યું. "હું પહેલા ખાડા પાસે રહીશ."

તે ફ્રોસ્યાને એ ખાડા પાસે લઈ ગયો જ્યાં એંજિનો પોતાની ભઠ્ઠીઓ સાફ કરતાં હતાં અને તેને કામ શરૂ કરવાનું કહીને જતો રહ્યો.' આ ખાડામાં પહેલાં જ બે સ્ત્રીઓ કામ કરતી હતી, ગરમ કચરો પાવડા વતી બહાર કાઢતી હતી. ફ્રોસ્યા પણ નીચે ઊતરી ગઈ અને કામ કરવાનું શરૂ કર્યું. તે ખુશ હતી કે તેની બાજુમાં બે અપરિચિત મિત્રો હતી. ગરમી અને એસિડ ગેસે શ્વાસ લેવો મુશ્કેલ કરી દીધો હતો અને કચરો પાવડા વતી બહાર કાઢવાનું કામ કંટાળાજનક અને કઢંગું હતું— કારણ કે ખાડો સાંકડો અને ગરમ હતો. પણ ફ્રોસ્યાએ વધારે આનંદદાયક અનુભવવાનું શરૂ કર્યું; તે અહીં નવાં મિત્રોની સાથે રહી, તારાઓ અને વીજળી દ્વારા પ્રકાશિત વિશાળ ઉન્મત્ત રાત્રિ જોઈ, પોતાની બધી જ મુશ્કેલીઓ વિષે ભૂલી શકતી હતી. તેનો પ્રેમ તેના દિલમાં શાંતિથી પોઢેલો હતો; એક્સપ્રેસ ગાડી દૂર દૂર અદૃશ્ય થઈ ગઈ હતી અને તેનો પ્રિય પતિ સાયબેરીયાથી ઘેરાયેલા ત્રીજા વર્ગમાં ઉપરના પાટિયાં ઉપર પડ્યો હતો.



તેને સૂવા દો અને કોઈપણ વાતની ચિંતા ન કરો. ડ્રાયવરને આગળની લાઈન ઉપર નજર રાખવા દો અને એ ખાતરી કરવા દો કે ત્યાં કોઈ અકસ્માત નહોતો થયો.

થોડી જ વારમાં ફ્રોસ્યા અને બીજી સ્ત્રી ખાડામાંથી બહાર ચઢી આવી. હવે તેઓએ બહાર કાઢેલ કચરો ખટારામાં લાદવાનો હતો. જ્યારે ખટારાની એક બાજુ ઉપર તે ઉછાળીને ફેંકી રહ્યાં હતાં ત્યારે સ્ત્રીઓએ એકબીજા તરફ નજર નાંખી અને થોડી થોડી વારે થોડી વિશ્રામ કરવા અને તાજી હવા ખાવા માટે બોલવા લાગી.

ફ્રોસ્યાની નવી મિત્ર લગભગ ત્રીસ વર્ષની હતી. પોતાના કંગાળ કપડામાં તે ધ્રૂજતી હતી. કોઈ દુરાચારી વ્યક્તિના બદગોઈ કરનારા આરોપને કારણે ચાર દિવસ જેલમાં રહ્યા પછી તે જ દિવસે તેને બહાર આવવા દેવામાં આવી હતી. તેનો પતિ ચોકીદાર હતો જે આખી રાત રાઈફલ લઈને સહકારી વખારની આસપાસ ભટકતો રહેતો હતો અને તેને મહિને સાઠ રૂબલ મળતાં હતાં. જ્યારે તે જેલમાં હતી ત્યારે તે ચોકીદાર રડ્યો અને સત્તાવાળાઓ પાસે તેને છોડી દેવા માટે માંગણી કરી. જોકે તે પહેલાં તે પોતાના પ્રેમી સાથે રહેતી હતી જેણે ગાફલપણે તેને પોતાનાં બધાં જ કપટો વિષે કહી દીધું હતું (કદાચ તે થાકી ગયો હતો કે પછી ડરતો હતો). અને ત્યારબાદ તે ગભરાઈ ગયો અને તેનાથી છૂટકારો પામવાનો પ્રયત્ન કરતો હતો જેથી કોઈ સાક્ષી ન રહે. પણ હવે તે પોતે જ પકડાઈ ગયો હતો. હવે તેને તેનો સ્વાદ ચાખવા દો. પણ તે મુક્ત હતી અને પોતાના પતિ સાથે રહેશે: હવે તેમની પાસે કામ અને આજીવિકા હતાં અને તેઓ બંને કેટલાંક કપડાં ખરીદવાની વ્યવસ્થા કરી શકશે.

ફ્રોસ્યાએ તેને કહ્યું કે તેને પણ ઘણી મુશ્કેલીઓ હતી: તેનો પતિ દૂર જતો રહ્યો હતો.

"દૂર જતા રહેવું એ મરવા જેવું નથી—તે પાછો આવશે," ફ્રોસ્યાની કામદાર સાથીએ તેને થોડી રાહત આપતાં કહ્યું. "જ્યારે હું પકડાઈ ગઈ હતી ત્યારે હું વાસ્તવમાં અત્યંત દયનીય બની ગઈ હતી. ત્યાં માત્ર મારા દિલને કોરતી બેસી રહેતી. પહેલાં કદી જેલમાં રહી નહોતી અને તેનાથી ટેવાયેલી નહોતી. જો તેમ હોત તો તે આટલું મુશ્કેલ ન પડ્યું હોત. પણ હું હંમેશાં એટલી તો નાદાન યુવતી હતી કે કાયદો મને કદી સ્પર્શ્યો પણ નહોતો. જ્યારે હું બહાર આવી ત્યારે હું ઘેર ગઈ. મારા

પતિ મને જોતાં વેંત જ ખુશ થયા. તે રડયા પણ ખરા પણ મારી ફરતે હાથ વીંટાળતા ડરતા હતા—વિચારતા હતા કે હું કોઈક મહત્ત્વપૂર્ણ ગુનેગાર હતી. પણ હું બદલાઈ નહોતી ગઈ, હું પૂછવામાં આગળ પડતી છું... સાંજે જ્યારે તેને કામ ઉપર જવાનું હતું ત્યારે અમે એટલાં દુ:ખી થઈ ગયાં. તે પોતાની રાઈફલ ઉપાડીને કહે છે—ચાલ, હું તને થોડું લીંબુનું શરબત આપીશ. મારી પાસે બાર કોપેક છે. તે એક ગ્લાસ માટે પૂરતાં છે અને આપણે અડધો અડધો ગ્લાસ લઈશું. પણ હું એટલું દુ:ખ અનુભવતી હતી કે હું ખુશ ન થઈ શકી. મેં તેને એકલા જ કેન્ટીન જવા કહ્યું. તેને એક ગ્લાસ લીંબુનું શરબત પીવા દો અને જ્યારે અમારી પાસે થોડાં પૈસાં ભેગાં થશે અને મારી જેલની ઉદાસીનતા દૂર થઈ જશે ત્યારે આપણે સાથે કેન્ટીનમાં જઈશું અને આખી બોટલ પીશું. મેં તેને આમ કહ્યું અને ત્યારબાદ હું અહીં પાટા ઉપર કામ કરવા આવી ગઈ. તેઓ કદાચ બાલાસ ખસેડશે, કે પાટાં બદલશે કે પછી એવું જ કોઈક કામ કરશે, મેં વિચાર્યું. ત્યાં હંમેશાં કોઈક કામ હોય છે, મોડી રાત્રે પણ. મેં વિચાર્યું, હું બીજાં લોકો સાથે રહીશ, ખુશ થઈશ અને ફરીથી શાંત થઈ જઈશ. અને સાચે જ એમ છે. તારી સાથે વાત કરતાં એમ લાગે છે કે જાણે હું મારી કોઈ સગી બહેનને મળી હતી... તેમ છતાં, ચાલ આપણે આ ખટારો ભરવાનું કામ પૂરું કરીએ. તેઓ ઓફિસમાં પૈસા ચૂકવી રહ્યાં છે. હું જઈશ અને સવારમાં પાઉંરોટી ખરીદીશ... ફ્રોસ્યા!" તેણે ફ્રોસ્યાનું નામ લઈને ખાડીમાં કામ કરતી સ્ત્રીને બૂમ પાડી. "ત્યાં કંઈ બાકી રહ્યું છે?"

"ના, ખાસ કંઈ નથી," નીચેવાળી ફ્રોસ્યાએ ત્યાંથી કહ્યું. "માત્ર થોડો કચરો છે."

"તો પછી અહીં આવી જા," ચોકીદારની પત્નીએ તેને કહ્યું. "આપણે ઝડપથી પૂરું કરીને પછી જઈશું અને સાથે પગાર લઈશું."

ફોરમેન નજરે પડયો.

"છોકરીઓ, કામ કેમ ચાલી રહ્યું છે? ખાડો પૂરો કરી લીધો? સરસ, ઓફિસમાં જાઓ. હું એક મિનિટમાં આવીશ. તમારો પગાર લો અને ત્યારબાદ આપણે જોઈશું કે કોણ કલબમાં નૃત્ય કરવા જાય છે અને કોણ પથારીમાં જાય છે. પોતાને વ્યસ્ત રાખવા માટે તમારી પાસે પુષ્કળ છે!" ઓફિસમાં સ્ત્રીઓએ પૈસા માટે સહીઓ કરી: યેફ્રોસીન્યા યેવસ્તાફયેવા, નતાલ્યા બુકોવા અને ત્રણ અક્ષરો કે જે તેમની પાછળ હથોડા



અને દાંતરડાંવાળા શબ્દ "યેવા" જેવા લાગતાં હતાં. બીજાં બધાં કરતાં યેફ્રોસીન્યા અશિક્ષિત રહી ગઈ હતી. તેઓ દરેકને ત્રણ રૂબલ વીસ કોપેક મળયાં અને ઘેર જતાં રહ્યાં. ફ્રોસ્યા યેવસ્તાફયેવા અને ચોકીદારની પત્ની નતાલ્યા સાથે ઘેર ગયા. ફ્રોસ્યાએ પોતાની નવી મિત્રને ઘેર આવી હાથ પગ ધોઈ તાજા થવા કહ્યું.

તેના પિતા રસોડામાં મોટી પેટી ઉપર જાડું શિયાળા માટેનું જેકીટ અને એંજિનનાં બિલ્લાવાળી ટોપી સહિત સંપૂર્ણપણે તૈયાર થયેલા સૂતા હતા. તે કોઈ અચાનક આમંત્રણની કે કોઈ સાર્વત્રિક ટેકનીકલ બ્રેકડાઉન કે જ્યારે અકસ્માત્‌ની વચ્ચે જે તેને તાત્કાલિક હાજર રહેવું પડે તેમ હોય તેની આશા રાખતા હતા.

સ્ત્રીઓએ બધું કામ ચૂપચાપ કરી લીધું, પોતાના નાક ઉપર પાવડર લગાવ્યો, હસી અને જતી રહી. હમણાં ઘણું મોડું થઈ ગયું હતું. નાચતાં અને રમતાં ઉખાણાંઓ કલબમાં કદાચ શરૂ થઈ ગયાં હતાં. જ્યારે ફ્રોસ્યાનો પતિ દૂર દૂર સખત પાટિયા ઉપર સૂતો હતો અને તેનું દિલ કશું જ અનુભવી રહ્યું નહોતું, કશું યાદ કરી રહ્યું નહોતું, તેને પ્રેમ કરતું નહોતું. આખા વિશ્વમાં તે પોતાને એકલી અટૂલી ખુશી અને ઉત્કટ ઇચ્છાથી મુક્ત અનુભવી રહી હતી. તે થોડીવાર માટે નૃત્ય કરવા, સંગીત સાંભળવા અને બીજાં લોકોની સાથે હાથ પકડવા ઇચ્છતી હતી. સવારે જ્યારે તે એકલોઅટૂલો ત્યાં જાગ્યો અને સીધી તેને યાદ કરી ત્યારે અનુભવ્યું કે કદાચ તે રડતી હશે.

બંને સ્ત્રીઓ કલબ તરફ દોડી. લોકલ ગાડી જતી રહી હતી: મધ્યરાત્રિ, હજી બહુ મોડું નહોતું થયું. નૌશિખીયું જાઝ બેન્ડ કલબમાં ચાલી રહ્યું હતું. સહાયક ડ્રાયવરે તરત જ ફ્રોસ્યા યેવ્સ્તાફયેવાને 'રીઓ રીતા' નૃત્ય માટે આમંત્રી.

જ્યારે તેણે નૃત્ય શરૂ કર્યું ત્યારે તેનો ચહેરો પરમસુખમય હતો. તે સંગીતને ચાહતી હતી. તે અનુભવતી હતી કે દુ:ખ અને સુખ જેવા વાસ્તવિક જીવનમાં અને તેના પોતાનાં આત્મામાં જ સમાયેલાં હતાં બિલકુલ તેવી જ રીતે સંગીત સાથે પણ અભેદ્ય રીતે સંકળાયેલાં હતાં. જ્યારે તે નૃત્ય કરતી ત્યારે ભાગ્યે જ પોતાના અસ્તિત્વ વિષે સભાન રહેતી. તે હળવા નિરતિશય આનંદની વિસ્મયકારક સ્થિતિમાં હતી. તેની કાયા કોઈપણ જાતના પ્રયત્ન વિના લચક પ્રાપ્ત કરી લેતી હતી કારણ કે તેનું લોહી સંગીતની ધૂન દ્વારા ગરમાવો મેળવી રહ્યું હતું.

"તેમણે ઉખાણાંની રમત રમી લીધી?" તેણે પોતાના સાથીદારને ધીમા અવાજે ઝડપથી શ્વાસ લેતાં પૂછ્યું.

"તે હમણાં જ પૂરી થઈ. તમે શા માટે આટલાં મોડાં આવ્યાં?" ડ્રાયવરના સહાયકે એવી અર્થપૂર્ણતા સાથે પૂછ્યું જાણે તે ફ્રોસ્યા સાથે શાશ્વત પ્રેમમાં હતો અને હંમેશાં તેના માટે ઝૂરતો હતો.

"ઓહ, કેવી શરમજનક વાત છે!" તેણે કહ્યું.

"તમને અહીં ગમે છે?" સાથીદારે તેને પૂછ્યું.

"ચોક્કસપણે, મને ગમે છે. તો ખૂબ જ અદ્‌ભુત છે," તેણે જવાબ આપ્યો.

નતાશા બુકોવા નૃત્ય કરી શકતી નહોતી અને તે દીવાલ પાસે નવા મિત્રની ટોપી પકડીને ઊભી હતી.

જ્યારે બેન્ડ આરામ કરવા બંધ થયું ત્યારે ફ્રોસ્યા અને નતાશાએ લીંબુનાં શરબતની બે આખી બોતલો પીધી. નતાશા આ પહેલાં માત્ર એક જ વખત ક્લબમાં આવી હતી. અને તે પણ ઘણા વખત પહેલાં. તેણે ઝાંખાં પ્રકાશિત થયેલા સ્વચ્છ અને આનંદિતપણે શણગારાયેલા ખંડમાં ચારેબાજુ નજર દોડાવી.

"એય, ફ્રોસ્યા," તેણે ગુસપુસ અવાજે કહ્યું. "જ્યારે આપણે સમાજવાદમાં જીવીશું ત્યારે બધી જ જગ્યાઓ શું આટલી સુંદર અને આના જેવી હશે?"

"હા, ચોક્કસ તેવી જ હશે," ફ્રોસ્યાએ કહ્યું. "માત્ર કદાચ આનાથી થોડી વધારે સારી."

"ત્યારે કંઈક વાત થશે!" નતાશા બુકોવા સહમત થઈ.

થોડા વિશ્રામ પછી ફ્રોસ્યાએ ફરીથી નૃત્ય કર્યું. આ વખતે તેને શન્ટીંગ ઓવરસીયરે આમંત્રી હતી. સંગીત ઉપર અમેરિકન નૃત્ય 'મારી બેબી' ચાલી રહ્યું હતું અને ઓવરસીયરે પોતાનાં ગાલ તેના વાળ સાથે દબાવવાનો પ્રયત્ન કરતા, પોતાનાં જોડીદારને કસીને પકડી હતી, પણ ફ્રોસ્યા આ ગુપ્ત લાડ દ્વારા ઉત્તેજિત ન થઈ. તે દૂર દૂર નીકળી ગયેલ વ્યક્તિને પ્રેમ કરતી હતી. તેનું શરીર તે વ્યક્તિમાં મર્યાદિત અને જડ બની ગયું હતું.

"તો પછી તમારું નામ શું છે?" જ્યારે તેઓ નૃત્ય કરી રહ્યાં હતાં ત્યારે સાથીદારે તેના કાનમાં કહ્યું. "હું તમને ચહેરાથી ઓળખું છું પણ તમારા પિતા કોણ છે ને હું ભૂલી ગયો છું."



"ફ્રો!" ફ્રોસ્યાએ જવાબ આપ્યો.

"ફ્રો? તમે રશિયન નથી?"

"ના, બિલકુલ નહિ!"

ઓવરસીયરે પળવાર વિચાર કર્યો.

"શા માટે નહિ? તમારા પિતા તો રશિયન છે કેમ ખરુંને—યેવ્સ્તાફ્યેવ."

"તેનાથી કશો ફેર નથી પડતો." ફ્રોસ્યા ગુસપુસ અવાજે બોલી. "મને ફ્રો કહેવામાં આવે છે."

તેઓ ચૂપચાપ નૃત્ય કરતાં હતાં. નૃત્યકારોને નિહાળતાં કેટલાંક લોકો ખંડમાં દીવાલો પાસે ગોળ ફરતે ઊભાં હતાં. માત્ર ત્રણ જોડાં નાચી રહ્યાં હતાં—બીજાં બધાં કાં તો અત્યંત શરમાળ હતાં કે કેવી રીતે નૃત્ય કરવું તે જાણતાં નહોતાં. ફ્રોસ્યાએ ઓવરસીયરની છાતી તરફ વધારે નજીક પોતાનું માથું ઢાળેલું હતું. તે પોતાની જૂની ઢબ પ્રમાણે તેના વાંકડિયા વાળ તરફ નીચે જોતો હતો અને તેની આ વિશ્વાસપૂર્ણ સુસ્તીની તેના દિલ પર અસર થઈ હતી અને તે તેને પ્રિય હતી. તે સાવધાનીપૂર્વક તેનું માથું પણ પંપોળવા ઇચ્છતો હતો પણ તેને બીક લાગતી હતી કે કદાચ લોકો જોઈ જશે. વળી વધારામાં તેની વાગ્દત્તા વધુ ત્યાં હતી જે કદાચ આ ફ્રો સાથે પ્રેમસંબંધ ચાલુ રાખવા માટે તેનું જીવન નરક બનાવી દે. તેથી ઔચિત્યને ખાતર ઓવરસીયર ધીમેથી તેનાથી દૂર ખેંચાઈ ગયો પણ ફ્રો ફરીથી તેની છાતી અને ટાઈની સામે વહાલથી ચંપાઈને ગોઠવાઈ ગઈ. તેના માથાનો ભાર ટાઈને એક બાજુ ધકેલી રહ્યો હતો. તેના ખમીસ નીચેથી ઉઘાડી ચામડીનો ધબ્બો ડોકાતો હતો. મનમાં ને મનમાં ગભરાતો અને મૂંઝાયેલો સંગીત વાગતું બંધ થવાની રાહ જોતો ઓવરસીયર નૃત્ય કરતો રહ્યો. પણ સંગીત વધારે ને વધારે ઉત્તેજક થતું જતું હતું અને સ્ત્રી તેને આલિંગનમાં ભરવા વળગતી જતી હતી. તેણે અચાનક ટાઈની નીચે પોતાની ઉઘાડી છાતી ઉપરનાં વાળમાં ગલપચી કરતાં ભીનાં ટીપાં ટપકતાં અનુભવ્યાં.

"તમે રડી રહ્યાં છો?" ધાસ્તી પામી તેણે પૂછ્યું.

"થોડું થોડું," ફ્રો ગુસપુસ અવાજે બોલી. "મને બારણા તરફ લઈ જાઓ. હું હવે વધારે નૃત્ય કરવા નથી ઇચ્છતી."

તેનો જોડીદાર તેને દરવાજા સુધી નૃત્ય કરતો લઈ ગયો અને તે

તરત જ ગેલરીમાં સરકી ગઈ જ્યાં ઘણાં લોકો નહોતાં અને પોતાની જાત ઉપર કાબૂ મેળવ્યો.

નતાશા પોતાનાં મિત્રની ટોપી સાથે બહાર આવી. ફ્રોસ્યા ઘેર ગઈ પણ નતાશા સહકારી વખાર તરફ નીકળી પડી જ્યાં તેનો પતિ ચોકીદાર હતો. તેની બાજુમાં જ મકાન બાંધકામની માલસામગ્રીનો યાર્ડ હતો જ્યાંની ચોકીદાર સુંદર સ્રી હતી. નતાશા એ ખાતરી કરવા ઇચ્છતી હતી કે તેના પતિ અને તે સ્રીની વચ્ચે કંઈ ચાલી તો રહ્યું નહોતું ને.

બીજા દિવસે સવારે ફ્રોસ્યાને સાયબિરિયાના સ્ટેશનમાંથી આવેલો તાર મળ્યો. તેના પતિએ લખ્યું હતું: "વહાલી ફ્રો, હું તને ચાહું છું અને તારાં સપનાં જોઉં છું."

તેના પિતા બહાર ગયા હતા. તેઓ બેઠકખંડમાં બેસીને ગપ્પા મારવા, 'સિસોટી' છાપું વાંચવા, ટ્રેકશન વિભાગમાં તેમણે કેવી રાત વિતાવી ને જાણવા લાગ્યાં અને ત્યારબાદ કેન્ટીનમાં જઈ સાથીદારો સાથે બીયર પીવા અને પોતાના દિલની વાતો કરવા ડીપો તરફ ગયા હતા.

ફ્રોસ્યાએ પોતાનાં દાંત સાફ ન કર્યાં. તેણે ચહેરા ઉપર માત્ર થોડાં પાણીની છાલક મારી, પોતે સુંદર લાગે છે કે નહિ તેની પરવા કર્યા વિના મહામુશ્કેલીએ મોં ધોયું. તે પોતાના પ્રેમની લાગણી સિવાય બીજી કોઈ વસ્તુ ઉપર સમય વેડફવા નહોતી ઇચ્છતી. તેને પોતાના શરીર માટે હવે વધારે પેલી સ્રી સહજ ચિંતા નહોતી રહી. ફ્રોસ્યાના ઓરડાની છતમાંથી બીજા માળ તરફથી આવતા માઉથ ઓર્ગનનાં ધ્વનિ આખો વખત સાંભળી શકાતાં હતાં. સંગીત પળવાર માટે બંધ થઈ જતું અને ત્યારબાદ ફરીથી શરૂ થઈ જતું. તે સવારે ફ્રોસ્યા માત્ર ફરીથી ઊંઘી જવા માટે હજી પણ ઘોર અંધારું હતું ત્યારે જાગી ગઈ. અને ત્યારબાદ તેણે માથા ઉપર આ સરળ ધૂન સાંભળી જે ખેતરોમાં કામ કરતા એવા નાનકડા ભૂખરા પક્ષીના ગતિ જેવી હતી કે જેની બધી જ તાકાત કામમાં ખર્ચાઈ ગઈ હોવાને કારણે યોગ્ય રીતે ગાવા માટે તેની પાસે પૂરતો શ્વાસ નહોતો. ડીપોના સંઘાડાના સંચાલકનો નાનકડો છોકરો ત્યાં રહેતો હતો. તેના પિતા કદાચ કામે ગયા હતા અને મા ધોવાનું કામ કરતી હતી. તે એકલો કંટાળી ગયો હતો. એક કોળિયો પણ ખાધા વિના ફ્રોસ્યા રેલ્વે વાહનવહેવાર અને સંકેતોનાં પોતાના વર્ગમાં જવા જતી રહી.

યેફ્રોસીન્યા યેવ્સ્તાફ્યેવા ચાર દિવસથી વર્ગમાં નહોતી ગઈ. કદાચ તેનાં મિત્રો તેની ખોટ અનુભવતાં હતાં પણ તે હમણાં કોઈપણ સાચા



ઉત્સાહ વિના તેમને મળવા જઈ રહી હતી. ફ્રોસ્યાને તેની ટેકનીકલ વિષયોની ઊંડી સમજ અને શીખવાની ક્ષમતાને કારણે અભ્યાસક્રમ ઉપર ઘણી મોટી રીતે માફ કરવામાં આવતી હતી. પણ તે પોતે એ તદ્દન જાણતી નહોતી કે તે તેમ કેવી રીતે કરી લેતી હતી. ઘણી રીતોમાં તે પોતાના પતિને અનુસરતી રહેતી હતી જે બે ટેકનીકલ સંસ્થાઓમાં રહ્યો હતો અને યંત્રની નાડીને પોતાના શરીરની નાડીની જેમ અનુભવતો હતો.

પહેલાં તો તે ખૂબ ખરાબ રીતે અભયાસ કરતી. તેનું દિલ પહેલાં પહેલાં તો પુપીનના પ્રેરણા-ગૂંચળાથી, બિનતારી સંદેશા પ્રસ્તુત કરતી યોજનાઓથી કે ધાતુ તારના અવરોધ ગણવાથી આકર્ષાયું નહોતું. પણ એક દિવસ તેણે પોતાના પતિના હોઠે ઉચ્ચારાયેલા આ શબ્દો સાંભળ્યા અને વળી વધારામાં તેણે તેને કલ્પનાની ગંભીરતા સાથે એ વર્ણન કરી બતાવ્યું કે તે આ ઘેરા રસવિહિન યંત્રો, તેને મૃત લાગતી એવી વિચિત્ર વસ્તુઓની સક્રિય કાર્યપદ્ધતિઓ અને જેના આભારે યંત્રો સજીવ છે તેવી સરળ ગણતરીઓ તે પણ જીવન પ્રદાન કરી શકતા હતા. ફ્રોસ્યાના પતિમાં વ્યક્તિગત લાગણીની જેમ વિદ્યુત પ્રવાહનો વોલ્ટ અનુભવવાનું સામર્થ્ય હતું. તે તેવી દરેકે દરેક વસ્તુમાં પ્રાણ પૂરી દેતો જેને તેનો હાથ કે ભેજું સ્પર્શતું. આમ તે યંત્રરચનાના કોઈપણ નમૂનામાં શક્તિના પ્રવાહને વાસ્તવમાં સમજતો હતો. અને યંત્રની ધાતુ રચનાના કપરા અને શાંત અવરોધને વસ્તુત: અનુભવી શકતો હતો.

ત્યારથી જ પ્રેરણાં ગૂંચળાઓ, વીસ્ટોન પુલો, સંપર્કો અને રોશની મથકો ફ્રોસ્યાને માટે એટલા કિંમતી બની ગયા હતા જાણે તે બધાં તેણે ચાહેલી વ્યક્તિના જીવંત ભાગો હોય. તેણે તેમને સમજવાનું અને દિલો દિમાગમાં તેમને સંઘરવાનું શરૂ કરી દીધું હતું. જ્યારે કોઈ વાત મુશ્કેલ બની જતી ત્યારે તે ઘેર આવી અને દુ:ખી થઈ કહેતી: "ફ્યોદોર, અમે માઇક્રોફૅરેડ અને ભટકતાં પ્રવાહો વિષે ભાગી રહ્યાં છીએ, હું ખૂબ જ કંટાળી ગઈ છું!" પણ જ્યારે ફ્યોદર આખા દિવસની જુદાઈ પછી પોતાની પત્નીને બાથમાં ભીડતો ત્યારે તે પોતે પળવાર માટે માઇક્રોફૅરેડ અને ભટકતાં પ્રવાહમાં પરિવર્તિત થઈ જતો. તેથી ફ્રોસ્યા લગભગ પોતાની આંખે જ તે વસ્તુઓ જોઈ શકતી હતી જેને તે સમજવા ઇચ્છતી હતી પણ સમજી શકતી નહોતી. તેઓ ખેતરોમાં જંગલી ફૂલો જેટલાં જ સરળ, પ્રાકૃતિક અને આકર્ષક હતાં. રાત્રે ફ્રોસ્યા ઘણીવાર એ પસ્તાવો કરતી કે તે એકલી જ માત્ર એવી સ્ત્રી હતી કે જે

ફયોદરની જેમ માઇક્રોફરેડે કે વરાળ એંજિન કે વિદ્યુતમાં પરિવર્તિત થઈ શકતી નહોતી. તે પોતાની આંગળીઓ સાવધાનીપૂર્વક તેની ગરમ પીઠ ઉપર ફેરવતી પણ તે જરાપણ હાલ્યા વિના ઊંઘતો રહેતો. કોઈક કારણસર તે હંમેશાં ગરમ રહેતો પણ સાથે સાથે તે એક વિચિત્ર વ્યક્તિ હતો. તે ગમે તેટલા ઘોંઘાટમાં ઊંઘી શકતો, કોઈપણ જાતનો સારો કે ખરાબ ખોરાક ખાઈ શકતો, કદી માંદો ન પડતો, નજીવી વસ્તુઓ ઉપર પૈસાં ખર્ચવાનો શોખીન હતો અને ચીનનાં દક્ષિણી સોવિયેત ભાગમાં જવા અને ત્યાં સૈનિક બનવાની યોજના કરતો હતો...

જ્યારે ફ્રોસ્યા ચેવ્સ્તાફયેવા વર્ગના કંઈ પણ મગજમાં ઘુસાડયા વિના બેઠી હતી ત્યારે તેના વિચારો નબળા પડેલા અને વ્યાકુળતાભર્યા હતા. તેણે ઉદાસપણે પાટિયા ઉપરના પ્રવાહના પ્રતિધ્વનિના સદ્દિશ ડાયગ્રામની પોતાની અભ્યાસ પોથીમાં નકલ ઉતારી અને ખિન્નતાપૂર્વક વધારે ઊંચા સંવાદી સૂરો ઉપર લોખંડ ક્ષારપ્રવણની અસર સમજાવતા શિક્ષકને સાંભળતી હતી. ફયોદર ચાલ્યો ગયો હતો. હવે સંપર્ક વાહનવ્યવહાર અને સંકેતો તેના માટે આકર્ષણનું કારણ નહોતાં. અને વિદ્યુત કંઈક તેના માટે વિચિત્ર બની ગઈ હતી. પુપીનનાં પ્રેરણ-ગૂંચળાં, માઇક્રોફેરેડ, વીટસ્ટોન પુલો અને લોખંડના આંતરિક ભાગો એ બધાં પ્રત્યે તેના દિલમાંથી રસ ઊડી ગયો હતો. તે વિદ્યુત પ્રવાહનાં વધારે ઊંચા સંવાદી સૂરોમાંથી એક મુદ્દો પણ સમજી શકતી નહોતી. તે બાળકના માઉથ ઓર્ગન ઉપર વગાડાયેલ એકધાર્યાં નીરસ નાનકડા ગીતને યાદ કરતી રહી. "મા કરે છે ધોવાનું કામ, પિતા ગયા કામે, તે નહિ આવે પાછા લાંબા વખત સુધી, હું એકલો એકલો કંટાળું છું ખૂબ."

ફ્રોસ્યાએ ભાષણ તરફ ધ્યાન આપવાનું બંધ કરી દીધું. અને પોતાની અભ્યાસપોથીમાં પોતાના વિચારો લખ્યા: "હું મૂર્ખ, દુ:ખી છોકરી છું. ફેદ્યા જલદી ઘેર પાછો આવ અને હું સંપર્ક વાહનવ્યવહાર અને સંકેતો શીખીશ કે પછી હું મરી જઈશ અને તું મને દફનાવીને પછી ચીન જઈ શકે છે."

તેના પિતા જૂતાં, કોટ અને ટોપી પહેરીને ઘરમાં બેઠા હતા. આજે તેમને તદ્દન પાકી ખાતરી હતી કે કદાચ બોલાવવામાં આવે.

"તો, તું પાછી આવી ગઈ, કેમ?" તેણે પોતાની દીકરીને કહ્યું. જ્યારે પણ કોઈપણ વ્યક્તિ ઘેર આવતી ત્યારે હંમેશાં તે ખુશ થતા. તે બહાર સીઢી ઉપરનાં પગલાંઓના બધા અવાજને ધ્યાનપૂર્વક સાંભળતા



હતા જાણે તે સતત રીતે તેની ટોપી ઉપર સીવાયેલી ખુશીને લાવનાર કોઈ વિશેષ મુલાકાતીની રાહ જોતા હોય.

તેણે પૂછ્યું: "તારા માટે માખણ સાથે થોડી કાંજી ગરમ કરી લાવું? એક મિનિટ લાગશે."

તેની દીકરીએ ના પાડી.

"તો પછી થોડી સૉસિજ તળી આપું?"

"ના," ફ્રોસ્યાએ કહ્યું.

પળવાર માટે તેના પિતાએ કંઈ ન કહ્યું. પછી વધારે ભીરુતાપૂર્વક કોમળતાથી ફરીથી પૂછ્યું:

"કદાચ એક કપ ચા અને થોડાં રસ્ક લઈશ? હું થોડીવારમાં જ પાણી ઉકાળી આપીશ..."

તેની દીકરી એક શબ્દ પણ ન બોલી.

"ગઈકાલની મેકારોની વિષે શું થયું?.. તે હજી બાકી છે. મેં તારા માટે રહેવા દીધી હતી."

"મને એકલી છોડી દેશો, મહેરબાની કરીને!" ફ્રોસ્યાએ કહ્યું. "ઓહ, શા માટે તમને દૂર પૂર્વમાં તેઓએ ન મોકલ્યા?.."

"મેં પણ તેમને કહ્યું હતું પણ તેમણે મને જવા ન દીધો. કહ્યું હું હવે ઘરડો થઈ ગયો હતો અને મારી દૃષ્ટિ નબળી થઈ ગઈ હતી," તેના પિતાએ સમજાવ્યું.

તેને એ બીક હતી કે ફ્રોસ્યા પોતાના ઓરડામાં જતી રહેશે અને તે તેને ત્યાં રોકી રાખી તેની સાથે વાતો કરવા ઈચ્છતો હતો તેથી વૃદ્ધ તેને ત્યાં રોકી રાખવા માટે કોઈ ને કોઈ કારણો શોધવાનો પ્રયત્ન કરતો હતો.

"શા માટે તેં આજે લીપ્સ્ટીક નથી લગાવી?" તેણે પૂછ્યું. "તેં વાપરી કાઢી છે? હું દવાવાળાની દુકાને દોડીને જઈશ અને તારા માટે થોડી નવી ખરીદી લાવીશ..."

ફ્રોસ્યાની ભૂખરી આંખોમાં આંસુ ઊભરાઈ આવ્યાં. તે પોતાનાં ઓરડામાં જતી રહી. એકલાં પડતા પિતાએ રસોડું સાફ કરવાનું તથા બીજાં કેટલાંક ઘરેલુ પરચૂરણ કામ કરવાનું શરૂ કર્યું. ત્યારબાદ તે ઊભડક બેઠો અને ભઠ્ઠીનું બારણું ખોલ્યું. અંદરની તરફ નજર નાંખીને મેકારોનીની તાવડી ઉપર રડવાનું શરૂ કર્યું.

બારણે ટકોરાં થયાં. ફ્રોસ્યાએ જઈને ઉઘાડ્યું નહિ. વૃદ્ધે ભઠ્ઠી પરથી

નજર હટાવી. તેણે પોતાનો ચહેરો સાફ કર્યો અને બારણું ખોલવા ગયો.

ડીપોમાંથી ફરમાન આવ્યું હતું.

"અહીં સહી કરો, નેફેદ સ્તેપાનોવીચ. આજે સાંજે આઠ વાગ્યે તમારે ફરજ ઉપર હાજર થવાનું છે. ઠંડા એંજિનને સંપૂર્ણ તપાસ માટે તમે લઈ જાઓ એમ ઇચ્છે છે. તેઓ તેને ૩૧૦ની સાથે જોડશે. તમારી સાથે થોડું ખાવાનુંપીવાનું અને કપડાં લઈ લેજો. તમે એક અઠવાડિયા સુધી પાછા નહિ આવો."

નેફેદ સ્તેપાનોવિચે પુસ્તિકામાં સહી કરી અને માણસ જતો રહ્યો. તેણે પોતાની પતરાંની પેટી ખોલી. તેમાં હજી પણ તેણે ગઈકાલે મૂકેલી પાઉંરોટી, ડુંગળી અને ખાંડ હતાં. તેણે થોડી બાજરી અને બે સફરજન ઉમેર્યાં. પળવાર માટે વિચાર કરીને મોટા તાળા વડે પેટી બંધ કરી દીધી.

ત્યારબાદ તેણે ફ્રોસ્યાના ઓરડાના બારણાં ઉપર સાવધાનીપૂર્વક ટકોરાં કર્યાં.

"એય, દીકરી! મારા ગયા પછી તાળું મારી દે જે. હું અઠવાડિયા કે બે અઠવાડિયા માટે કામે જાઉં છું. મને એસ. એચ શ્રેણીનું એંજિન આપ્યું છે. ઠંડી છે પણ કંઈ વાંધો નહિ."

ફ્રોસ્યા પોતાના પિતા જતાં રહ્યા ત્યાં સુધી બહાર ન આવી. ત્યારબાદ તેણે આગળનાં બારણે તાળું માર્યું.

"કંઈક ગા. શા માટે તું કોઈ ગીત નથી વગાડતો?" જ્યાં માઉથ ઓર્ગનવાળો છોકરો રહેતો હતો ત્યાં ઉપરના માળ તરફ તેની ગુસપુસ અવાજે બોલી. પણ કદાચ તે ફરવા માટે બહાર જતો રહ્યો હતો. ઉનાળો હતો. દિવસો લાંબા હતા અને શાંત પરમસુખમય ચીડ વૃક્ષોની વચ્ચે સાંજનો પવન ઢળી રહ્યો હતો. સંગીતકાર હજી નાનો હતો. તેણે હજી આખી દુનિયામાંથી કોઈ એક માત્ર વસ્તુને હંમેશાં હંમેશાં માટે પ્રેમ કરવાની પસંદગી નહોતી કરી. તેના દિલનાં ધબકારાં ખાલી અને મુક્ત, તેના પોતાના એકલપણા માટે કોઈ જીવનને કબજો મેળવવાની લાલચા વિનાનાં હતાં.

ફ્રોસ્યા બારી ઉઘાડીને મોટા પલંગમાં પડી. પવનનાં ઝપાટાઓ વડે ધીમાં અવાજે કડકડાટ કરતાં ચીડ વૃક્ષોનાં થડો અને મળસકાં સુધી રાહ ન જોઈ શકનારાં એકાકી તમરાંઓની દૂર દૂરથી આવતી કીટ કીટ સાંભળતી તે જોકે ચઢી.



ફ્રોસ્યા જાગી. દુનિયા હજી નિસ્તબ્ધ હતી. ઊભા થઈને કામે લાગી જવું જોઈએ. હૂંફતથા ગરમીથી ભરપૂર અને અદૃશ્ય થતાં સૂરજના જીવંત નિશાનો વડે ઢંકાયેલ આસમાન તરફ તેણે તાક્યું. જાણે ખુશી ત્યાં હતી જેને પ્રકૃતિએ પોતાનાં બધાં જ નિર્મળ બળ વડે રચી હતી જેથી આ ખુશીનો પ્રવાહ તેનામાંથી માનવમાં વહે.

બે ઓશીકાંઓની વચ્ચેથી ફ્રોસ્યાને એક ટૂંકો વાળ મળ્યો જે માત્ર ફયોદરનો હોઈ શકતો હતો. તેણે અજવાળામાં ધ્યાનથી જોયું. તે સફેદ હતો. ફયોદર ઓગણત્રીસ વર્ષનો હતો અને તેનાં લગભગ વીસેક વાળ ધોળાં હતાં. તેના પિતા પણ ધોળાંવાળવાળા હતા પણ તે કદી તેમના પલંગની નજીક ક્યાંય આવ્યા નથી. ફયોદોર સૂઈ ગયો હતો તે ઓશીકાને ફ્રોસ્યાએ સૂંઘ્યું—તેમાંથી હજી પણ તેનાં શરીર અને માથાની વાસ આવતી હતી. તેનો પતિ તે ઓશીકા ઉપરથી છેલ્લી વાર ઊઠ્યો ત્યારથી એ ઓશીકાનું કવર ધોવાયું નથી. ફ્રોસ્યા ફયોદોરનાં ઓશીકામાં પોતાનો ચહેરો દબાવીને ત્યાં જ પડી રહી.

ઉપર બીજા માળે છોકરો પાછો આવ્યો અને તેણે પોતાનું માઉથ ઓર્ગન વગાડવાનું શરૂ કર્યું—જ્યારે સવારે અંધારું હતું ત્યારે ગાઈ હતી તે જ ધૂન વગાડી રહ્યો હતો. ફ્રોસ્યાએ ઊભાં થઈ પોતાના પતિનો વાળ મેજ ઉપર એક ડબ્બીમાં મૂક્યો. છોકરાએ વગાડવાનું બંધ કર્યું: તેને સૂવા જવાનો સમય થઈ ગયો હતો કારણ કે તે સવારે વહેલો ઊઠ્યો હતો કે પછી કદાચ તેના પિતા કામેથી પાછા આવી ગયા હતા અને તે પિતાના ખોળામાં બેઠો હતો. તેની મા સૂડી વડે ખાંડ તોડી રહી હતી અને કહેતી હતી કે તેઓએ નવી ચાદરો ખરીદવી જોઈએ કારણ કે જૂની ચાદરો એટલી ઘસાઈ ગઈ હતી કે ધોતાં જ ફાટી જાય. પિતા હજી થોડો સમય પેલી જૂની ચાદરોથી કામ ચલાવી લેવાશે એમ વિચારતાં ચૂપ રહ્યા.

આખી સાંજ ફ્રોસ્યા રેલ્વેનાં પાટાઓની નજીકનાં જંગલો અને રાઈથી ઢંકાયેલાં ખેતરોની પેલે પાર ચાલતી રહી. એક દિવસ પહેલાં તેણે જે કચરાંના ખાડામાં કામ કર્યું હતું ત્યાં તે રોકાઈ ગઈ. તે કચરાંથી લગભગ એકદમ ભરાઈ ગયેલો હતો પણ ત્યાં કોઈ કામ કરતું નહોતું. ફ્રોસ્યા જાણતી નહોતી કે નતાશા બુકોવા ક્યાં રહેતી હતી. તેણે ગઈકાલે તેને પૂછ્યું નહોતું. તે પોતાનાં મિત્રો કે પરિચિતને ત્યાં જવા અને મળવા ઇચ્છતી નહોતી. જ્યારે તે કોઈની પણ સાથે રહેતી ત્યારે કંઈક શરમ અનુભવતી હતી. તે બીજાં લોકોને પોતાના પ્રેમ વિષે વાત કરી

૬*

શકતી નહોતી અને જીવનમાં બીજી બધી વસ્તુઓ તેના માટે નિર્જીવ અને નીરસ બની ગઈ હતી. નતાશાનો એકાકી પતિ પોતાની રાઈફલ સાથે ચાલતો હતો તે સહકારી વખારને પસાર કરીને આગળ જતી રહી. તે તેને થોડાંક રૂબલ આપવા ઇચ્છતી હતી, જેથી તે તથા તેની પત્ની આવતી કાલે પેટ ભરીને લીંબુનું શરબત પી શકે પણ તેની હિમ્મત ન ચાલી.

"પેલી બાજુ જતાં રહો, બેન! અહીં ઊભા રહેવાની મનાઈ છે—આ વખાર છે—સરકારી મિલકત," જ્યારે ફ્રોસ્યા રોકાઈને પોતાના જાકેટનાં ખિસ્સામાં ક્યાંક પૈસા માટે હાથ ફેરવી રહી હતી ત્યારે ચોકીદારે કહ્યું.

વખારની પેલે પાર ટૂંકા, બરછટ, ગંદા ઘાસવાળી ખાલી ઉજ્જડ જમીન ફેલાયેલી હતી. ફ્રોસ્યા ત્યાં ગઈ અને પાતળા ઘાસની નીરસ દુનિયાની વચ્ચે પ્રેમથી ઝૂરતી ઊભી રહી જે તારલાંઓથી માત્ર થોડાંક જ કિલોમીટર દૂર લાગતી હતી.

"ઓ, ફ્રો, ફ્રો. જો માત્ર કોઈક તને ચુંબન આપી શકતું હોત!" તેણે મનમાં કહ્યું.

જ્યારે ફ્રોસ્યા ઘેર પહોંચી ત્યારે તરત જ ઊંઘી ગઈ કારણ કે માઉથ ઓર્ગન વગાડનાર છોકરો ક્યારનોય ઊંઘી ગયો હતો અને તમરાંઓએ પણ રાતનું ગીત ગાવાનું બંધ કરી દીધું હતું. પણ કોઈક એવી વસ્તુ હતી જે તેને ઊંઘવા નહોતી દેતી. તેણે અંધાકારમાં આજુબાજુ જોઈને સૈંડકો ભર્યો: તે તેની બાજુમાં પડેલું ઓશીકું હતું જેના ઉપર ફ્યોદોર સૂતો હતો અને તે જ તેને બેચેન બનાવી રહ્યું હતું. તે હજી પણ હૂંફાળા પરિચિત શરીરની લાંબા વખતથી ચાલતી માટી જેવી ગંધ આપતું હતું. આ ગંધે ફ્રોસ્યાના દિલને ઉદાસીથી ભરી દીધું... તેણે ઓશીકાને ચાદરમાં લપેટ્યું અને કબાટમાં મૂકી દીધું. ત્યારબાદ તે અનાથ બાળકની જેમ એકલી અટૂલી ઊંઘી ગઈ.

ફ્રોસ્યાએ વાહનવ્યવહાર અને સંકેતોના અભ્યાસક્રમમાં જવાનું બંધ કરી દીધું. તે હવે જરાપણ વધારે વિજ્ઞાન સમજી શકતી નહોતી. તે ફ્યોદોર તરફથી પત્ર કે તારની રાહ જોતી ઘેર રોકાઈ. તેને ડર હતો કે ક્યાંક જો ટપાલી કોઈને ઘરમાં નહિ જુએ તો પત્ર પાછો લઈ જશે. ચાર દિવસ પસાર થયા પછી પણ ફ્યોદોરે પહેલા તાર સિવાય બીજા કોઈ સમાચાર ન મોકલ્યા.



તેના પિતા ઠંડું ઍંજિન સોંપી આવીને પોતાના કામેથી પાછા ફર્યા હતા. તે દૂર જઈ આવ્યાને કારણે, કંઈક કામ કર્યાને કારણે, ઘણાં બધાં લોકોને, દૂરદૂરનાં સ્ટેશનો અને જુદાં જુદાં પ્રકારનાં બનાવો જોઈને ખૂબ ખુશ થયા હતા. હવે તેમની પાસે લાંબા વખત સુધી યાદ કરવા, વિચારવા અને લોકોને કહેવા માટે પૂરતા વિષયો હતો. પણ, ફ્રોસ્યાએ પિતાને એકપણ પ્રશ્ન ન પૂછ્યો તેથી પિતાએ પોતાની જાતે જ તેની સામે વર્ણન કરવાનું શરૂ કર્યું—કેવી રીતે ઠંડું ઍંજિન ચાલતું હતું અને જ્યાં તેઓ રાત માટે રોકાતા ત્યાં સ્ટેશનો ઉપરના મીકેનીકો ઍંજિનના ભાગો ન ચોરી લે એવી રીતે કેવી રીતે રાત્રે ઊંઘતા હતા. અને ક્યાં સસ્તી બેરીઓ વેચાતી અને ક્યાં તે વસંતના હિમને કારણે બગડી રહી હતી. ફ્રોસ્યાએ કોઈ જવાબ ન આપ્યો અને તે જે કંઈ કહી રહ્યા હતા તેમાં જરાપણ રસ ન દાખવ્યો. જ્યારે તેઓ સ્વેરદ્‌લોવ્સ્કની વોયલ અને સિલ્ક વિષે તેને કહેતા હતા ત્યારે પણ નહિ. "શું તે ફાસીવાદી હતી કે શું?" વૃદ્ધને આશ્ચર્ય થયું. "કેવી રીતે મેં કદી મારી પત્નીને આવું બાળક આપ્યું હતું? ના ના, મને યાદ છે ત્યાં સુધી હું એમ કદી ન કરી શકું!"

ફ્યોદોર તરફથી પત્ર કે તારની રાહ જોતાં થાકેલી હારેલી ફ્રોસ્યાએ ટપાલ કચેરીમાં ટપાલી તરીકે કામ કરવાનું શરૂ કર્યું. તેણે વિચાર્યું કે કદાચ પત્રો ગાયબ થઈ જતાં હતાં તેથી તે બધાં જ સરનામાંઓ ઉપર સહીસલામત કાગળો પહોંચાડવા ઇચ્છતી હતી. અને ફ્યોદોરનાં પત્રો કોઈ અપરિચિત તેને પહોંચાડે તેના કરતાં વધારે ઝડપથી મેળવવા ઇચ્છતી હતી. તેનાં હાથે પત્રો કચરા પેટીમાં નહિ જાય. તે બીજાં બધાં ટપાલીઓ કરતાં પણ પહેલી ટપાલ જુદી પાડવાની કચેરીમાં પહોંચી ગઈ—ઉપરના માળના છોકરાએ પોતાનું માઉથ ઓર્ગન વગાડવાનું શરૂ કર્યું તેના પહેલાં અને તેણે કાગળો છૂટા પાડવામાં મફતમાં મદદ આપી. તેણે શહેરમાં મોકલાયેલ બધાં જ પરબીડિયાંઓ ઉપરનાં સરનામાં વાંચ્યાં. તેમાં ફ્યોદર તરફથી તેના માટે કોઈ પત્ર નહોતો. બધાં જ પરબીડિયાંઓ બીજાં લોકો માટે હતાં અને તેની અંદર જુદાં જુદાં ઘણાં રસહીન પત્રો હતાં. તે જ સમયે ફ્રોસ્યાએ આ પત્રો સ્થાનીય લોકો માટે થોડીક રાહત લઈને આવ્યાં હતાં એ આશા કરતાં આ પત્રો કર્તવ્યપરાયણતાપૂર્વક દિવસમાં બે વખત લોકોને વહેંચ્યાં. સૂર્યોદય થતાંની સાથે જ તે જાણે તે ગર્ભવતી હોય તેમ પેટ પર ભારે થેલો લઈને

ગલીઓમાં ઝડપથી ચાલતી જતી, બારણાં ઠોકતી અને ઘરમાં પહેરવાનાં કપડાઓમાં ઊઠી આવેલાં સ્ત્રી પુરુષોને અને મોટેરાંઓ કરતાં વહેલાં જાગી ગયેલાં નાનાં બાળકોને તેમનાં પત્રો કે વસ્તુઓનાં પાર્સલો આપતી. હજી ઉપર આસમાન ઘેરું વાદળી હતું ત્યારે જ ફ્રોસ્યા કામ કરવાનું શરૂ કરી દેતી, ખૂબ ઝડપ કરી પોતાનાં પગ થકવી નાંખતી જેથી કરીને તેનું અશાંત દિલ થાકી જાય. જેમને પત્રો મળતાં તેઓમાંથી ઘણાં લોકો તેની જિંદગીમાં રસ દાખવતા અને ટપાલ મળતાં તેઓ તેને સવાલો પૂછતાં: "તમને મહિને બાણુ રૂબલ મળે છે, કેમ ખરું ને?" "હા, કર કપાયા પછી." ફ્રોસ્યા કહેતી. 'રેડ સ્પ્રીંગ' સામાયિકના ગ્રાહકે તેને પોતાની સાથે લગ્ન કરવાનો પ્રસ્તાવ મૂક્યો—માત્ર પ્રયોગ ખાતર—એ જોવા કે શું બનશે. કદાચ તેઓને ખુશી મળી શકતી હતી જે હંમેશાં સારી વાત છે. "તે વિષે તમારો શો વિચાર છે?" ગ્રાહકે પૂછ્યું. "હું તે ઉપર વિચાર કરીશ," ફ્રોસ્યા એ જવાબ આપ્યો. "એમ ના કરતાં!" તેણે તેને સલાહ આપી. "તેના બદલે આવો અને મને જુઓ. તથા મારો અનુભવ પ્રાપ્ત કરો. હું એક લાગણીપ્રધાન, ભણેલો ગણેલો અને સંસ્કારી માણસ છું. તમે જુઓ છો હું શેનું લવાજમ ભરું છું. આ સામયિક સંપાદકીય મંડળના નિરીક્ષણ હેઠળ પ્રકાશિત થાય છે—બધાં જ લોકો ઘણાં હોશિયાર છે. તમે જાણો છો? તેવાં લોકો ઘણાં છે અને આપણે બંને સાથે થઈશું. તે બધું ખૂબ પ્રતિષ્ઠિા આપનારું છે અને પરિણિત સ્ત્રી તરીકે તમને વધારે સત્તા રહેશે. એકલી સ્ત્રી તે તો માત્ર કોઈક પ્રકારના સમાજ વિરોધી તત્ત્વની ઉંમરલાયક કુમારિકા જેવી છે!"

જ્યારથી ફ્રોસ્યા બીજા લોકોનાં બારણે પત્રો કે વસ્તુઓનાં પાર્સલો પકડીને ઊભી રહેતી થઈ હતી ત્યારથી ઘણાં બધાં લોકોને વિષે જાણતી થઈ. ઘણીવાર તેઓ તેને શરાબના જામ કે થોડુંક ખાવાના માટે પણ પ્રસ્તાવ આપતાં અને પોતાની વ્યક્તિગત સમસ્યાઓ વિષે ફરિયાદ કરતાં. જીવનમાં ક્યાંય ખાલીપણું કે શાંતિ નહોતાં.

જ્યારે ફ્યોદોર જઈ રહ્યો હતો ત્યારે તેણે ફ્રોસ્યાને સૌથી પહેલાં પોતાનું કામના સ્થળનું સરનામું મોકલવાનું વચન આપ્યું હતું કારણ કે તે ચોક્કસપણે નહોતો જાણતો કે તે ક્યાં કામ કરશે. પણ હવે તો તેના ગયાને પખવાડિયું વીતી ગયું પણ તેના તરફથી કોઈ સમાચાર નહોતા અને તેના માટે એવું કોઈ સ્થાન નહોતું કે જ્યાં તેને લખે. ફ્રોસ્યા આ જુદાઈનું દુઃખ ખમવા પહોંચી વળી હતી. તે વધારે ને વધારે ત્વરાથી



સ્ફુરણા પામી, વધારે ને વધારે ઝડપથી ટપાલ વહેંચતી જેથી બીજા લોકોનાં કામ વડે પોતાનાં દિલને કાર્યરત રાખતી અને દિલના વિષાદને બળહીન કરતી. પણ એક દિવસ બીજા ફેરા દરમિયાન તેણે ગલીની મધ્યમાં જોરથી નિસાસો નાંખ્યો. તેનું એ વાત પ્રત્યે ધ્યાન જ ન ગયું કે અચાનક કેવી રીતે તેની છાતીમાં તેનો શ્વાસ રૂંધાઈ ગયો, તેનું દિલ એકદમ ધીમું પડી ગયું અને તેણે લાંબા ઊંચા સ્વરે એકધાર્યો નિસાસો નાંખ્યો. રસ્તે જનારાંઓનું ધ્યાન તેની તરફ ખેંચાયું. જ્યારે ફ્રોસ્યા હોશમાં આવી ત્યારે તે પોતાના ટપાલના થેલા સાથે જ ખેતરોમાં દોડી ગઈ કારણ કે પોતાના નિષ્ફળ ખાલી શ્વાસોચ્છ્વાસને સહેવો તેના માટે અત્યંત મુશ્કેલ બની ગયો હતો. ત્યાં તે જમીન ઉપર ફસડાઈ પડી અને જ્યાં સુધી તેના દિલને ચેન ન મળ્યું ત્યાં સુધી નિસાસા નાંખતી રહી.

ત્યારબાદ તે બેઠી થઈ ગઈ, પોતાના કપડા વ્યવસ્થિત કર્યા અને ધીમું હસી. ફરીથી તેણે સ્વસ્થતા અનુભવી. હવે વધારે નિસાસા નાંખવાની કોઈ જરૂર નથી.

ટપાલ વહેંચી લીધા પછી તે તાર ઓફિસમાં ગઈ. જ્યાં તેને સરનામાં અને ચુંબન સાથેનો ફ્યોદોરનો તાર મળ્યો. ઘેર આવીને કંઈપણ ખાધાંપીધાં વિના તે તરત જ પોતાના પતિને કાગળ લખવા બેસી ગઈ. તેણે એ પણ ન જોયું કે બહાર દિવસ ઢળી રહ્યો હતો, છોકરો ઊંઘવા ગયો તે પહેલાં તેણે વગાડેલ માઉથ ઓર્ગન પણ તેણે ન સાંભળ્યું. તેના પિતાએ બારણે ટકોરો માર્યો અને તેના માટે ચાનો પ્યાલો તથા રોલ અને માખણ લઈ આવ્યા. બત્તી ચાલુ કરી જેથી કરીને ફ્રોસ્યા અધારામાં પોતાની આંખો ઉપર જોર ન નાંખે.

તે રાત્રે નેફેદ સ્તેપાનોવિચ રસોડામાં જ પેટી ઉપર ઊંઘી ગયા. તેને ડીપોમાંથી બોલાવવામાં આવ્યાને છ દિવસો વીતી ગયા હતા. તેને ખાતરી હતી કે આજે રાત્રે તે ફેરા માટે બોલાવવામાં આવશે અને તે પગથિયાંઓ ઉપર સંદેશો લાવનારનાં પગલાંની રાહ જોઈ રહ્યો હતો.

રાત્રે એક વાગ્યે ફ્રોસ્યા પોતાના હાથમાં કાગળનો વાળેલો ટૂકડો લઈને રસોડામાં આવી.

"ડેડ!"

"આ શું છે, છોકરી?" હમેશા સતર્ક રહેનાર વૃદ્ધ અશાંતપણે જ ઊંઘતો હતો.

"આ તાર ટપાલ કચેરી લઈ જાઓ—હું થાકી ગઈ છું."

"પણ જો હું બહાર જાઉં અને કોઈ સંદેશો લઈને આવશે તો?" વૃદ્ધે ધાસ્તીમાં કહ્યું.

"તે રાહ જોશે," ફ્રોસ્યાએ કહ્યું. "તમને તેમાં વાર નહિ લાગે પણ તાર વાંચતાં નહિ, માત્ર કારકુનના હાથમાં આપી દે જો."

"ભલે," વૃદ્ધે વચન આપ્યું. "પણ તેં કાગળ પણ તો લખ્યો છે. લાવ, તે પણ લઈ જાઉં."

"મેં શું લખ્યું એ તમારા કામની વાત નથી. તમારી પાસે પૂરતાં પૈસાં છે?"

તેના પિતા પાસે પૈસા હતાં તેથી તેમણે તાર લીધો અને નીકળી પડયા. ટપાલ કચેરીમાં તેમણે તાર વાંચ્યો: તેમણે નિર્ણય કર્યો કે એક નજર નાંખી લેવી વધારે સારી હતી. "માત્ર ભગવાન જ જાણે છે કે તે ગમે તેવો બકવાસ લખી શકતી હતી."

તાર દૂર પૂર્વમાં ફ્યોદોરને સંબોધાયેલો હતો: "ઘર તરફ આવતી પહેલી ગાડી પકડ. તારી પત્ની મારી દીકરી ફ્રોસ્યા મોતના બારણે. શ્વસનક્રિયામાં મુશ્કેલી પિતા નેફેદ સ્તેપાનોવિચ."

"કેવાં હોય છે આ જુવાનિયાંઓ!"

નેફેદ સ્તેપાનોવિચે વિચારીને તાર સ્ત્રી કારકુનના હાથમાં સોંપ્યો.

"પણ ફ્રોસ્યાને તો મેં આજે જ જોઈ હતી!" તેણે કહ્યું. "શું તે સાચે જ માંદી પડી છે?"

"આમ વાત છે," ઍન્જિન ડ્રાયવરે સમજાવ્યું.

સવારે ફ્રોસ્યાએ પોતાના પિતાને ફરીથી ટપાલ કચેરી જવા અને પોતાના ખરાબ સ્વાસ્થ્યને કારણે તે કામ છોડી રહી છે એમ કહેતો પત્ર લઈ જવા કહ્યું. વૃદ્ધ ફરીથી ગયો. તે કોઈપણ સંજોગોમાં ડીપો જવા પણ ઇચ્છતો હતો.

ફ્રોસ્યા લીનનને સમારવા, મોજાને રફૂ કરવા, ફર્શને સાફ કરવા અને ફ્લેટને વ્યવસ્થિત કરવા લાગી. તે જરાપણ ઘરની બહાર ન નીકળી.

બે દિવસ પછી એક્સપ્રેસ તાર દ્વારા જવાબ આવ્યો: "તરત જ નીકળું છું ચિંતાતુર ભગ્ન હૃદય મારા વિના ન દફનાવતાં ફ્યોદોર."

જ્યારે તેનો પતિ આવી પહોંચશે ઠીક ત્યારે તે બધું તૈયાર કરી



નાંખશે. અને બરાબર તાર આવ્યા પછીના સાતમા દિવસે તે કાંપતી અને હરખાયેલી સ્ટેશન પ્લૅટફૉર્મ ઉપર આમથી તેમ આંટા મારતી હતી. પૂર્વથી ટ્રાન્સ સાયબિરિયન એક્સપ્રેસ ગાડી સમયસર આવી પહોંચી. ફ્રોસ્યાના પિતા પણ પ્લૅટફૉર્મ ઉપર હતા. પણ દીકરીથી થોડે દૂર ઊભા હતા જેથી કરીને તેના મિજાજમાં કોઈ ખલેલ ન પડે.

એક્સપ્રેસ ગાડીનો ડ્રાયવર ગાડીને અદ્ભુત ગતિએ અને રોકાવા માટે હળવેથી બ્રેક મારતાં સ્ટેશન ઉપર લઈ આવ્યો. આ કામ જોતાં નેફેદ સ્તેપાનોવિચની આંખમાં એક કે બે આંસુની છાયા ઊભરાઈ આવી. તેઓ એ પણ ભૂલી ગયા કે તેઓ શા માટે અહીં આવ્યા હતા.

આ જગ્યાએ માત્ર એક જ ઉતારુ ઊતર્યો. તેણે ટોપી અને લાંબો ઘેરો વાદળી રેઈનકોટ પહેર્યો હતો અને તેની થાકેલી આંખો ચકોરતાથી ચમકતી હતી. સ્ત્રી તેની તરફ દોડી આવી.

"ફ્રો!" પોતાની પેટી પ્લેટફોર્મ ઉપર પટકતાં ઉતારુએ કહ્યું.

પિતાએ પેટી ઉપાડી લીધી અને દીકરી તથા જમાઈની પાછળ ચાલવા લાગ્યા.

જ્યારે તેઓ ઘર તરફનાં અડધે રસ્તે પહોંચ્યા ત્યારે દીકરી પિતા તરફ વળી.

"ડેડ, ડીપો જાઓ અને તેમને લાંબો ફેરો આપવા કહો. તમે જાણો છો આખો વખત ઘરમાં બેસીને તમે કેટલા કંટાળી ગયા છો."

"હા, દીકરી, સાચી વાત છે," વૃદ્ધ સહમત થયો. "હું સીધો જ ત્યાં જઈશ. લે આ પેટી."

જમાઈએ વૃદ્ધ ઍન્જિન ચાલક તરફ જોયું.

"કેમ છો, નેફેદ સ્તેપાનોવિચ."

"સારું, ફેદ્યા, ઘેર સ્વાગત છે."

"આભાર, નેફેદ સ્તેપાનોવિચ..."

જુવાન કંઈક બીજું કહેવા જવામાં જ હતો પણ તેના સસરા પેટી ફ્રોસ્યાને આપીને ડીપો તરફ જવા નીકળી પડયા.

"મારા પ્રિય, મેં આખો ફ્લેટ સાફસૂફ કરીને વ્યવસ્થિત કરી નાંખ્યો છે," ફ્રોસ્યાએ કહ્યું. "હું બિલકુલ મરવા ઉપર નહોતી."

"મેં ટ્રેનમાં ધારણા કરી હતી કે તું મરવા ઉપર નહોતી," તેના પતિએ જવાબ આપ્યો. "લાંબા વખત સુધી હું તારા તાર ઉપર વિશ્વાસ નહોતો કરતો,"

"તો પછી તું શા માટે આવ્યો?" ફ્રોસ્યાએ આશ્ચર્યમાં પૂછ્યું.

"હું તને ચાહું છું અને મને તારી યાદ સાલતી હતી," ફ્યોદોરે ઉદાસીનતાથી કહ્યું.

ફ્રોસ્યા પણ ઉદાસ થઈ ગઈ.

"મને ડર લાગે છે કે એક દિવસ તું મને પ્રેમ કરવાનું બંધ કરી દેશે અને ત્યારે હું તે જ ઘડીએ મરી જઈશ..."

ફ્યોદોરે તેના ગાલ ઉપર એક બાજુ ચુંબન કર્યું.

"જો તું મરી જશે તો મારા સહિત દરેકે દરેકને ભૂલી જશે," તેણે કહ્યું.

ફ્રોસ્યાએ પોતાનો ઉત્સાહ પુનઃપ્રપ્ત કરી લીધો.

"ના, મરવાનું એ રસપ્રદ નથી. તે નરી નિષ્ક્રિયતા છે."

"ચોક્કસપણે તે નિષ્ક્રિયતા જ છે," ફ્યોદોર હસ્યો. તેને તેના ઊંચા ગૂંજતા, વિદ્વતાભર્યા શબ્દો ગમ્યા. એક વખત ખાસ તેને બુદ્ધિભર્યાં મુહાવરાં શીખવાડવા માટે કહ્યું હતું. અને તેણે બુદ્ધિભર્યા, ખાલી શબ્દો જેવા કે "જો આપણે 'ક' સ્વીકારીએ તો ત્યાર પછી 'ખ' અનુસરાય છે", "તે કોઈ કારણ ધરાવે છે", "જો આમ મુદ્દો હોય તો તે તે છે", અને એવા બીજા લખી આખી અભ્યાસપોથી ભરી દીધી હતી. પણ ફ્રોસ્યા આવા શબ્દો દ્વારા મૂરખ બને તેવી નહોતી. તેણે તેને પૂછ્યું, "શા માટે 'ખ' 'ક'ને અનુસરે, જો તે જરૂરી ન હોય અને હું તેમ ન ઇચ્છતી હોઉં તો?"

ઘેર આવીને તેઓ સીધાં આરામ કરવા પડ્યા અને ઊંઘી ગયા. ત્રણ કલાક પછી પિતાએ દરવાજે ટકોરા કર્યા. ફ્રોસ્યાએ બારણું ખોલ્યું અને રાહ જોઈ. જ્યારે વૃદ્ધે પોતાની પતરોની પેટીમાં થોડું ખાવાનું ભર્યું અને ફરીથી જતો રહ્યો. તેઓએ ચોક્કસ તેમને ફેરા ઉપર મોકલ્યા હોવા જોઈએ. ફ્રોસ્યા એ બારણું બંધ કર્યું અને પાછી ઊંઘવા જતી રહી.

જ્યારે તેઓ જાગ્યાં ત્યારે રાત હતી. તેઓએ થોડી વાતો કરી ત્યારબાદ ફ્યોદોરે ફ્રોને આલિંગનમાં લીધી અને તેઓ સવાર સુધી શાંત પડ્યાં રહ્યાં.

બીજા દિવસે ફ્રોસ્યાએ ઝડપથી ખાવાનું બનાવીને પોતાના પતિને ખવડાવ્યું અને પોતે પણ થોડું ખાધું. હમણાં તે કોઈ સ્વચ્છ અને સ્વાદિષ્ટ વાનગીઓ બનાવવાની કોઈ મુશ્કેલી ઉઠાવી રહી નહોતી. પણ તેઓમાંથી કોઈ તેઓએ શું ખાધું કે પીધું તેની ચિંતા નહોતું કરતું કારણ



કે તેઓ પ્રેમ માટે મહત્ત્વહીન ભૌતિક વસ્તુઓ ઉપર જરા પણ સમય વેડફવા નહોતાં ઇચ્છતાં.

ફ્રોસ્યાએ ફ્યોદોરને કહ્યું કે હવે તે સારો અભયાસ કરવાનું શરૂ કરશે, તે ઘણું બધું જાણશે અને કામ કરશે જેથી કરીને તેમના દેશમાં દરેકે દરેક વ્યક્તિ વધારે સારી રીતે જીવી શકે.

ફ્યોદરે ફ્રોને ધ્યાનથી સાંભળી અને ત્યારબાદ પોતાનાં ઉદ્દેશ્યો અને યોજનાઓ તેને વિગતવાર સમજાવ્યાં—આયોનાઇઝ્ડ વાતાવરણના માધ્યમો દ્વારા તારો વિના વિદ્યુત શક્તિના પ્રસારણ વિષે, અલ્ટ્રાસોનીક કિરણો વડે ધાતુઓ ઉપર પ્રક્રિયા કરી તેમનાં ટકાઉપણાને વધારવા વિષે, સો કિલોમીટર ઉપર સ્ટ્રેટાસ્ફીયર વિષે કે જ્યાં વિશેષ પ્રકાશ, ગરમી અને વિદ્યુતકીય પરિસ્થિતિઓ છે જે માનવ સનાતન જીવનની ખાતરી આપવા સમર્થ છે—જેથી સ્વર્ગ વિષેનું પ્રાચીન વિશ્વનું સ્વપ્ન હવે સાચું પડી શકતું હતું—અને ફ્યોદોરે ફ્રોસ્યા અને વિશ્વમાં દરેકે દરેક વ્યક્તિ માટે વિચારવાનું અને બીજી ઘણી વસ્તુઓ કરવાનું વચન આપ્યું.

ફ્રોસ્યાએ મગ્નતાથી પોતાનાં પતિને સાંભળ્યા, તેનું થોકેલું મોં જરાક પહોળું થઈ ચૂક્યું હતું. જ્યારે તેઓએ પૂરતી વાતો કરી લીધી ત્યારે તેઓએ પ્રેમ કરવાનું શરૂ કર્યું—તેમનું ભવિષ્ય, તેમનો કઠોર પરિશ્રમ વ્યક્તિગત કે સાર્વત્રિક ખુશી માટે કોઈ પરિણામો પેદા કરે તે પહેલાં તેઓ હમણાં જ એકદમ ખુશ થવા ઇચ્છતાં હતાં. કોઈ દિલ વિલંબને સાંખી ન શકે, તે દરદ અનુભવે છે અને કોઈપણ વસ્તુ ઉપર વિશ્વાસ નહિ કરે. તેઓ વિચારવાના, વાતો કરવાના અને એકબીજાનો આનંદ માણવાના કારણે થાકેલાં સૂઈ ગયાં. અને જીવનનું પુનરાવર્તન કરવા તાજગીભર્યાં અને તૈયાર એવાં તેઓ જાગ્યાં. ફ્રોસ્યા બાળકો ઇચ્છતી હતી. તે તેમને ઊછેરશે. અને જ્યારે તેઓ મોટાં થઈ જશે ત્યારે તેમના પિતાનું કાર્ય—સામ્યવાદ અને વિજ્ઞાનનું કાર્ય પૂરું કરશે. પોતાની કલ્પનાશક્તિનાં ભાવનાત્મક વિચારોનાં પ્રવાહમાં ડૂબેલ કતોદર ફ્રોસ્યાના કાનમાં ગુસપુસ અવાજે ફ્રોસ્યાને રહસ્યપૂર્ણ પ્રાકૃતિક બળો કે જે માનવજાતને સમૃદ્ધિ આપી શકની હતી તેના વિષે અને બિચારા માનવીનાં આત્મામાં ધરમૂળનાં પરિવર્તનો વિષે કહેતો. ત્યારબાદ તેઓ એકબીજાને ચુંબન કરતાં અને લાડ લડાવતાં. તેમનું ઉમદા સ્વપ્ન આનંદદાયક વસ્તુમાં પરિણમી ગયું હતું જાણે તે વાસ્તવમાં પરિપૂર્ણ થઈ ગયું હતું.

સાંજે ફ્રોસ્યા થોડીવાર માટે બહાર જતી અને પોતાના તથા પોતાના પતિના માટે ખાવાનું ખરીદી લાવતી: બંનેની પાચનશક્તિ વધારે ને વધારે વધી રહી હતી. તેઓએ જરાપણ છૂટાં પડયાં વિના ચાર દિવસ વિતાવી દીધાં હતાં. તેનાં પિતા હજી ફેરા ઉપરથી પાછા નહોતાં ફર્યાં, કદાચ તેમણે બીજું ઠઠું ઍંજિન દૂર લઈ જવા માટે લીધું હતું.

બીજા બે દિવસો પછી ફ્રોસ્યાએ ફયોદોરને કહ્યું કે તેઓ આ પ્રમાણે હજી થોડો વધારે સમય એક સાથે રહેશે અને ત્યારબાદ તેઓ પોતાના કામ અને જીવનના કાર્યમાં જોડાઈ જશે.

"આવતી કાલે કે પરમ દિવસે તું અને હું યોગ્ય રીતે જીવવાનું શરૂ કરીશું!" ફ્રોસ્યાની ફરતે પોતાનાં હાથ વીંટાળતા ફયોદરે કહ્યું.

"પરમ દિવસે!" ધીમા અવાજે ફ્રોસ્યા સહમત થઈ.

આઠમા દિવસે ફયોદોર એકદમ બહુ દુ:ખી થયેલો જાગ્યો.

"ચાલ ફ્રો. ચાલ આપણે જઈએ અને જેવી રીતે જીવવું અને કામ કરવું જોઈએ તેમ કરીએ... તારે તારા ક્લાસમાં પાછાં જવું જ જોઈ જોઈએ."

"આવતી કાલે," ફ્રો ધીમેથી બોલી અને પોતાનાં પતિનું માથું હાથમાં લીધું.

તેણે તેની તરફ હસીને હાર સ્વીકારી.

"ફ્રો, ક્યાં સુધી આમ ચાલશે?" બીજા દિવસે તેણે પત્નીને પૂછ્યું.

"બહુ જલ્દી, જલ્દી જ," સ્વપ્નવત્ સૌમ્ય ફ્રોએ જવાબ આપ્યો. તેના હાથે તેના હાથને પકડી લીધા અને ફયોદોરે તેના કપાળ ઉપર ચુંબન કર્યું.

એક દિવસ ફ્રોસ્યા મોડી ઊઠી. ઘણા સમય પહેલાં જ બહાર દિવસ ઊગી ગયો હતો. ઓરડામાં તે એકલી હતી. તે અને તેનો પતિ એકપળ પણ જુદાં પડયાં વિના ફરીથી એક થયાનો કદાચ તે દસમો કે બારમો દિવસ હતો. ફ્રોસ્યાએ એકદમ ઊભાં થઈને બારી ઉઘાડી અને માઉથ અ ઓર્ગન સાંભળ્યું જેને તે તદ્દન ભૂલી ગઈ હતી. તે ઉપરના માળે નહોતું વાગી રહ્યું. ફ્રોસ્યાએ બારીની બહાર જોયું. મોટાં માથાવાળો ઉઘાડાં પગવાળો છોકરો મુખ સંગીત વગાડતો છાયામાં થડ ઉપર બેઠો હતો.

ફ્લેટમાં શાંતિ અને વિચિત્રતા હતી. ફયોદોર ક્યાંક જતો રહ્યો હતો. ફ્રોસ્યા રસોડામાં ગઈ. તેના પિતા સ્ટૂલ ઉપર બેઠાં બેઠાં ઝોકાં ખાતાં



હતાં અને હજી પણ પોતાની ટોપી પહેરેલું માથું રસોડાની મેજ ઉપર ઢળેલું હતું. તેણે તેમને જગાડયા.

"તમે ક્યારે પાછા આવ્યા?"

"એં?" વૃદ્ધે આશ્ચર્યમાં કહ્યું. "આજે વહેલી સવારે."

"કોણે બારણું ખોલ્યું? ફયોદોરે?"

"કોઈએ નહિ," પિતાએ કહ્યું. "તે તો ઉઘાડું જ હતું. ફયોદોર મને સ્ટેશને મળ્યો હતો. હું બાંકડા ઉપર ઊંઘતો હતો."

"સ્ટેશન ઉપર તમે ઊંઘીને શું કરતા હતા? તમે ઘેર પાછા નહોતા આવી શકતા?" ફ્રોસ્યાએ ગુસ્સામાં કહ્યું.

"એમાં ખોટું શું છે? હું તો તેનાથી ટેવાયેલો છું," પિતાએ કહ્યું. "મેં વિચાર્યું હું રસ્તામાં જ હતો."

"ભલે, ભલે તમે ઘરડા એવા જ! પણ ફયોદોર ક્યાં છે? ક્યારે તે પાછો આવશે?"

પિતા મૂંઝવણમાં પડી ગયા.

વૃદ્ધે કહ્યું; "તે પાછો નહિ આવે. તે જતો રહ્યો."

ફ્રોએ કંઈ ન કહ્યું. વૃદ્ધે રસોડાનાં કપડાં તરફ મુશ્કેલીથી જોયું અને આગળ કહ્યુ: "આજે સવારે એક્સપ્રેસ ગાડી હતી. તે તેમાં દૂર પૂર્વમાં જતો રહ્યો. કદાચ હું પણ પાછળથી ચીન સુધી જઈશ, કોણ જાણે છે," તેમણે કહ્યું.

"તેણે બીજું શું કહ્યું?" ફ્રોસ્યાએ પૂછ્યું.

"કંઈ નહિ. તેણે મને ઘેર પાછા જવા અને તારી સંભાળ લેવા કહ્યું. કહ્યું જેવો તે બધું કામ પૂરું કરી લેશે તેવો જ કાં તો પાછો આવશે કે પછી તને ત્યાં બોલાવી લેશે."

"શું કામ કરવાનું?" ફ્રોસ્યાએ પૂછ્યું.

"હું નથી જાણતો," વૃદ્ધે જવાબ આપ્યો. "તેણે કહ્યું તું બધું જ જાણતી હતી—સામ્યવાદ કદાચ કે પછી બીજું કંઈ—જે કંઈ પણ હોય તે."

ફ્રો પિતા પાસેથી જતી રહી. તે પોતાના ઓરડામાં ગઈ અને બારીની પાળી ઉપર પેટ ટેકવીને માઉથ ઓર્ગન વગાડતાં છોકરા તરફ જોવા લાગી.

"એ છોકરા," તેણે બૂમ પાડી. "આવ અહીં મારી પાસે."

"ભલે," સંગીતકારે જવાબ આપ્યો.

તે થડ ઉપરથી ઊતર્યો, ખમીસની કિનારી વડે માઉથ ઓર્ગન સાફ કર્યું અને તેને મળવા ઘરમાં ગયો.

ફ્રો પોતાના ઓરડામાં રાત્રિના પોશાકમાં એકલી ઊભી હતી. જ્યારે તે પોતાના મુલાકાતીની રાહ જોતી હતી ત્યારે હસતી હતી.

"આવજે, ફ્યોદોર."

કદાચ તે મૂરખ હતી. કદાચ તેની જિંદગી માત્ર પિત્તળની કોડીની કિંમતની હતી અને ન તો તેને ચાહવાની કે ન તો તેની સારસંભળ લેવાની જરૂર હતી. પણ માત્ર તે જાણતી હતી કે આ પિત્તળની કોડીને કેવી રીતે સોનાની ભેટમાં બદલવી.

"આવજે, ફ્યોદોર. તું મારી પાસે પાછો આવશે. અને હું તારી રાહ જોઈશ."

નાનકડાં મુલાકાતીએ ભીરુતાથી આગળના બારણાં ઉપર ટકોરો માર્યો. ફ્રોસ્યાએ તેને અંદર લીધો, તેની સામે ભોંયતળિયા ઉપર બેસી ગઈ, બાળકનાં હાથ પોતાના હાથમાં લીધાં અને ઉત્કટ આનંદમાં તેની તરફ તાકવા લાગી. કદાચ આ વ્યક્તિ એ અખિલ માનવતા હતી કે જેના વિષે ફ્યોદોરે તેને એટલા મીઠા શબ્દોમાં કહ્યું હતું.

૧૯૩૬



# આલેક્સેઈ તોલ્સ્તોય

## આલેક્સેઈ તોલ્સ્તોય

## (૧૮૯૨-૧૯૪૫)

આલેક્સેઈ તોલ્સ્તોય જમીનદાર ઉમરાવશાહીમાં જન્મ્યા હતા. તેમની મા નીયે તુર્ગેનેવાએ ૧૮૬૦નાં પૂર્વગ્રહ વિનાના વિચારોનાં જોમમાં કીટૂં વાર્તાઓ અને નવલકથાઓ લખી અને પ્રકાશિત કરી. તેમની સલાહ ઉપર આલેક્સેઈ તોલ્સ્તોયે પોતાની પહેલી વાર્તા ત્યારે લખી જ્યારે તેઓ માત્ર દસ વર્ષના હતા.

ક્રાંતિના સમય પર તેઓ વિખ્યાત લેખક તરીકે જાણીતા હતા અને નવલકથાઓ 'ધી લૉમ માસ્ટર' અને 'ટુ લાઈવ્સ', વાર્તાઓનો સંગ્રહ, 'બીયોન્ડ ધી વોલ્ગા', ટૂંકી વાર્તા મીશ્કા નાલુમોવ. નાટકો 'ડાર્લિંગ', 'રોકેટ', 'ડે ઓફ બેટલ', વગેરે વગેરેના લેખક હતા. તેમની સર્જનાત્મક મહત્ત્વાકાંક્ષાઓમાં તેઓ વાસ્તવવાદી લેખકોના શિબિર સાથે સંકળાયેલા હતા જેમાં ગોર્કી, બુનિન, શ્મેલ્યોવ, કુપ્રીન, સુરગુચ્યોવ, અને બીજા હતા. તોલ્સ્તોયની બુદ્ધિપ્રતિભા માટે ગોર્કીએ ઊંચું મૂલ્યાંકન કરતાં લખ્યું હતું: "નવા તોલ્સ્તોય, આલેક્સેઈ, નિર્વિવાદપણે મોટા અને શક્તિશાળી લેખકની નોંધ લો જેઓ આધુનિક ઉમરાવશાહીના માનસિક અને આર્થિક પતનની ક્રૂર સચ્ચાઈ સાથે ઉઘાડા પડે છે."

આલેક્સેઈ તોલ્સ્તોયે અત્યાનંદપૂર્વક ફેબ્રુઆરી ૧૯૧૭માં બુર્ઝવા-લોકશાહીકરણ ક્રાંતિને આવકારી હતી પણ પ્રચલિત બળવાની માત્રાએ તેમને ડરાવી દીધા. તેઓ ઑક્ટોબર ક્રાંતિને અનુસરાયેલા બનાવો દ્વારા ગૂંચવણમાં પડી ગયા અને ૧૯૧૯માં સ્વદેશ છોડી પરદેશ ગયા ગમે તેમ હોવા છતાં પણ રશિયાથી જુદાઈ સંપૂર્ણપણે રશિયન લેખક એવા તોલ્સ્તોય માટે અસહ્ય સાબિત થઈ.

ગોર્કીએ લેખકને લખ્યું હતું: "તમે જાણો છો કે હું તમારી મહાન, હોશિયારીભરી અને વિનોદી બુદ્ધિપ્રતિભાને ચાહું છું અને તેને માટે ઊંચું માન ધરાવું છું. હા, સાચે જ, હું ઝબકારા અને લુચ્ચાઈભર્યાં નાનકડા સ્મિત સાથેની તમારી વિનોદી બુદ્ધિપ્રતિભાને લઉં છું પણ આ ખાસિયત વાસ્તવમાં કંઈ મારી સાથે ત્રીજું સ્થાન ધરાવે છે કારણ કે બીજાં બધાંની ઉપર તમારી એ સ્પષ્ટપણે મોટી, સાચી રીતે રશિયન બુદ્ધિપ્રતિભા અને તે પણ સાચી રશિયન હોશિયારીવાળી બુદ્ધિપ્રતિભા છે."

# રશિયન ચારિત્ર્ય

રશિયન ચારિત્ર્ય! ટૂંકી વાર્તા માટે બેશક તે ઘણું અર્થપૂર્ણ શીર્ષક છે. પણ હું શું કરું? જેના વિષે હું કહેવા ઇચ્છું છું તે મને મળી આવી હતી તે છે.

હા, રશિયન ચારિત્ર્ય! જો તમે કરી શકો તો તેનું વર્ણન કરો!.. હું તમને ઘણાંબધાં વીરતાભર્યા પરાક્રમો વિષે કહી શકતો હતો પણ એ એટલાં બધાં છે કે તેમાંથી ક્યાં કહેવા તેની પસંદગી કરવામાં હું ભુલામણીમાં પડી જઈશ. ગમે તેમ પણ સદ્‌નસીબે મારો એક મિત્ર પોતાના જીવનની એક વાર્તા લઈને મને સંકટમાંથી ઉગારવા આવી ગયો છે. જોકે તે પોતાની છાતી પર ચંદ્રકોની હરોળ ધરાવે છે અને સોનેરી સિતારો પહેરે છે તેમ છતાં પણ મારે તમને એ ન કહેવું જોઈએ કે તે કેવી રીતે ફાસીવાદીઓ સામે લડ્યો હતો. તે તદ્દન સાદોસીધો, શાંત, સામાન્ય માણસ—સરાતોવના પ્રદેશમાં વોલ્ગા ઉપરના એક ગામનો સામૂહિક ખેડૂત છે. પણ તેનાં શક્તિશાળી કાઠાં અને દેખાવડાપણાને કારણે તે બીજાંઓની હરોળમાં ગણાતો હતો. જ્યારે તમે તેને ટૅંકના મિનારામાંથી ઊતરતો જુઓ તો તેની તરફથી નજર સુદ્ધાં ન હટાવી શકો!—યુદ્ધનો ખરેખરો દેવ! તે નીચે તરફ સરકી જતો, હવે પરસેવાને કારણે ભીના તેવા પોતાના ભરાવદાર વાળને મુક્ત કરતા પોતાની હેલ્મિટ ઉતારતો, કપડાં વડે પોતાના ગંદા ચહેરાને લૂછતો અને પછી તે હંમેશાં આત્મિક સદ્‌ભાવનાના સંપૂર્ણ આનંદથી ભરપૂર સ્મિત રેલાવતો.

જ્યારે માણસ યુદ્ધમાં હોય છે અને સતત રીતે મૃત્યુનો સામનો કરી રહ્યો હોય છે ત્યારે તે પોતાની સામાન્ય જાતથી ઊંચો ઊઠી જાય છે. બધી તુચ્છ બાબતો તેના માટે જરા પણ મહત્ત્વની નથી રહેતી, સૂર્યના

તાપથી બળ્યા પછી ઊખડી જતી. મૃત ચામડીની જેમ માત્ર હાર્દ, સાચો માનવી, બાકી રહી જાય છે. બેશક કેટલાંક માણસોમાં બીજાં કરતાં આ હાર્દ વધારે સખત હોય છે. પણ તેમ છતાં પેલી થોડી ન્યૂનતાવાળાઓ પણ કપરો પ્રયત્ન કરે છે કારણ કે દરેકે દરેક સારા અને નિષ્ઠાવાન બિરાદર થવા ઇચ્છે છે. પણ મારો મિત્ર યેગોર દ્યોમોવ યુદ્ધ પહેલાં પણ પોતાનાં વર્તનવ્યવહારમાં કડક હતો. તેમને પોતાની મા મારીયા પોલીકાર્પોવ્ના અને પિતા યેગોર યેગોરોવિચ માટે અત્યંત માન હતું. "મારા પિતા સાચી લાયકાતવાળા માણસ છે. સૌથી પહેલી વાત એમના વિષે એ અનુભવાય છે કે તેમનામાં આત્મસન્માનની ભાવના છે. તેઓ કહે છે: 'દીકરા, તું દુનિયામાં ઘણી બધી વસ્તુઓ જોશે, અને તું વિદેશ જશે પણ હંમેશાં એ વાત ધ્યાનમાં રાખજે કે રશિયન હોવાનો ગર્વ હંમેશાં જાળવી રાખજે...'"

યેગોર વોલ્ગા ઉપરના એ જ ગામની એક છોકરી સાથે લગ્ન કરવા જઈ રહ્યો હતો. અમારા જુવાનિયાઓ તેમની છોકરીઓ અને પોતાની પત્નીઓ વિષે ઘણી વાતો કરે છે, વિશેષ કરીને ત્યારે, જ્યારે મોખરાની સીમા ઉપર તદ્દન શાંતિ હોય છે, ઠંડી હોય છે અને ત્યારે જ્યારે તેઓ તાપણું સળગાવીને પોતાનું વાળુ લઈ રહ્યાં હોય. કેટલીક વખત તો એવી વાતો સાંભળવા મળે છે કે જે કાન બંધ કરી દેવા માટે પૂરતી છે. દાખલા તરીકે કોઈક શરૂઆત કરે છે: "પ્રેમ શું છે?" "પ્રેમ માનમાંથી ઉદ્ભવે છે," એક કહે છે. જ્યારે બીજો કહેશે: "તેવું કંઈ નથી! પ્રેમ આદત છે. માણસ માત્ર પોતાની પત્નીને જ પ્રેમ નથી કરતો. તે પોતાના પિતા અને માતાને પણ પ્રેમ કરે છે, તે જનાવરોને પણ પ્રેમ કરે છે." ત્રીજો કહે છે: "મારું માનો, એ તો કેવી મૂર્ખામી! જ્યારે માણસ પ્રેમમાં હોય છે ત્યારે તેની નાડીનાં ધબકારાં વધી જાય છે. જાણે તેણે પીધેલો હોય તેમ તેમાં જ મસ્ત રહે છે." તેઓ આ પ્રમાણે કલાક કે બે કલાકો સુધી જ્યાં સુધી સાર્જન્ટ મેજર પોતાના સત્તાશીલ અવાજમાં વચ્ચે ન બોલે અને સીધા હકીકતના હાર્દમાં ન પહોંચે ત્યાં સુધી વાતો કરતા રહેતા.

યેગોર દ્યોમોવે પોતાની છોકરી વિષે મને માત્ર અણસરો આપ્યો હતો. તેમાં કોઈ શંકા નહોતી કારણ કે તે આવી ચર્ચાઓથી મૂંઝાયેલો હતો. તેણે મને કહ્યું, તે ખૂબ જ સારી છોકરી હતી અને જો તેણે કહ્યું હતું કે તે તેની રાહ જોતી હતી તો એનો અર્થ હતો કે જ્યારે તે



પાછો આવ્યો ત્યારે તે તેની રાહ જોતી હતી પછી ભલેને તે લંગડો પાછો આવ્યો હતો...

તેને પોતાનાં લડાઈનાં વિક્રમો વિષે વધારે વાતો કરવી ગમતી ન હતી. "મને આવી વાતો યાદ કરવી નથી ગમતી," તે ભવાં ચઢાવીને આમ કહેતો અને પોતાની સિગારેટને કસીને પકડતો. અમે તેના ટેંકનાં લડાઈ પરાક્રમો વિષે તેની ટુકડીના માણસો પાસેથી સાંભળ્યું હતું. ડ્રાયવર ચુવીલ્યેવે વિશેષ કરીને મનોવેધક વાત કહી હતી.

"...અમે હજી માત્ર પાછા જ વળ્યા હતા અને ટેકરી ઉપરથી મેં શું આવતું જોયું હતું... 'બિરાદર લેફ્ટેનન્ટ,' મેં બૂમ પાડી. 'વાઘ! આ તો ફાસી ટેંક!' 'તેની ઉપર ચઢી જાવ!' તે વળતી બૂમ પાડે છે તેથી ફર વૃક્ષોમાંથી કાવતરું રચતો, બચાવ માટે જે કંઈ હતું તેને ઉપર કરતો હું ગયો. વાઘ જેવી ટેંકે આંધળાની જેમ પોતાની તોપ સાથે ફાંફાં માર્યાં. ત્યારબાદ ગોળીબાર કર્યો અને નિશાન ચૂકી ગઈ... પણ લેફ્ટેનન્ટે તેને બાજુમાં જ તેમ કરવા દીધું—કેવો સખત ફટકો! પછી તેણે ટર્રટ ઉપર બીજો ધડાકો કર્યો અને વાઘ પોતાના લાંબા નાક સાથે પાછો ગબડી પડયો... અને ત્રીજા ધડાકાની સાથે દરેકે દરેક ફાટોમાંથી ધૂમાડો નીકળવાનો શરૂ થઈ ગયો. ત્યારબાદ આગની લપટો ત્રણસો ફૂટ ઊંચી ફેલાઈ ગઈ... ટુકડી બચાવ બારીમાંથી બહાર આવે છે અને ઇવાન લાપ્શીન પોતાની મશીનગન વડે તેમને મારી નાંખે છે... ઠીક તો તેનાથી અમારા માટે રસ્તો સાફ થઈ ગયો અને પાંચ મિનિટમાં અમે ગામમાં ધૂસી આવ્યા. કેવી ગમ્મત! નાઝીઓ આખી જગ્યા ઉપર નાસ્યા... ધ્યાનમાં લેવા જેવી વાત તો એ હતી કે તે આખી જગ્યા કાદવવાળી હતી તેથી તેઓમાંનાં ઘણાં બધાંનાં બૂટ ગાયબ થઈ ગયાં અને કોઠાર તરફ આગળ વધવા મોજાંઓ પહેરીને જ કૂદતાં કૂદતાં આગળ ગયા. તેથી કોમરેડ લેફ્ટેનન્ટે મને આદેશ આપ્યો: "કોઠારને તોડી પાડો!' અમે અમારી તોપો પાછી ફેરવી અને જોરથી સટાકો કરતાં અંદર ગયા—કોર! મોભાઓ, ઈંટો અને પાટિયાં અને નાઝીઓ જેઓ માળિયામાં ચઢી આવ્યા હતા તેઓ અમારી ઉપર ધસી રહ્યા હતા. હું ગોળ ઘૂમ્યો અને તે જગ્યાને કાબૂમાં લેવા હું ફરીથી અંદર ગયો. બાકી રહેલાં લોકોએ પોતાનાં હાથ ઊંચા કરી દીધાં અને મોટે મોટેથી બૂમો પાડી: 'હિટલર કાપુત!'"

અને લેફ્ટેનન્ટ યેગોર દ્યોમોવ જ્યાં સુધી દુર્ભાગ્યના શિકાર ન

બન્યા ત્યાં સુધી આ પ્રમાણે લડતા રહ્યા. કુર્સ્કની લડાઈ દરમ્યાન પાછળના તબક્કામાં જ્યારે જર્મનો ઉપર સખત જોર પડ્યું અને તાબે થવાના શરૂ થયા ત્યારે તેમની ટૅંક કે જે ટેકરી ઉપરના ઘઉંના ખેતરમાં લાગેલી હતી તેને દારૂગોળો અથડાયો અને ટુકડીમાંથી બે જણાં ત્યાંને ત્યાં જ ખલાસ થઈ ગયાં. બીજા દારૂગોળાએ તેને ભડકે સળગાવી દીધી. આગળની બારીમાંથી છટકી ગયેલ ડ્રાયવર ચુવીલ્યેવ ફરીથી ટર્રટ ઉપર ચઢી આવ્યો અને લેફ્ટેનન્ટને બહાર ખેંચી કાઢવામાં સફળ રહ્યો — તે બેભાન હતો અને તેમનાં કપડાં સળગી રહ્યાં હતાં. ચુવીલ્યેવ હજી માત્ર તેમને બિલકુલ ઘસડી જ ચૂક્યો હતો ત્યાં જ એક ધડાકા સાથેનાં વિસ્ફોટે ટૅંકનાં ટૂકડે ટૂકડે કરી નાખ્યાં. અને ટર્રટ લગભગ પચાસ ગજ દૂર ઊછળીને પડી. તેણે મુઠ્ઠીભર માટી લેફ્ટેનન્ટના માથા ઉપર ફેંકી અને કપડાં અગ્નિજવાળાને પૂરેપૂરી ઢાંકી દેવા ફેંક્યા. પછી તે તેમને એક વિવરથી બીજા વિવર તરફ જ્યાં સુધી તેને પ્રાથમિક ઉપચારની જગ્યા મળી ત્યાં સુધી ઘસડીને લઈ ગયો. "શા માટે મેં આ કર્યું?" પાછળથી ચુવીલ્યેવે કહ્યું. "કારણ કે હું તેના હજી પણ ધબકતાં દિલને સાંભળી શકતો હતો..."

યેગોર દ્રૂયોમોવ બચી ગયા. તેમનો ચહેરો એટલો તો ખરાબ રીતે બળી ગયો હતો કે જગ્યા જગ્યાએ હાડકાં દેખાતાં હતાં તેમ છતાં પણ તેમની દૃષ્ટિ જતી રહી નહોતી. તેઓ આઠ મહિના હોસ્પિટલમાં રહ્યા. પ્લાસ્ટિક સર્જરી દ્વારા તેમનાં નાક, હોઠ, પોપચાં અને કાન ફરી પૂર્વ સ્થિતિમાં મૂકવામાં આવ્યાં. જ્યારે આઠ મહિના પૂરા થઈ ગયા અને પાટા છોડવામાં આવ્યા ત્યારે તેમણે અરીસામાં ચહેરા તરફ જોયું. તે તેમનો જ હતો તેમ છતાં તેમનો લાગતો નહોતો. જે પરિચારિકાએ તેમને નાનકડો ખિસ્સામાં રાખવાનો અરીસો આપ્યો હતો તે પાછી ફરી ગઈ અને રડવા લાગી. તેમણે તેને અરીસો પાછો આપ્યો.

"મેં આનાથી પણ વધારે ખરાબ જોયું અને જાણ્યું છે," તેમણે કહ્યું. "આ ચહેરા સાથે જીવવું સંભવ છે."

પણ તેમણે ફરીથી કદી પરિચારિકા પાસે અરીસો ન માંગ્યો. તેના બદલે તે ઘણીવાર પોતાના ચહેરા ઉપર હાથ ફેરવતા રહેતા જાણે તેનાથી ટેવાવાનો પ્રયત્ન કરતા હોય. જ્યારે દાક્તરી મંડળે તેમને બિનલડાયક સેવાઓ માટે સમર્થ જાહેર કર્યા ત્યારે તેઓ સીધા જનરલ પાસે ગયા અને પોતાની લશ્કરી ટુકડીમાં પાછા જવા પરવાનગી માંગી. "પણ તમે તો



અસમર્થ છો," જનરલે કહ્યું. "ના, હું નથી. મારું શરીર વિકૃત થઈ ગયું છે પણ તેનાથી કંઈ ફેર નહીં પડે. થોડાં જ વખતમાં હું પહેલાંની જેમ જ લડાઈ લડવા સમર્થ બની જઈશ." (યેગોરે એ વાત નોંધી કે જનરલ મુલાકાત દરમ્યાન તેની તરફ જોવાનું ટાળવાનો પ્રયત્ન કરતો હતો અને આથી તેની નીલી ફાડ ઉપર પીડાદાયક સ્મિત છવાઈ ગયું જે તેનું મોં હતું). પોતાના સ્વાસ્થ્ય લાભને સંપૂર્ણ કરવા તેમને વીસ દિવસની રજા મળી અને તેઓ ઘેર પોતાનાં માતાપિતાને મળવા ગયા. તે ગયા માર્ચ મહિનાનો સમય હતો.

તેમણે ધાર્યું હતું કે સ્ટેશન ઉપર ગાડી મળી જશે પણ તેમને પોતાના ગામ સુધી દસ માઈલ ચાલવું પડ્યું. જમીન હતી પણ હિમાચ્છાદિત હતી. દરેક ઠેકાણે ભેજ અને નિર્જનતા હતી. સખત ફૂંકાતો પવન તેમના ગ્રેટકોટના પટ્ટા ખુલ્લા કરી નાંખતો હતો અને કાનમાં એકલતા ધૂઘવતો હતો. અંધારું ઘેરાઈ આવવાના સમયે તે ગામમાં પહોંચ્યા. હા, ત્યાં પવનના ઝપાટામાં આગળને પાછળની તરફ ચરચર કરતાં લાંબા હાથાવાળી ગરગડીવાળો કૂવો હતો. અહીંથી ગલીની નીચેની તરફ છઠ્ઠી ઝૂંપડી તેમના પિતાની હતી. અચાનક તેઓએ રોકાઈને, ખિસ્સામાં હાથ નાંખ્યા અને માથું ધુણાવવા લાગ્યા. સીધા આગળનાં બારણા તરફ ઉપર જવાને બદલે તેઓ ઘરની ફરતેની ગોળ જમીનનાં ટુકડામાંથી વચ્ચેની તરફ નીકળ્યા અને બરફમાં ઘૂંટણભેર ડૂબતાં નીચી બારી ઉપર નમીને અંદર પોતાની મા તરફ જોયું. દીવાનાં ઝાંખા પ્રકાશમાં તેમણે જોયું કે તે વાળુ માટે મેજ ગોઠવી રહી હતી. તે હજી પણ માથા પર તે જ કાળી શાલ ઓઢતી હતી, હજી પણ તેટલી જ શાંત, સ્વસ્થ અને ભલી દેખાતી હતી પણ તે વધારે ઘરડી થઈ ગઈ હોય તેવી લાગતી હતી અને તેના ખભા ખૂબ પાતળા લાગતા હતા... તેમણે વિચાર્યું: "જો હું માત્ર જાણતો હોત તો મેં દરરોજ કાગળ લખ્યો હોત પછી ભલેને થોડા શબ્દો જ કેમ ન હોત..." તેણે પોતાનું સાદું ખાણું — દૂધનો કટોરો, પાઉંરોટીનો ટૂકડો, બે ચમચાં અને મીઠાની ડબ્બી — તૈયાર કર્યું હતું. અને પછી પોતાના પાતળા હાથ વડે છાતી પાસે અદબવાળી તે મેજ પાસે ઊભી હતી. તે વિચારોમાં ખોવાઈ ગઈ હોય તેવી લાગતી હતી... જ્યારે યેગોર દ્રૂયોમોવે બારીમાંથી પોતાની માને જોઈ ત્યારે તેમણે અનુભવ્યું કે તેઓ કદાચ તેને આવો ધ્રાસ્કો આપી

શકતા નહોતા. તેમણે તેના નાનકડા ચહેરાને નિરાશામાં ન ચોળી નાંખવો જોઈએ.

સારું તો પછી! તેમણે દરવાજો ખોલ્યો અને આંગણામાં આગળ વધી બારણે ટકોરાં માર્યાં. તેમણે "ત્યાં કોણ હતું?" તે વિષે પૂછતો પોતાની માનો અંદરથી આવતો અવાજ સાંભળ્યો. "લેફ્ટેનન્ટ ગ્રોમોવ, સોવિયેત સંઘનો વીર," તેમણે જવાબ આપ્યો.

તેમનું દિલ એટલા આવેશથી ધક્ ધક્ કરતું હતું કે તેમને દરવાજાનાં થાંભલાના સહારે ટેકવાવું પડ્યું. ના, માએ તેમનો અવાજ ઓળખ્યો નહોતો. તેમણે પોતે પણ અનુભવ્યું કે જાણે એ અવાજ તેઓ પહેલી વખત સાંભળી રહ્યા હતા. ઓપરેશન પછી તે એટલો બધો બદલાઈ ગયો હતો. તે એકદમ જાડો, કર્કશ અને અસ્પષ્ટ હતો.

"દીકરા, તું શું ઇચ્છે છે?" તેણે પૂછ્યું.

"મારીયા પોલીકાર્પોવ્ના, તમારા દીકરા સીનીયર લેફ્ટેનન્ટ દૂયોમોવ તરફથી હું તમારા માટે ખુશખબર લાવ્યો છું."

ત્યારબાદ તે બારણું ખોલી બહાર ધસી આવી અને તેમના હાથ પકડી લીધા.

"મારો યેગોર સાચે જ હજી જીવતો છે? તે સારોનરવો છે? દીકરા, અંદર આવ, અંદર આવ."

યેગોર દૂયોમોવ મેજ પાસે એ જ બાંકડા ઉપર બેઠા જ્યાં તેઓ તેમનાં પગ ભોંયતળિયાને સ્પર્શવા જેટલા લાંબા ન થયા હતા તે દિવસો પહેલાં બેસતા હતા, જ્યારે તેમની મા કેટલીક વખત તેના વાંકડિયા વાળવાળા માથા ઉપર હાથ ફેરવતી અને કહેતી: "આ મારાં નાનકડાં બાળ." તેમણે તેને તેના દીકરા એટલે કે પોતાના વિષે કહેવાનું શરૂ કર્યું. તેમણે તેને તેણે શું ખાધું, શું પીધું, તે કેટલો સારો સ્વસ્થ અને ખુશ હતો, અને મુશ્કેલીઓથી મુક્ત હતો તે બધા વિષે વિગતવાર કહ્યું અને માત્ર તેની ટેંકની લડાઈઓ વિષે તેમણે ટૂંકમાં જ ઉલ્લેખ કર્યો.

"પણ મને એક વાત કહો, શું લડાઈ ઘણી ભયાવહ નથી?" તેણે તેની આંખો કે જે બીજે ક્યાંક મંડાયેલી હતી તેવા ચહેરામાં તાકતા વચ્ચે જ પૂછ્યું.

"હા, મા, ભોક્કસ, તે ભયાવહ છે," તેમણે જવાબ આપ્યો, "પણ માણસ તેનાથી ટેવાઈ જાય છે."

યેગોર યેગોરોવિચ, તેમના પિતા, અંદર આવ્યા. તેઓ પણ



ઉંમરલાયક થઈ ગયા હતા, તેમની દાઢી એવી લાગતી હતી કે જાણે લોટથી ખરડાઈ હોય. તેમણે અતિથિ તરફ નજર નાંખી, ઊંબરા ઉપર પોતાનાં ઘસાયેલાં ફેલ્ટનાં જૂતાં ઉપરથી બરફ ખંખેર્યો, ધીમે ધીમે માથા પરથી મફલર છોડ્યું, ઓવરકોટ ઉતાર્યો અને મેજ તરફ ચાલ્યા. તેમણે હાથ મેળવીને અભિવાદન કર્યું—ઓહ, કેટલી સારી રીતે યેગોર પોતાના પિતાના પેલા પહોળા ન્યાયી હાથ જાણતો હતો! કોઈ પણ પ્રશ્ન પૂછ્યા વિના તેઓ બેસી ગયા અને અડધી મીંચેલી આંખોએ ધ્યાનથી સાંભળવાનું શરૂ કર્યું કારણ કે કોઈપણ જાતના શક વિના એ તદ્દન સ્પષ્ટ હતું કે આ ચંદ્રકોની કતારવાળા ગણવેશમાં સજ્જ માણસ અહીં શા માટે આવ્યો હતો.

જેટલી વધારે લાંબી વાર સુધી લેફ્ટેનન્ટ દૂયોમોવ વગર ઓળખાયે ત્યાં બેઠા અને પોતાના વિષે જાણે બીજું કોઈ હોય તેમ વાતો કરતા રહ્યા તેટલું વધારે એ અસંભવ બની ગયું કે એકદમ ઢોંગ પડતો મૂકીને ઊભા થઈ જાય અને કહે: "જોકે હું વિકૃત થઈ ગયો છું તેમ છતાંય તમે મને ઓળખી પણ ન શક્યાં મા અને પિતા!" પોતાનાં માતાપિતાની આ મેજ પર તેણે ખુશી અને દુભાયાની એમ બંને પ્રકારની લાગણીઓ અનુભવી.

"ઠીક તો મા, ચાલ હવે વાળુ ખાઈએ. અમારા અતિથિ માટે કંઈક લઈ આવ." યેગોર યેગોરોવિચે નાના કબાટનું બારણું ખોલ્યું. હા, માછલાં પકડવાનાં ગલથી ભરેલ દીવાસળીની ડબ્બી હજી ત્યાં હતી અને ધાર ઊખડેલી નળીવાળી કીતલી પણ ત્યાં હતી અને કબાટમાંથી હજી પણ પાઉંરોટીનાં ટૂકડાં અને ડુંગળીની છાલની વાસ આવતી હતી. યેગોર યેગોરોવિચે વોદ્કાની નાની બાટલી બહાર કાઢી જે માત્ર બે પ્યાલી માટે પૂરતો હતો અને નિસાસો નાખ્યો કારણ કે તે હવે વધારે વોદ્કા મેળવી શકવા સમર્થ નહોતો. તેઓ જેવી રીતે વીતેલાં વર્ષોમાં બેસતાં તેવી રીતે જ વાળુ કરવા બેઠાં. માત્ર થોડીવાર પછી જ લેફ્ટેનન્ટ દૂયોમોવે નોંધ્યું કે તેમની મા જે હાથમાં તેમણે ચમચો પકડ્યો હતો તે હાથની દરેક હિલચાલને ધ્યાનથી જોતી હતી. તેમણે ટૂંકું સ્મિત આપ્યું; તેમની માએ પોતાની આંખો ઊંચી કરી અને તેનો ચહેરો વેદનાથી ધ્રૂજી ઊઠ્યો.

તેઓએ વસંત કેવી રહેશે, ખેડૂતો સમયસર વાવણી કરી શકશે કે નહીં એવી એવી ઘણી બાબતો ઉપર વાતચીત કરી, યેગોર યેગોરોવિચે કહ્યું કે તેઓ આ ઉનાળામાં યુદ્ધનો અંત કદાચ જોઈ શકતાં હતાં.

"યેગોરે યેગોરોવિચ, શા માટે તમે એમ વિચારો છો કે યુદ્ધ કદાચ આ ઉનાળામાં પૂરું થઈ જશે?"

"લોકોનો ક્રોધ વધી ગયો છે," યેગોર યેગોરોવિચે જવાબ આપ્યો. "તેઓ મૃત્યુના મોંમાંથી પસાર થયાં છે. હવે તેમને કોઈ રોકી શકશે નહીં. ફાસીવાદીઓ ખલાસ થઈ ગયા છે."

મારીયા પોલીકાર્પોવનાએ પૂછ્યું: "તેં અમને એ ન કહ્યું કે ક્યારે તેને ઘેર આવવાની અને અમને મળવાની રજા મળશે? અમે ત્રણ વર્ષોથી તેને જોયો નથી. હું માનું છું તે વધારે મોટો થઈ ગયો છે અને મૂંછો પણ ઊગી આવી છે અને દર દિવસે મોતની નજીક હોવાને કારણે હું કહી શકું છું કે તેનો અવાજ પણ વધારે કર્કશ થઈ ગયો છે."

"હા, જ્યારે તે પાછો આવશે ત્યારે કદાચ તમે તેને ઓળખી પણ નહીં શકો," લેફ્ટેનન્ટે કહ્યું.

તેમણે ભઠ્ઠી ઉપરની અભરાઈ ઉપર તેની પથારી કરી, જ્યાં તેમને દરેકે દરેક ઈંટ, લાકડાની દીવાલમાંની દરેક તરડ, છતમાંની દરેક ગાંઠ યાદ હતી. તે બધું ઘેટાંની ખાલની અને પાઉંરોટીની મારતી ગંધ, તે ઘરનો આરામ, માનવી કદી ભૂલી નથી જતો, મૃત્યુની છેલ્લી ઘડીઓમાં પણ નહીં. છાપરાની પાંખો હેઠળ માર્ચ મહિનાનો પવન સૂસવાતો ફૂંકાતો હતો. લાકડાના પાટિયાની પાછળની બાજુ તેમના પિતા ધીમાં નસકોરાં બોલાવતાં હતાં પણ તેમની મા નિસાસા નાખતી હતી અને પોતાની પથારીમાં આમતેમ હાલતી રહેતી હતી; તે ઊંઘતી નહોતી. લેફ્ટેનન્ટ પોતાનો ચહેરો હાથમાં સંતાડી નિશ્ચલ પડયા રહ્યા. તેઓ વિચારી રહ્યા હતા: વિશ્વાસ નથી બેસતો કે તેઓ મને ઓળખી નથી શકતાં? મા, ઓ મા..."

સવારે તેઓ બળતાં લાકડાનાં કડકડાટથી જાગી ગયા; તેમની મા શાંતિથી ભઠ્ઠી પેટાવી રહી હતી. તેમના પગનાં કપડાં જે તેણે ધોઈ નાંખ્યાં હતાં તે એક દીવાલથી બીજી દીવાલ સુધી બાંધેલાં દોરડા ઉપર લટકતાં હતાં. તેમનાં બૂટ સાફ થઈ ગયાં હતાં અને બારણાં પાસે પડયાં હતાં.

"તમને બાજરીની કેક ભાવે છે?" તેણે તેમને પૂછ્યું.

તેમણે તરત જ જવાબ ન આપ્યો. તેઓ ભઠ્ઠી પરથી નીચે ઊતરી આવ્યા, પોતાનો ઝભ્ભો પહેરીને પટ્ટો બાંધ્યો અને ઉઘાડા પગે બાંકડા ઉપર બેસી ગયા.



"તમારા ગામમાં કાત્યા માલીશેવા રહે છે? અન્દ્રેઈ માલીશેવની દીકરી?"

"તેણે ગયા વર્ષે જ પોતાનું ભણવાનું પૂરું કર્યું. તે અમારા ગામની શાળામાં શિક્ષિકા છે. તમે તને મળવા ઈચ્છો છો?"

"તમારા દીકરાએ મને તેમની યાદ ચોક્કસપણે તેમના સુધી પહોંચાડવા માટે કહ્યું હતું."

તેમની માએ પડોશીની દીકરીને તેને બોલાવવા માટે મોકલી. લેફ્ટેનન્ટ પોતાનાં બૂટ હજી પહેરી લે તે પહેલાં જ કાત્યા માલીશેવા ત્યાં આવી પહોંચી હતી. તેની પહોળી ભૂખરી આંખો ચમકતી હતી, તેની ભ્રમરો આશ્ચર્યમાં ઊંચી થઈ ગઈ હતી, અને તેના ગાલ ઉપર આનંદની લાલી છવાઈ ગઈ હતી. લેફ્ટેનન્ટ, જ્યારે તેણે પોતાની શાલ પહોળા ખભા ઉપર પાછી નાંખી ત્યારે લગભગ વેદનાનો ધીમો ચીત્કાર કરી ઊઠયા. જો હું માત્ર તેનાં સુંદર લીસા વાળને ચુંબન કરી શકતો હોત તો!.. બિલકુલ તેવી જ હતી જેવું તેમણે તેનું ચિત્ર મનમાં દોર્યું હતું: તાજગી, ભરી, કોમળ, આનંદિત, ભલી, ખૂબસૂરત—એટલી તો ખૂબસૂરત કે જ્યારે તે ઝૂંપડીમાં પ્રવેશતી ત્યારે જાણે આખી ઝૂંપડી સોનાની જેમ ઝળહળતી હોય તેવી લાગતી હતી.

"તમે યેગોર તરફથી અભિવાદનો લઈ આવ્યા છો?" (તેઓ પ્રકાશ તરફ પોતાની પીઠ કરીને ઊભા હતા. અને તેમણે માત્ર માથું ધુણાવ્યું કારણ કે તેઓ બોલી શકતા નહોતા.) "તેને કહેજો હું દિવસ અને રાત તેની રાહ જોઉં છું..."

તે વધારે નજીક આવી. બંનેની આંખો મળી અને તે એવી રીતે ડગલું પાછળ હઠી ગઈ જાણે તેની છાતીમાં કંઈક અથડાયું હોય; તે બી ગઈ હતી. તે ઉપરથી તેમણે મનમાં નિશ્ચય કર્યો—તેઓ વધારે એક દિવસ પણ નહીં રોકાય.

તેમની માએ દૂધ સાથે બાજરીની કેક બનાવી. તેમણે લેફ્ટેનન્ટ દ્ર્યોમોવ વિષે ફરીથી વાતો કરી, આ વખતે તેમનાં બહાદુરીનાં કૃત્યો વિષે કહ્યું. તેઓ કર્કશ રીતે કાત્યા તરફ જોયા વિના જ બોલ્યા જેથી કરીને તેના મધુર ચહેરામાં પોતાની વિકૃતિનું પ્રતિબિંબ તેઓ ન જોઈ શકે. યેગોર યેગોરોવિચ જઈને સામૂહિક ખેતરના ઘોડામાંથી એકની માંગણી કરી આવવા ઈચ્છતા હતા. પણ લેફ્ટેનન્ટ જેવી રીતે આવ્યા હતા તેવી રીતે પગે ચાલીને જ સ્ટેશન તરફ જવા નીકળી પડયા.

તેઓ જે કંઈ પણ બની ગયું હતું તેનાથી એટલા તો વિચલિત થઈ ગયા હતા કે વારે વારે રોકાતા રહેતા હતા અને પોતાના ચહેરા ઉપર હાથ દબાવતાં મનમાં ને મનમાં ભરાયેલાં અવાજે બબડતા હતા: "હવે હું શું કરું?"

તેઓ પોતાની લશ્કરી ટુકડીમાં પાછા ફર્યા જેને વધારાના લશ્કર માટે પાછી લાવવામાં આવી હતી. ત્યાં તેમને તેમના મિત્રો તરફથી એટલો તો હૂંફાળો આવકાર મળ્યો કે તેમના દિલનો બધો બોજો ઊતરી ગયો. તેમણે નિશ્ચય કર્યો કે તેમની માને હજી થોડા સમય સુધી પોતાના દુર્ભાગ્ય વિષે જણાવવાની જરૂર નથી. અને જ્યાં સુધી કાત્યાની વાત છે—તેઓ પોતાના દિલમાંથી તે કાંટો પણ ઉખાડીને દૂર ફેંકી દેશે.

લગભગ બે અઠવાડિયા પછી તેમને પોતાની મા તરફથી કાગળ મળ્યો.

"મારા વ્હાલા દીકરા! મને તને લખતાં ડર લાગે છે કારણ કે હું ભાગ્યે જ જાણું છું શું વિચારવું. અમારી પાસે એક માણસ આવ્યો હતો જેણે કહ્યું એ તારી પાસેથી આવ્યો હતો. તે ખૂબ સારો માણસ હતો પણ તેનો ચહેરો બહુ ખરાબ રીતે વિકૃત થયેલો હતો. તે થોડા વખત માટે અમારી સાથે રોકાવાનો હતો પણ તેણે પોતાનો વિચાર બદલ્યો અને અચાનક જતો રહ્યો અને બસ ત્યારથી જ, મારા દીકરા, હું એક મટકુંય નથી મારી શકી. કારણ કે મને એમ લાગે છે કે તે તું પોતે હતો. યેગોર યેગોરોવિચ મને ઠપકો આપે છે: 'ઘરડી ડોસી, તારું તો ભેજું જ ચસકી ગયું લાગે છે,' તેઓ કહે છે. 'જો તે આપણો દીકરો હોત તો શું તું એમ વિચારે છે તેણે આપણને કહ્યું ન હોત? જો તે તે જ હતો તો શા માટે તે ઢોંગ કરતો? જેવો તેનો ચહેરો હતો તેના માટે તો માણસે ગર્વ અનુભવવો જોઈએ.' યેગોર યેગોરોવિચ મને ગોળ ગોળ ફેરવીને વાત કહેવાનો પ્રયત્ન કરે છે પણ મારું માનું દિલ જાણે છે અન્યથા—તે તે હતો, તે તે જ હતો, તે મને કહે છે. તે માણસ આપણી ભઠ્ઠી ઉપર ઊંઘ્યો હતો અને હું તેનો ગ્રેટકોટ સાફ કરવા માટે આંગણામાં લઈ ગઈ હતી અને તેને મારી છાતી સરસો પકડીને રડી હતી કારણ કે હું જાણી ગઈ હતી તે તું હતો. વ્હાલા યેગોર, ભગવાન ઈસુના પ્રેમને ખાતર મને લખ, મને કહે શું બન્યું હતું. કે પછી કદાચ સાચે જ મારું ભેજું ચસકી ગયું છે."

હા, યેગોર દ્ર્યોમોવે આ પત્ર મને, ઈવાન સુદારેવને, બતાવ્યો



હતો. જ્યારે તેમણે મને પોતાની આખી વાર્તા કહી ત્યારે તેમણે પોતાની બાંયો વડે આંખો લૂછી હતી. મેં તેમને કહ્યું: "તે ચારિત્ર્યની અથડામણ છે! ભલા માણસ, તમે મૂરખ છો, તદ્દન મૂરખ. તમારી માને કાગળ લખો અને તેની માફી માંગો. તેને ગાંડી ન કરી મૂકો... તે તમારા દેખાવ વિષે ઘણી ચિંતા કરે છે! તે તમે અત્યારે છો તેના કરતાં પણ વધારે તમને પ્રેમ કરશે."

તેમણે તે જ દિવસે કાગળ લખ્યો: "મારાં પ્રિય માતાપિતા, મારિયા પોલીકાર્પોવ્ના અને યેગોર યેગોરોવિચ, મારી મૂર્ખામી માટે મને માફ કરો. તે સાચે જ હું, તમારો દીકરો હતો, જે તમને મળવા આવ્યો હતો..." અને એમને એમ આગળ ને આગળ બીજાં ચાર પાનાં ભરીને ઝીણાં ઝીણાં અક્ષરોમાં લખ્યું. જો તેમની પાસે સમય રહ્યો હોત તો તેમણે વીસ પાનાં લખ્યાં હોત.

કેટલાંક અઠવાડિયાઓ પછી જ્યારે સૈનિક દોડતો પાસે આવ્યો ત્યારે અમે એકસાથે પ્રયોગસ્થળ ઉપર હતા. "કેપ્ટન દ્ર્યોમોવ, તમને કોઈક મળવા ઈચ્છે છે," તેણે કહ્યું. જોકે સૈનિક તો એવો લાગતો હતો કે જાણે કોઈક તેને પીવાની મિજબાની આપવામાં જ હતું. અમે નીચે ઝૂંપડી તરફ ગયા જ્યાં દ્ર્યોમોવ અને હું રહેતા હતા. હું જોઈ શકતો હતો કે તેઓ કંઈક અસ્વસ્થ હતા—તેઓ ખાંસતા રહ્યા અને પોતાનું ગળું ખંખારતા રહ્યા. મેં વિચાર્યું: "ભલે તે ટૅંક સૈનિક હોય પણ તેનામાં પણ મનની અતિ નાજુકાઈ છે. તેઓ મારાં પહેલાં જ ઝૂંપડીમાં ગયા અને મેં તેમનો અવાજ સાંભળ્યો:

"કેમ છે મા, તે હું છું." મેં એક નાનકડી વૃદ્ધ સ્ત્રીને તેની છાતીએ વળગતી જોઈ. જ્યારે મેં પાછળ ફરીને જોયું ત્યારે મેં નોંધ્યું કે ઓરડામાં એક બીજી સ્ત્રી પણ હતી. આસપાસ બીજી ઘણી સુંદર સ્ત્રીઓ હતી, તે કદાચ કોઈ એકલી નહોતી, મને ખાતરી છે પણ મેં તેના જેવી બીજી કોઈ મારી જિંદગીમાં કદી જોઈ નથી.

તેમણે પોતાને માનાં આલિંગનમાંથી છોડાવ્યો અને આ છોકરી તરફ ફર્યા. મેં પહેલાં કહ્યું હતું તે પ્રમાણે તેમનું ભવ્ય કાઠું તેમને યુદ્ધના દેવ જેવા દેખાડતું હતું. "કાત્યા!" તેમણે કહ્યું. "શા માટે તું આવી? તેં બીજા માણસ માટે રાહ જોવાનું વચન આપ્યું હતું, આના માટે નહીં..."

સુંદર કાત્યા તેને જવાબ આપે છે અને હું પ્રવેશદ્વારમાંથી બહાર

નીકળી ગયો હોવા છતાં પણ તેને કહેતી સાંભળું છું: "યેગોર, હું હંમેશ હંમેશ માટે તારી સાથે રહેવાની છું. હું સાચા અને સંપૂર્ણ દિલથી તને પ્રેમ કરીશ. મને દૂર ન મોકલ."

હા, તે છે રશિયન ચારિત્ર્ય! માણસ ભલે અત્યંત સામાન્ય દેખાય પણ જ્યારે મુશ્કેલી આવે છે ત્યારે તે સમર્થ શક્તિ—માનવ દિલની સુંદરતા—વડે યુક્ત થઈ જાય છે.

૧૯૪૪



# કોન્સ્તાન્તીન સીમોનોવ

કોન્સ્તાન્તીન સીમોનોવ
(૧૯૧૫-૧૯૭૯)

કોન્સ્તાન્તીન સીમોનોવનું નામ હંમેશાં હંમેશાં માટે બીજાં વિશ્વયુદ્ધ સાથે એ વાચકો માટે સંકળાયેલું છે જેઓ પોતે આ યુદ્ધકાળમાંથી પસાર થયા હતા કે જેઓ પોતાનાં મોટેરાંઓની તાજી સ્મૃતિઓ વચ્ચે ઊછર્યા હતા. સીમોનોવની કવિતા 'વેઈટ ફોર મી'ને લશ્કરના લડાયક મોરચા અને અનામત મોરચા બંનેમાં દરેકે દરેક જાણતાં હતાં.

પોતાની વિપુલતાસભર અને સફળતાપૂર્ણ સાહિત્યિક કારકિર્દીમાં કોન્સ્તાન્તીન સીમોનોવે ઘણી નવલકથાઓ, ટૂંકી વાર્તાઓ, લેખો, નિબંધો, નાટકો અને કવિતાઓ પ્રકાશિત કર્યાં અને તેમાંનાં બધાં જ એક યા બીજી રીતે યુદ્ધ સાથે સંકળાયેલાં હતાં. તેના વિષે સેંકડો પુસ્તકો લખાયાં છે અને હજી વધારે સેંકડો પુસ્તકો લખાવાનાં છે. પણ સીમોનોવનાં પુસ્તકોની બીજાં કોઈનાં પુસ્તકો સાથે ભૂલ ન ખાઈ શકાય. તે બધાં પુસ્તકો યુદ્ધકાળનાં જીવનનાં બધાં જ પાસાંઓથી સંપૂર્ણપણે પરિચિત કરાવવાને કારણે અને લડાયક સૈનિકોની દરરોજની લોહીલુહાણતાનાં ઊંડા જ્ઞાનને કારણે તદ્દન જુદાં પડે છે.

યુદ્ધ સંવાદદાતા અને ભયંકર રીતે પ્રચલિત લેખક તરીકે સીમોનોવ જુદાં જુદાં લશ્કરી હોદ્દાઓવાળાં લોકોને અને જુદાં જુદાં હથિયારોની સેવાઓનાં અધિકારીઓને મળ્યાં અને વાતચીત કરી હતી. પોતાનાં અવલોકનો ઉપરથી તેઓ જાણતાં હતાં કે બિલકુલ લડાઈની પહેલાં સૈનિકો શું અનુભવતાં હતાં અને આદેશ કરનાર અધિકારી માટે તે કેવું હતું જે લશ્કરી હિલચાલના પરિણામ માટે જવાબદાર હતો. તેઓ, મોસ્કો, સ્તાલીનગ્રાદ, અને કુસ્ર્ક બુલ્જે ઉપરની મહાન લડાઈઓમાં સાક્ષી હતા...

નાઝી જર્મની સાથેનું યુદ્ધ એ સોવિયેત લોકો માટે સાચે જ મહાન સ્વદેશાભિમાની યુદ્ધ હતું. અને આ કુદરતી રીતે આ યુદ્ધમાં લડનાર એક વ્યક્તિની ભૂમિકા અને મહત્ત્વના મૂલ્યને વધારતું હતું. જીત કે હાર તેના જોમની તાકાત, માનવ માટી જેને ભાગ્યે જ ઝેલી શકતી હતી એવી પરિસ્થિતિઓમાં દૃઢપણે ટકી રહેવાના એના સામાર્થ્ય ઉપર આધારિત હતી. આ સમસ્યાની શોધતપાસ જ એ મુખ્ય હતી જેના ઉપર સીમોનોવની સર્વશ્રેષ્ઠ રચનાઓ સમર્પિત હતી.

# ત્રીજો મદદનીશ અમલદાર

કૉમિસાર દૃઢપણે માનતા હતા કે બહાદુર માણસો કાયર માણસો કરતાં ઓછાં જલ્દી માર્યા જતા હતા. તેમને આ સામાન્ય સિદ્ધાંત વારંવાર કહેવો ખૂબ ગમતો હતો અને જ્યારે લોકો અસહમત થતા ત્યારે ગુસ્સે થ થઈ જતા.

અમારા લશ્કરી વિભાગમાં લોકો તેમને ખૂબ ચાહતા હતા અને તેમનાથી ડરતા પણ હતા. નવાંગતુકોને યુદ્ધથી ટેવાતા કરવા માટે તેમની પોતાની આગવી પદ્ધતિ હતી. તેઓ આમ તેમ ફરતાં માણસને વિષે જાણી લેતા. તેઓ તેને પ્રાંતીય વડા મથકમાંથી કે કોઈ લશ્કરી ટુકડીમાંથી લઈ આવતાં અને પોતાનાં વિભાગનો આંટો મારવા જતા ત્યારે સાથે લઈ જતા અને આખા દિવસમાં એક પળ માટે પણ પોતાની નજરોથી દૂર થવા ન દેતા.

જો કોઈ હુમલો કરવાનો હોય તો તેઓ એકબીજાના પડખો પડખ જોડાઈ જતા.

જેઓ કસોટીમાં ઉત્તીર્ણ થતા તેમની સાથે કૉમિસાર સાંજે પોતાનો પરિચય ફરીથી તાજો કરતા.

"તમારું નામ શું છે?" ઉતાવળે તેઓ પૂછતાં.

આશ્ચર્ય પામેલો ઓફિસર પોતાનું નામ કહેતો.

"ભલે ભલે, મારું નામ છે કોર્નેવ. હુમલો કરવામા આપણે એક સાથે છીએ, આપણા પેટ ઉપર એક સાથે ઘસડાયા છીએ તેથી હવે આપણે એકબીજાને જાણીએ છીએ."

વિભાગમાં તેમના આવી પહોંચ્યા પછીના પહેલાં અઠવાડિયા દરમ્યાન જ તેમના બે મદદનીશો વારાફરતી માર્યા ગયા.

પહેલો એકદમ ગભરાટને કારણે હાંફળોફાફળો થઈ ગયો અને પાછા

ધસડાઈ જવા માટે ખાડામાંથીં બહાર ચઢી આવ્યો. તે મશીનગન દ્વારા કપાઈ ગયો હતો.

તે સાંજે વડામથક તરફ પાછા જવાના રસ્તે કૉમિસાર મૃત અમલદાર પાસેથી બેપરવાઈથી માથું પણ નમાવ્યા વિના ચાલ્યા ગયા.

બીજા અમલદારને હુમલા દરમ્યાન છાતીમાં ગોળી વાગી હતી. તે કબ્જે કરાયેલા ખાડામાં ચત્તાપાટ પડયો હતો, શ્વાસ લેવા વલખાં મારતો હતો અને કંઈક પીવા માટે આજીજી કરતો હતો. ક્યાંય પાણી નહોતું. દીવાલની સામેનાં મેદાનમાં મૃત જર્મનોના દેહો વિખરાયેલા પડ્યા હતા. તેમનામાંથી એકની બાજુમાં પાણીની બોતલ પડી હતી.

કૉમિસારે પોતાના મેદાનનાં ભશ્માંમાંથી તે પાણીની બોતલ ભરેલી છે કે ખાલી જોવાનો પ્રયત્ન કરતાં તાક્યું.

પછી તેમણે પોતાનું ભારે ભરખમ શરીર કે હવે જુવાનીથી તરવરતું નહોતું તે છાતી જેટલી ઊંચી દીવાલ ઉપર ઊંચું કર્યું અને પોતાની હંમેશની ધીમી ઢબમાં મેદાન તરફ આવ્યા.

કોઈ અજાણ્યા કારણસર જર્મનોએ ગોળીબાર રોકી લીધો. જ્યારે તેઓ પાણીની બોતલ પાસે પહોંચી તેને ઉપાડીને, હલાવી અને પોતાના હાથ નીચે દબાવીને જવા પાછા ફર્યાં માત્ર ત્યારે જ જર્મનોએ ગોળીબાર ચાલુ કર્યો.

તેઓ તેમની પીઠ ઉપર ગોળીઓ મારી રહ્યા હતા. બે ગોળીઓ બોતલને અથડાઈ. તેમણે આ કાણાંઓને પોતાની આંગળીઓ વડે બંધ કર્યાં અને બોતલ પોતાની સામે પકડીને આગળ ચાલવા લાગ્યા.

જ્યારે તેઓ પાછા ખાડામાં કૂદી ગયા ત્યારે સાવચેતીપૂર્વક બોતલ એક માણસના હાથમાં આપી.

"તેને પીવા આપો!"

"માની લો કે તમે ત્યાં પહોંચ્યા અને તે ખાલી હોત તો?" કોઈકે ઉત્સુકતાપૂર્વક પૂછતાછ કરી.

"હું પાછો આવી ગયો છું અને તમને ભરેલી બોતલ શોધવા બહાર મોકલવામાં આવે તો!" સવાલ પૂછનારને ગુસ્સાભરી નજરે ચકાસતાં કૉમિસારે કહ્યું.

ઘણીવાર તેઓ એવાં કામ કરતા હતા કે વિભાગી કૉમિસાર તરીકે તેમને તેમ કરવાની જરૂર નહોતી. પણ તેઓ જ્યારે તે કરી ચૂકતા માત્ર



ત્યારે જ તે વિષે વિચારતાં. પછી તેઓ પોતાની જાતને અને જેમણે તેમનાં કાર્યને યાદ કરાવ્યાં હતાં તેમને વિચારવા લાગતા.

હમણાં આવી પરિસ્થિતિ હતી. પાણીની બોતલ લાવ્યા પછી તેઓએ અમલદારને વધારે ધ્યાનમાં ન લીધો અને લડાઈના મેદાનનાં પોતાનાં નિરીક્ષણમાં જાણે તેના વિષે તદ્દન ભૂલી ગયા હોય તેમ લાગતું હતું. પંદર મિનિટ પછી બટેલ્યનના કમાન્ડરને અણધાર્યો સવાલ પૂછી ચોંકાવી દીધો.

"હા, તો તમે તેને હોસ્પિટલે મોકલી દીધો?"

"બિરાદર કૉમિસાર, તેમ થઈ શકે એમ નથી. અમને અંધારું થાય ત્યાં સુધી રાહ જોવી જ પડશે."

"તે પહેલાં તો તે મરી જશે." અને જાણે વાત બંધ થઈ ગઈ હોય તેમ કૉમિસાર પાછા ફરી ગયા.

પાંચ મિનિટ પછી ઊડતી ગોળીઓની નીચે નમતાં બે સૈનિકો અમલદારના નિશ્ચેત દેહને ઊંચા નીચા મેદાનની પેલેપાર પાછળ લઈ જતા હતા.

કૉમિસાર શાંતપણે તેમને જતાં નિહાળતા હતા. જોખમનું તેમનું માપ તેમના માટે પણ બીજાઓના જેટલું જ હતું. માણસો માર્યા જતા હતા—આ હતું યુદ્ધ. પણ બહાદુરો ઓછી ઝડપથી માર્યા જતા હતા.

બે માણસો સપાટ પડ્યા વિના કે કવર માટે ઝંટાઝૂંટી કર્યા વિના બહાદુરીપૂર્વક આગળ વધી રહ્યા હતા. તેઓ કદી એ વાત ભૂલતા નહોતા કે તેઓ ઘવાયેલી વ્યક્તિને લઈ જઈ રરહ્યા હતા. તેથી કોર્નેવ નિવેડો કર્યો કે તેઓ તે કરી લેશે.

તે રાત્રે વડામથક તરફ પાછા જવાના રસ્તે કૉમિસાર ક્ષેત્ર હોસ્પિટલમાં ગયા.

"ઠીક તો તેની તબિયત કેવી થઈ રહી છે, તમે તેને યોગ્ય રીતે રાખ્યો છે?" તેમણે સર્જનને પૂછ્યું.

કોર્નેવનો મત એ હતો કે યુદ્ધમાં દરેકે દરેક કામ એટલી જ ઝડપથી થઈ શકતું હતું કે કરવું જોઈતું હતું. પછી ભલે ને તે સંદેશાં પહોંચાડવાનું, હુમલો કરવાનું કે પછી ઘવાયેલાઓને સાજા કરવાનું હોય.

જ્યારે સર્જને તેમને કહ્યું કે અમલદાર લોહીના ગુમાવાને કારણે મરી ગયો હતો ત્યારે તેમણે આશ્ચર્યમાં ઉપર જોયું.

"તમે જાણો છો તમે શું કહી રહ્યા છો?" તેમને સર્જનના ખભા

પરના પટ્ટામાં પોતાનો હાથ ભેરવીને તેને ખેંચતા ધીમેથી પૂછ્યું. "અમારા માણસો તેને ગોળીબારમાં બે વેર્સ્ત અંતર કાપી અહીં સુધી લઈ આવ્યા એટલા માટે કે તેણે જીવવું જોઈએ. અને તમે મને કહો છો તે મરી ગયો. તો પછી શા માટે તેઓ તેને લઈ આવ્યા હતા?"

તેમણે પાણીની બોતલ માટેના પોતાના પરાક્રમ વિષે કંઈપણ ન કહ્યું.

સર્જને ખભા ઊંચક્યા.

"અને વળી વધારામાં," આ હાવભાવને જોતાં કૉમિસારે આગળ કહ્યું: "તે એવા પ્રકારનો માણસ હતો જેણે જીવવું જ જોઈતું હતું. હા, તેણે જીવવું જ જોઈતું હતું," તેમણે વિચારપૂર્વક ફરીથી કહ્યું. "તમે તમારા કામમાં નિપુણ નથી."

અને તેઓ બીજો એકપણ શબ્દ બોલ્યા વિના પોતાની મોટર તરફ ચાલ્યા ગયા.

સર્જન તેમને જતાં જોઈ રહ્યા. બેશક કૉમિસાર ખોટા હતા. કોઈપણ તાર્કિક દૃષ્ટિકોણથી તેમણે મૂર્ખામીભરી ટીકા કરી હતી. પણ આ શબ્દોમાં એટલી તાકાત અને દૃઢનિશ્ચય હતાં કે પળવાર માટે સર્જને અનુભવ્યું કે તે વિચારમાં કંઈક સચ્ચાઈ છે કે બહાદુરો મરવા ન જોઈએ અને જો તેઓ માર્યા ગયા તો તેમ થવાનું કારણ એ હતું કે કોઈકે પોતાનું કામ યોગ્ય રીતે નહોતું કર્યું.

"વાહિયાત વાત!" આ વિચિત્ર વિચારને મગજમાંથી કાઢી નાંખવાનો પ્રયત્ન કરતાં સર્જને મોટેથી કહ્યું.

પણ તે દૂર નહીં થઈ શકે. તે લગભગ તદ્દન જોઈ શકતો હતો બે સૈનિકો પેલા અંતહીન ઊંચાનીચા ખાડાવાળા મેદાનને પાર કરી ઘવાયેલા અમલદારને લાવી રહ્યા હતા.

"મિખાઈલ લ્વોવિચ," તે પોતાના મદદનીશ તરફ ફર્યા જે હમણાં જ ધૂમ્રપાન કરવા બહાર આવ્યો હતો અને અચાનક જાણે એકદમ કંઈક કહેવાનો ઈરાદો પહેલેથી જ રાખ્યો હોય તેમ એકાએક કહ્યું. "આપણે વધારે આગળ ડૉકટરો સાથેનાં બે ઉપચાર મથકો ઊભા કરવાં પડશે..."

કૉમિસાર જ્યારે દિવસ ઊગી રહ્યો હતો માત્ર ત્યારે જ વડામથકે પહોંચ્યા. તે ખરાબ મિજાજમાં હતા અને જે લોકોને જોવા ઈચ્છતા હતા તેમને ટૂંકા અને વિદાયના લગભગ ચીડિયા શબ્દો સાથે તેમને વિદાય કરતાં ઝડપથી નીપટાવ્યાં. આ તેમની રીત હતી અને તેમાં નિપુણતાનું તત્ત્વ હતું. કૉમિસારને લોકોને થોડોક ગુસ્સો અનુભવતા કરી મૂકવાં ગમતાં



હતાં. તેઓ માનતા હતા કે માનવી પાસે બધું જ કરવાની શક્તિ છે. તેમણે કદી કોઈને કંઈક કરી ન શકવા માટે નહીં પણ માત્ર કંઈક કરવા માટે સમર્થ હોવા છતાં કંઈ ન કરવા બદલ સખત ઠપકો આપ્યો હતો. જો માણસે ઘણું કામ કર્યું હોય તો કૉમિસાર તેને હજી વધારે કામ ન કરવા માટે ઠપકો આપતાં. લોકો જ્યારે થોડાંક ગુસ્સે હોય ત્યારે વધારે સારી રીતે વિચારે છે. તેમને અડધે વાક્યે વાતચીતને વચ્ચેથી કાપી નાખવી ગમતી હતી જેથી કરીને માત્ર મુખ્ય વસ્તુ મનમાં આવે. આવી રીતે તેઓ આખા લશ્કરી વિભાગને પોતાની હાજરીથી માહિતગાર રાખતા. તેઓ કદી કોઈપણ વ્યક્તિની સાથે એવું કંઈક તેનાં મનમાં ઠસાવવાનો પ્રયત્ન કર્યા વિના એક મિનિટ પણ ન વીતાવતાં કે જેના વિષે તે માણસ તેમની બીજી મુલાકાત સુધી વિચારતો રહે.

સવારે તેમને ગઈકાલની ખોટનો અહેવાલ મળ્યો. જ્યારે તેઓ તે વાંચતા હતા ત્યારે તેમને સર્જન યાદ આવી ગયો. બેશક આ વૃદ્ધ અને અનુભવી દાક્તરને એ કહેવું કુનેહ વિનાનું હતું કે તે તેમના કામમાં નિપુણ નહોતા: પણ કશો વાંધો નહિ, તેમને તેના ઉપર વિચારવા દો. કદાચ તે ગુસ્સે થશે અને કોઈક સારો વિચાર તેમના મનમાં આવશે. તેમણે પોતે શું કહ્યું હતું તેના માટે પસ્તાવો ન કર્યો. તેનો સૌથી વધુ ખેદકારક ભાગ એ હતો કે મદદનીશ અમલદાર મૃત્યુ પામ્યો હતો. પણ તેમણે પોતાના મગજને એ વાત ઉપર લાંબો વખત વિચારવા માટે રજા ન આપી. યુદ્ધના આ મહિનાઓમાં દુ:ખ કરવા લાયક એવા ઘણા પ્રસંગો હશે. તે બધાંને તેઓ યુદ્ધ પછી જ્યારે અણચિત્યા મૃત્યુની હોનારત થશે ત્યારે યાદ કરશે. આજકાલ બધાં જ મૃત્યુ અચાનક થતાં હતાં. બીજાં કોઈ પ્રકારનાં મૃત્યુ નહોતાં અને તેનાથી ટેવાવાનો તે સમય હતો. તેમ છતાં હજી પણ ઉદાસી બાકી રહી હતી અને જ્યારે તેમણે પોતાના વડાને કહ્યું કે તેમનો મદદનીશ અમલદાર માર્યો ગયો હતો અને તેમના માટે બીજો મદદનીશ શોધવો જોઈએ ત્યારે પણ તેમના અવાજમાં એક વિશેષ ખટાશ હતી.

ત્રીજો મદદનીશ અમલદાર નાનકડો, સોનેરી વાળવાળો, નીલી આંખોવાળો સ્કૂલમાંથી હમણાં જ તાજો આવેલો અને માત્ર હમણાં જ મોરચે આવી પહોંચેલો છોકરો હતો.

તેમના પરિચયના પહેલા જ દિવસે, જ્યારે તેને કૉમિસારની સાથે આગળની બટેલિયાન તરફ તોપના ગોળા જેની ઉપર વરસતા હતા તેવા

બરફ જામેલા મેદાનને પાર કરી જવાનું હતું, ત્યારે તે એક પળ માટે પણ પાછળ નહોતો રહી ગયો. તે જાણે તેની મદદનીશ તરીકેની ફરજ હોય તેમ કૉમિસારના પડખે જ રહ્યો હતો. વળી પોતાની નિશ્ચિત ચાલ સાથેનો આ મોટો ભરખમ કદવાળો માણસ ત્યારે અભેદ્ય લાગતો હતો; જો તમે તેની સાથે રહો તો તમને કંઈ નહીં થાય.

જ્યારે તોપના ગોળા ખૂબ પ્રમાણમાં અને ઝડપથી વરસવાના શરૂ થયા અને એ સ્પષ્ટ થઈ ગયું કે જર્મનો ચોક્કસપણે તેમની પાછળ હતા ત્યારે કૉમિસાર અને તેમનો મદદનીશ અમલદાર ચત્તાપાટ પડી ગયા.

પણ હજી લગભગ તેઓ નીચે હતા, તે પહેલાં નજીકના વિસ્ફોટથી ધૂમાડો સાફ થઈ ગયો તે પહેલાં જ કૉમિસાર ફરીથી ઊભા થઈ ગયા અને આગળ વધવા લાગ્યા.

"આગળ વધવાનું ચાલુ રાખ," તેઓ તોરથી બોલ્યા. "આપણે અહીં પડ્યા રહીને સમય વેડફી શકીએ તેમ નથી."

તેઓ લગભગ ખાડા નજીક પહોંચી જ ગયા હતા જ્યારે તેઓ પગ પહોળા કરીને બેઠા હતા. એક તોપનો ગોળો આગળ અને બીજો પાછળ ફૂટ્યો.

કૉમિસાર પોતાનાં કપડાં ઝાડતાં ઊભા થયા.

"હા તો જોયું તે," તેમની પાછળના ગોળાના ખાડા તરફ આંગળી ચીંધતા તેમણે કહ્યું. "જો આપણે તેનાથી કરીને રોકાઈ ગયા હોત તો તેઓએ આપણને ખૂબ સારી રીતે પકડી પાડ્યા હોત. આગળ વધતા રહેવું એ હંમેશાં લાભદાયક છે."

"પણ જો આપણે વધારે ઝડપથી ગયા હોત તો શું થાત, પેલી તરફ જુઓ..." અને વાક્ય પૂરું કર્યા વિના જ મદદનીશ અમલદાર આગળના ખાડા તરફ નમ્યો.

"એવું કાંઈ નથી," કૉમિસારે કહ્યું. "તેઓ આપણી તરફ અહીં નિશાન તાકી રહ્યા હતા અને તોપનો ગોળો થોડોક પાછળ પડ્યો. જો આપણે ત્યાં હોત તો તેઓએ આપણી તરફ ત્યાં નિશાન તાક્યું હોત અને તે ફરીથી એટલો જ પાછળ પડ્યો હોત."

મદદનીશ અમલદાર અનૈચ્છિકપણે એમ વિચારતાં હસ્યો કે કૉમિસાર ચોક્કસ મજાક કરી રહ્યા હોવા જોઈએ. પણ કૉમિસારનાં ચહેરા ઉપર સંપૂર્ણ ગંભીરતાનાં ભાવ છવાયેલાં હતાં. તેઓ સંપૂર્ણ ખાતરી સાથે બોલ્યા હતા. મદદનીશ અમલદાર આ માણસમાં સંપૂર્ણ વિશ્વાસથી પ્રેરિત થઈ



ગયો હતો. યુદ્ધનો જન્મેલો તત્ક્ષણનો વિશ્વાસ આજીવન સુદી ટકે છે. તેણે છેવટનાં સો ડગલાં કૉમિસારની તદ્દન નજીક લગભગ કોણીથી કોણી મેળવીને પૂરા કર્યા.

આવી રીતે તેઓ એક બીજાને જાણતા થયા.

મહિનો વીતી ગયો. દક્ષિણી રસ્તાઓ કાં તો બરફથી છવાયેલા હતા કે પછી અસાધ્ય કાદવ કીચડવાળા હતા.

અફવા તે હતી કે લશ્કરના પાછળના ભાગમા ક્યાંક હુમલાના સામના માટે લશ્કર તૈયાર કરવામાં આવી રહ્યું હતું પણ હજી સુધી તો ઘટી ગયેલ લશ્કરી વિભાગ હજી પણ ઘાતકી આત્મસંરક્ષણાત્મક લડાઈઓ લડી રહ્યું હતું.

દક્ષિણી પાનખરની ઘોર અંધારી રાત હતી. કૉમિસાર પોતાના આશ્રયસ્થાનમાં બેઠા હતા. તેમણે પોતાના કાદવવાળાં જતાં ઊતારી દીધા હતા અને લોખંડની ભઠ્ઠી ઉપર સૂકાવા માટે ગોઠવી રહ્યા હતા.

તે સવારે લશ્કરના વિભાગના કમાન્ડર ગંભીર રીતે ઘાયલ થયા હતા. અમલદારોના વડાએ તેમનો ઘવાયેલો હાથ કાળી ઝોળીમાં ટેકવ્યો અને તેમની આંગળીઓ મેજ ઉપર ટક ટક ઠોકી. તે જોઈને એમને ખુશી થઈ કે તેઓ તેમ કરી શકતા હતા, તેમની આંગળીઓએ ફરીથી કામ કરવાનું શરૂ કરી દીધું હતું.

"ઠીક તો પછી તમે અનુભવી દુર્દાન્ત," તેમણે તેમની વચ્ચેથી જ અટકી પડેલી વાતચીત ચાલુ રાખી. "આપણે એમ ધારી લઈએ કે ખોલોદીલીન માર્યા ગયા હતા કારણ કે તેઓ ડરી ગયા હતા પણ જનરલ તો બહાદુર માણસ હતા, કેમ તમે શું વિચારો છો?"

"'હતા' નહીં પણ 'છે'. અને તેઓ જીવતા રહેશે," કૉમિસારે કહ્યુ અને જાણે વાત પૂરી થઈ ગઈ હોય તેમ પાછા ફરી ગયા.

પણ અમલદારોના વડાએ તેમની બાંય જોરથી ખેંચી અને ધીમેથી કહ્યું જેથી કરીને તેમનાં દુ:ખભર્યા શબ્દો બીજુ કોઈ સાંભળી ન જાય: તે કદાચ જીવી જશે. જો તે જીવી જાય તો એ બહુ સારી વાત થશે, જોકે મને તેમાં શંકા છે. પણ મીરોનોવ નહીં જીવે, ન તો ઝાવોદચીકોવ જીવશે કે ન તો ગાવરીલેન્કો. તેઓ મરી ગયા છે અને તેમ છતાં તેઓ બધા બહાદુર માણસો હતા. તમારુ સિદ્ધાંતશાસ્ત્ર તેનો શો અર્થ ઘટાવે છે?

"મારુ કોઈ સિદ્ધાંતશાસ્ત્ર નથી," કૉમિસારે ઉતાવળે પ્રત્યુત્તર વાળ્યો. "હું તો સીધે સીધું માત્ર એટલું જ જાણું છું કે સમાન સંજોગોમાં બહાદુર

માણસો કાયર માણસો કરતાં ઓછી ઝડપથી મરે છે. અને જો તમારી પાસે એવા માણસોના ઘણા નામ હોય કે જેઓ બહાદુર હતા તેમ છતાં પણ માર્યા ગયા હતા, તો તેનું કારણ છે કાયર વ્યક્તિ હજી તેને દફનાવવામાં આવી પણ નથી તે પહેલાં જ ભૂલી જવાઈ છે જ્યારે બહાદુર માણસો મરે છે પણ લોકો તેને હંમેશ હંમેશ માટે યાદ કરે છે, તેના વિષે વાતો કરે છે અને તેના વિષે લખે છે. આપણે માત્ર બહાદુરોનાં જ નામ યાદ રાખીએ છીએ. અને હું જે માનું છું તે આટલું જ છે. જો તમે તેને મારું સિદ્ધાંતશાસ્ત્ર કહો તો તમને તેમ કહેવાની છૂટ છે. એવું સિદ્ધાંતશાસ્ત્ર જે લોકોને ન ડરવા માટે મદદ કરે છે તે સારું સિદ્ધાંતશાસ્ત્ર છે."

મદદનીશ અમલદાર આશ્રયસ્થાનમાં ભોંયરામાં પ્રવેશ્યો. એક મહિનામાં જ તેનો ચહેરો કાળો પડી ગયો હતો અને તેની આંખો થાકેલી દેખાતી હતી. પણ બીજી બધી બાબતોમાં તે હજી પણ એ જ છોકરો હતો જેને કૉમિસારે પહેલાં દિવસે જોયો હતો. ટટ્ટાર ઊભા રહેતા તેણે અહેવાલ આપ્યો કે તે હમણાં જ જે દ્વીપકલ્પ ઉપરથી પાછો ફર્યો હતો ત્યાં બટેલિયનના કમાન્ડર કેપ્ટન પોલ્યાકોવ ઘાયલ થયા હતા આ સિવાય બધું સારું હતું

"કોણે તેની જગ્યા સંભાળી લીધી છે?" કૉમિસારે પૂછ્યું.

"પાંચમી ટુકડીનાં લેફ્ટેનન્ટ વાસીલ્યેવે."

"અને પાંચમી ટુકડીને કોણ સંભાળી રહ્યું છે?"

"સાર્જન્ટ."

કૉમિસાર એક મિનિટ માટે વિચારમાં પડી ગયા.

"તમને બહુ ઠંડી લાગે છે?" તેમણે મદદનીશને પૂછ્યું.

"સાચું પૂછો તો હા."

"થોડો વોદ્કા પી લો."

કૉમિસારે કળશમાંથી અડધો પ્યાલો વોદકા રેડ્યો. અને લેફ્ટેનન્ટ માત્ર પોતાના ગ્રેટકોટને ખુલ્લો કરવા એક મિનિટ માટે રોકાતાં એક જ ઘૂંટમાં તે પી ગયા.

"અને હવે તમે પાછા જાઓ," કૉમિસારે કહ્યું. "કારણ કે મને ચિંતા થાય છે. ત્યાં શું બની રહ્યું છે તે જોવા તમારે ત્યાં જ જવું પડશે. દ્વીપકલ્પ ઉપર તમે મારી આંખો છો. હવે તમે નીકળી પડો."

મદદનીશ અમલદાર ઊભા થયા તેમણે પોતાનાં ગ્રેટકોટનાં બટણ એવાં માણસની જેમ ધીમે રહીને બંધ કર્યા કે જે આવી હૂંફમાં માત્ર એક



મિનિટ વધારે રોકાવા ઇચ્છતો હોય. પણ જેવાં તમણે બટણ બંધ કર્યાં કે તરત જ જતા રહ્યા. બારણાંના ચોકઠા ઉપર પોતાનું માથું અથડાતું બચાવવા માટે તે નીચા નમતાં અંધકારમાં અદૃશ્ય થઈ ગયા. તેમની પાછળ બારણું ધડ દઈને બંધ થયું.

"સારો છોકરો છે," કૉમિસારે પોતાની નજરો તેની પાછળ નાંખતાં કહ્યું. "આવા પ્રકારનાં લોકો પર હું વિશ્વાસ રાખું છું. હું માનું છું તેઓ જરૂર સફળ થશે અને તેઓ માને છે કે મને કોઈ ગોળી વીંધી નહીં શકે, અને તે મુખ્ય વાત છે. કેમ ખરું ને કોલોનેલ?"

અમલદારોના વડાએ દીમેથી મેજ ઉપર ટકોરો માર્યો. પોતે પ્રાકૃતિક હિમ્મતના માણસ હોઈને તેઓ પોતાના વિષે કે પછી બીજા લોકોની બહાદુરી વિષેનાં સિદ્ધાંતશાસ્ત્રોમાં પક્ષપાત ન કરવાનું પસંદ કરતા હતા. પણ અત્યારે તેમણે અનુભવ્યું કે કૉમિસાર સાચા હતા.

"હા," તેમણે કહ્યું.

ભઠ્ઠીમાં લાકડાનો કડકડાટ થયો. કામિસાર મેજ ઉપર પડેલાં ક્ષેત્રનાં નકશા ઉપર પોતાનાં હાથ પહોળા ફેલાવીને સૂઈ ગયા જાણે તેઓ તેની ઉપર દર્શાવવામાં આવેલી બધી જ જગ્યાને પાછી લેવા ઇચ્છતા હોય.

સવારે કૉમિસાર પોતે જાતે દ્વીપકલ્પ તરફ ગયા. તે એવો દિવસ હતો કે તેમણે ત્યારબાદ તેને યાદ કરવાની ?ચ્છા નહોતી કરી. રાત પહેલાં જ જર્મનોએ ગુપ્ત ઉતરાણ કયું હતું અને તેમના ઓચિંતા હિંસક હુમલાએ છેલ્લામાં છેલ્લા માણસ સહિત આખી ને આખી પાંચમી ટુકડીને તદ્દન ખલાસ કરી નાખી હતી.

તે આખો દિવસ લશ્કરી વિભાગના કૉમિસાર તરીકે તેમણે કદી ન કરવું જોઈએ તેમ કર્યું હતું. સવારમાં જ તેમણે મળ્યાં એટલા લોકોને એકઠાં કર્યાં અને તેમને હુમલામાં ત્રણ વખત દોરી ગયા.

પહેલાં હિમથી સખત બનેલી ગૂંજતી રેતી દારૂગોળાનાં છિદ્રોથી ખાડા પડેલી અને લોહીથી ખરડાયેલી થઈ ગઈ આખું દુશ્મન દળ કાં તો માર્યું ગયું હતું કે પછી કેદ કરી લેવામાં આવ્યું હતું. જેઓએ પોતાના કિનારા તરફ પાછા જવા તરવાનો પ્રયત્ન કર્યો હતો તેઓ શિયાળાના બરફ જેવા ઠંડા પાણીમાં ડૂબી ગયા હતા.

ઘેરા લોહીનાં ધબ્બાવાળી બેયોનેટવાળી બંદૂકને છોડીને, જેની હવે તેમને જરૂર નહોતી રહી, કૉમિસાર દિવપકલ્પ માટે ચાલવા લાગ્યા. માત્ર મૃતકો જ તેમને કહી શકતા હતા કે અહીં રાત પહેલાં શું બની ગયું હતું.

પણ મૃતલોકો પણ બોલી શકે છે. જર્મન શબોની વચ્ચે લાલ સેનાના મૃત માણસો પણ પડ્યા હતા. તેમનામાંના કેટલાંક હજી પણ પોતાની ભરેલી રાયફલો હાથમાં પકડેલાં, બેયોનેટ દવારા વીંધાઈને ખાડામાં જ મરી ગયા હતા. બીજાંઓ, જેઓ તેમના સ્થાન ઉપર નહોતાં ઊભાં તેઓ ખુલ્લા મેદાનમાં, શિયાળાનાં હિમાચ્છાદિત વિસ્તીર્ણ મેદાનમાં પડ્યાં હતાં; તેઓ દોડતા હતા અને આ જગ્યાએ ગોળી દવારા વીંધાયા હતા. કૉમિસાર મૃતકોની સ્થિતિ અને તેમના સ્થિર ચહેરાઓને ધ્યાનપૂર્વક જોતાં ધીમે ધીમે શાંત રણભૂમિ પર ચાલી રહ્યા હતા; તેઓ જીવનની આખરી ક્ષણોમાં દરેક માણસ કેવી રીતે વર્ત્યો હતો તે સમજવાનો પ્રયત્ન કરતા હતા. મૃત્યુએ પણ તેમને કાયરતાની સાથે સમાધાન ન કરાવ્યું. તેમ સંભવી શકતું હતું કે તેઓ બહાદુરોને કાયરોથી ભિન્નપણે દફનાવે. બિલકુલ જીવનમાં જ હોય તેમ મૃત્યુ પછી પણ તેમની વચ્ચે એક સરહદ સીમા રહેવા દો.

તેઓ પોતાના મદદનીશ અમલદારને પણ શોધી રહ્યા હતા. તેમનો મદદનીશ અમલદાર ભાગી જઈ શકતો નહોતો અને ન તો તેને કેદી બનાવી લઈ જઈ શકાયો હતો તેથી તે ચોક્કસ અહીં મરેલાંઓની વચ્ચે જ હોવો જોઈએ.

છેવટે ખાડાઓથી ઘણે દૂર જ્યાં માણસો લડ્યા હતા અને માર્યા ગયા હતા ત્યાં કમિસ્સારને તે મળ્યો. મદદનીશ અમલદાર ચત્તાપાટ ફેલાયેલો પડ્યો હતો. તેનો એક હાથ વિચિત્ર રીતે તેની પીઠ નીચે વળેલો હતો અને બીજા હાથે મૃત્યુની પકડમાં પિસ્તોલ પકડેલી હતી. તેના કોટની આગળની બાજુએ સૂકાયેલું લોહી હતું.

કૉમિસાર થોડીવાર માટે તેની પાસે ઊભા ઊભા રહ્યા. પછી તેમણે એક અમલદારને બોલાવ્યો અને તેને કોટ ખોલીને ઘાવ તપાસવા માટે આદેશ આપ્યો.

તેઓ પોતે તે જોઈ શકતા હતા પણ તેમનો જમણો હાથ એક હુમલા દરમ્યાન કેટલાંક દારૂગોળા વડે વીંધાઈ ગયો હતો અને અસહાયપણે એક તરફ લટકતો હતો. તેઓએ ખભા તરફ કપાયેલી બાંયવાળા તેના કોટ તરફ અને લોહીવાળી ઉતાવળે કરવામાં આવેલી પાટાપીંડી તરફ ગુસ્સામાં તાક્યું. તેમને ઘાવ અને પીડા તરફ એટલે બધો હું ગુસ્સો નહોતો જેટલો એ હકીકત ઉપર હતો કે તે ઘવાયો હતો. તે, કે જેને આખો લશ્કરી વિભાગ અભેદ્ય માનતો હતો! આ ઘાવ તદ્દન ખોટા સમયે આવ્યો હતો.



જેટલી જલ્દી સંભવ હોય તેટલી જલદી તે ઘાવ રૂઝાઈ જવો અને ભૂલાઈ જવો જોઈતો હતો.

અમલદાર મદદનીશ ઉપર ઝૂક્યો અને તેના કોટ અને બાંડિયાનાં બટણ ખોલ્યાં.

"બેયોનેટ," ઉપર જોતાં તેણે કહ્યું પછી ફરીથી મદદનીશ અમલદાર ઉપર ઝૂક્યો અને આખી મિનિટ સુધી તેના નિશ્ચલ શરીર સાથે કાન માંડી રાખ્યા.

જ્યારે તે ઊભો થયો ત્યારે તેના ચહેરા ઉપર આશ્ચર્ય હતું.

"તે હજી પણ શ્વાસ લઈ રહ્યો છે," તેણે કહ્યું.

"શ્વાસ લઈ રહ્યો છે?"

કૉમિસારના ચહેરાએ કોઈ ઉત્તેજનાના ભાવ ઉઘાડા ન પાડ્યાં.

"બે માણસો અહીં આવો!" તેમણે કડક રીતે આદેશ આપ્યો. "તેને ઉપાડો અને સીધો ઉપચાર મથક તરફ લઈ જાઓ. તે કદાચ હજી જીવ જીવશે."

તેઓ પાછળ ફર્યા અને મેદાનની પેલે પાર ફલાંગો ભરતાં જતા રહ્યા.

તે જીવતો રહેશે કે નહીં? આ પ્રશ્ન બીજાંઓ સાથે ભળી ગયો. કેવી રીતે તે લડાઈમાં વર્ત્યો હશે? શા માટે તે બીજાં બધાંથી એકદમ પાછળ હતો? અને આ બધાં પ્રશ્નો એક જ વાત સાથે ઉમેરાયાં હતાં. જો બધું જ સારું હતું, જો તે બહાદુરીપૂર્વક લડ્યો હતો તો તે જીવતો રહેશે, ચોક્કસપણે જીવતો રહેશે.

એક મહિના પછી જ્યારે મદદનીશ અમલદાર વધારે ફિક્કો અને દૂબળો પાતળો પણ હજી પહેલાં હતો તેવો જ સોનેરી વાળ અને નીલી આંખોવાળો છોકરો હોસ્પિટલમાંથી વિભાગી આદેશ મથકે પાછો ફર્યો ત્યારે કૉમિસારે કોઈ સવાલો ન પૂછ્યા અને માત્ર પોતાનો સલામત ડાબો હાથ હસ્તધૂનન માટે આગળ ધર્યો.

"તમે જાણો છો, હું કદી પાંચમી ટુકડી સુધી પહોંચી શક્યો નહોતો," મદદનીશ અમલદારે કહ્યું: "હું હજી ચાર રસ્તા ઉપર જ પહોંચ્યો હતો અને હજી બીજાં સોએક ડગલાં જવાનું બાકી હતું ત્યારે..."

"હું જાણું છું," કૉમિસારે તેની વાત વચ્ચેથી જ કાપી નાખી. "હું એ બધાં વિષે જાણું છું, સમજાવાની તમારે જરૂર નથી. હું જાણું છું તું સારો છોકરો છે અને મને ખુશી છે કે તમે સંકટમાંથી પાર ઊતરી ગયા છો."

તેમણે આ છોકરા તરફ અદેખાઈથી જોયું જે જીવલેણ ઘાવના એક

મહિના પછી ફરીથી તાકાતવાન અને લાયક થઈ ગયો હતો, ત્યારબાદ તે તેમણે પોતાના પાટાવાળા હાથ તરફ જોયું અને ખેદપૂર્વક કહ્યું: “કોલોનેલ અને હું, અમે જેવા હતા તેવા નથી રહ્યા. મને આ ઘાવને એક મહિનો થઈ ગયો અને તેમ છતાં હજી રૂઝાયો નથી. તેમના ઘાવને તો બે મહિનાથી પણ વધારે થઈ ગયા. તો આવી રીતે અમે લશ્કરી વિભાગને ચલાવીએ છીએ—બે હાથે. તેમનો જમણો અને મારો ડાબો...”

૧૯૪૨



# મિખાઈલ શોલોખોવ

## મિખાઈલ શોલોખોવ
(૧૯૦૫-૧૯૮૪)

રાજ્ય, લેનિન અને નોબલ પારિતોષિકોના વિજેતા સોવિયેત સંઘની વિજ્ઞાન અકાદમીના સભ્ય મિખાઈલ શોલોખોવ તેમની નવલકથાઓ 'કવાયટ ફ્લોસ ધી ડોન', (૧૯૨૮-૧૯૪૦) અને 'વર્જીન સોઈલ અપટર્નડ' (૧૯૩૨-૧૯૬૦) માટે વિશ્વભરમાં પ્રખ્યાત છે.

"એમ કહેવાય છે કે શોલોખોવ સૌથી મોટા આધુનિક લેખકોમાંથી એક છે જે ઘણું ઓછું કહે છે," સોવિયેત લેખક અનાતોલી ઈવાનોવ લખે છે. "શોલોખોવ પ્રતિભાવાન વ્યક્તિ હતી, એવાં લોકોમાંથી એક હતા જેમના જીવન અને કાર્યએ આપણી સંસ્કૃતિના નૈતિક સિદ્ધાંતોને આકાર આપ્યો."

વિખ્યાત લેખક અલેક્ઝાન્દર સેરાફીમોવીચે પ્રસ્તાવનામાં કહ્યું હતું: "શોલોખોવની વાર્તાઓએ મને વિસ્તીર્ણ મેદાનમાં ઊગતાં તેજસ્વી જંગલી ફૂલોનો વિચાર કરતો કરી દીધો છે. તેમની ભાષા એ રંગોથી ભરેલી ભાષા છે જેમાં કઝ્ઝાક લોકો બોલે છે. સંક્ષિપ્ત વૃત્તાંતકથા જુસ્સા, રહસ્ય અને સચ્ચાઈથી ભરપૂર છે. પ્રમાણબદ્ધતાની તેમની સૂઝસમજ સંપૂર્ણ અસરને હજી વધારે ભેદક બનાવે છે. તેઓ શેના વિષે આપણને કહે છે તેનું મહત્ત્વ ઘણું મોટું છે. તેમની દૂરદૃષ્ટિમાં તીવ્રતા અને આકલનનું પ્રભુત્વ છે. અને તેઓ જાણે છે ઘણી બધી ખૂબીઓમાંથી સૌથી વધુ લાક્ષણિક ખૂબી કેવી રીતે પસંદ કરવી."

'કવાયટ ફ્લોસ ધી ડોન'નાં પ્રકાશિત થયાના બે વર્ષ પછી શોલોખોવનું નામ દરેક વ્યક્તિને માટે જાણીતું બની ગયું. તેમણે પોતાની 'ડોન વાર્તાઓમાં' શરૂ કરેલાં વિષયને આ નવલકથામાં આગળ ચાલુ રાખ્યો: ઝારવાદી રશિયામાં સાપેક્ષપણે શ્રીમંત અને આઝાદ જાતિ ડોન કઝ્ઝાકના જીવનની રીતભાત, અને એક બિરાદરીના રહેવાની ઢબના નવઘડતર અને વિશ્વ દૃષ્ટિબિંદુ કે જે મહાન ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી શરૂ થયાં હતાં. દરેક સાચા મહાન કલાકારની જેમ શોલોખોવ જ્યારે વર્ગસંઘર્ષ મરણિયા પ્રયાસે લડાઈ રહ્યો હતો અને ઘણીવાર લડાઈનો અખાડો એક ઘર, મોટું કુટુંબ બની જાતો ત્યારે પેલાં નાટકીય બનાવોનાં પોતાનાં વર્ણનમાં નિર્દયપણે સાચું બોલનાર છે."

# વાંકો રસ્તો

એમ લાગતું હતું કે માત્ર થોડા સમય પહેલાં જ ન્યૂરા અનાડી, અલ્લડ છોકરી હતી. તે બધી જ દિશાઓમાં પોતાનાં લાંબા હાથ ઝૂલાવતી ચાલતી હતી. અપરિચિત માણસને જોતાં તે પાછી હટી જતી અને પોતાના રૂમાલની અંદરથી શરમાળપણે અને જંગલીપણે તાકતી. પણ હમણાં જ વાસ્કાને મળેલી છોકરી પાતળી કાયા અને ભરાવદાર છાતીવાળી છોકરી હતી. તેણે પસાર થતાં માત્ર આછાં સ્મિતની સાથે સીધું તેની આંખોમાં જોયું. આ નજરથી તેણે એવું અનુભવ્યું જાણે કોઈ હૂંફાળી વસંતની પવનની લહેર તેની ઉપર હળવેથી ઘસડાઈ આવી હોય.

પળવાર માટે તેણે પોતાની આંખો મીંચી લીધી. પછી પાછળ જોયું અને જ્યાં સુધી પટ્ટો જતો હતો ત્યાં સુધી તેને નિહાળતો રહ્યો. જ્યારે તેણે ઘોડાને નીચે પાણી પીવડાવવા માટેની જગ્યાએ લઈ જઈને લગામને દૂર કરી લીધી ત્યારે પણ તે અણધાર્યાં ભેટાની યાદ પર હજી હસતો હતો. કોઈક કારણસર તેની આંખો સામે ભભકદાર રંગે રંગેલી કાવડ ઉપર સૌમ્યપણે અને દૃઢતાપૂર્વક ટેકવેલાં ન્યૂર્કાના હાથોનું ચિત્ર રમતું હતું. જ્યારે તે ચાલતી હતી ત્યારે લીલી ડોલો સ્થિરતાપૂર્વક ઝૂલતી હતી. ત્યારબાદ તે તેને મળવાના રસ્તે ઊપડી ગયો અને હેતુપૂર્વક દૂર દૂર સાંકડા રસ્તાની નજીકની નદી તરફ ઘોડો હાંકી ગયો. જ્યાં ન્યૂર્કાનું ઘર હતું. જ્યારે તેણે તેને વાડ પાસે કે બારીમાં જોઈ ત્યારે તેણે પોતાના દિલમાં આનંદદાયક હૂંફ અનુભવી અને પોતાના ઘોડાને રોક્યો.

બીજા શુક્રવારે તે વિસ્તીર્ણ મેદાનમાં ઘાસની ગંજીઓ જોવા ઘોડો હંકારી ગયો. વરસાદ પછી તેઓ વરાળ કાઢી રહ્યાં હતાં અને કોહવાટની મીઠી સુગંધ છોડી રહ્યાં હતાં. આવ્દેઈની ગંજી પાસે ન્યૂરા નજરે પડી.

તે પોતાના સ્કર્ટની કોર પકડીને છડી ઝુલાવતી ચાલતી હતી. તે ઘોડો તેની નજીક હંકારી ગયો.

"કેમ છે, સુંદરી!"

"સારું. કેમ છે તું, જો તું મજાક ન કરતો હો તો?" અને તે હસી.

વાસ્કા ઘોડા ઉપરથી ઊતર્યો અને ઘોડાની લગામ છોડી દીધી.

"ન્યૂરા, તું શું શોધી રહી છે?"

"વાછરડું આડે રસ્તે જતું રહ્યું છે... તેં ક્યાંય તેને જોયું?

"થોડીવાર પહેલાં જ ધણ પસાર થઈ ગયું. મેં તારું વાછરડું ત્યાં જોયું નહોતું!"

તેણે પોતાની તમાકુની થેલી બહાર કાઢી અને જાતે સિગારેટ બનાવી. જ્યારે તે છાપાની પટ્ટી ચાટતો હતો ત્યારે તેણે પૂછ્યું:

"છોકરી, તું આટલી મોટી ક્યારે થઈ ગઈ? એમ લાગતું જ નથી કે લાંબા વખતથી તું રેતમાં રમી રહી હતી. પણ અત્યારે તારી તરફ જુઓ તો!.."

સ્મિતમાં ન્યૂરાની આંખો અડધી મીંચાઈ ગઈ.

"આપણાં બધાંની સાથે એમ બને છે, વાસીલી તિમોફેયેવિચ. થોડા વખત પહેલાં જ તું ઉઘાડા શરીરે કાગડાઓની પાછળ દોડતો હતો પણ અત્યારે હું ધારું છું કે તમારું માથું ઘરનાં સાકટાને અડતું હશે!..

"શા માટે તું લગ્ન નથી કરી લેતી?" વાસ્કાએ દીવાસળી ઘસી અને તમાકુનો તીવ્ર ધુમાડો હવામાં છોડયો.

ન્યૂરાએ નિસાસો નાખ્યો અને બનાવટી નિરાશામાં હાથ પહોળા કર્યા.

"કોઈએ મને પૂછ્યું જ નથી!"

"મેં નહોતું પૂછ્યું?" વાસ્કાએ હસવાનો પ્રયત્ન કર્યો પણ તે વાંકુ ગયું. અચાનક તેને યાદ આવ્યું કે તે અરીસામાં કેવો દેખાતો હતો: શીતળાનાં ચાઢાવાળાં ગાલ, તેનાં કપાળ ઉપર નીચે લટકતો બળવાખોર વાંકડિયા વાળનો ગુચ્છો.

"તું થોડો શીતળાના ચાઢાવાળો છે, નહીં તો તું ચાલત."

"માત્ર મારા ચહેરા કરતાં મારામાં બીજું ઘણું બધું છે," ક્રોધે ભરાતાં વાસ્કા એકદમ ભડકી ઊઠયો.

ન્યૂરા ધીમું હસી અને પોતાની છડીનો સટાકો માર્યો:



"તે ઘણું સાચું છે... ઠીક તો, જો તું મારા સપનાં જુએ છે તો શા માટે લગ્ન ગોઠવી આપનારાઓને નથી મોકલતો?"

તે પાછી વળી અને સ્તનીત્સા* તરફ ચાલી ગઈ. પણ વાસ્કા ઘાસની ગંજીની નજીક પોતાની હથેળીઓમાં ફીકા ખુશબોદાર લવેંજ પાંદડાને ઘસતાં અને વિચારતાં લાંબા વખત સુધી ત્યાં બેસી રહ્યો: "સાલી, મારી હાંસી તો નથી ઉડાવતી કે શું?"

નદી તરફથી ઠંડી હવાની લહેર ઘસડાઈ આવી.

કપાયેલાં ગોચરનાં ઘાસ ઉપર ધુમ્મસ છવાઈ ગયું. તે કાંટાળા ખૂંપરાને પોતાની ફૂલેલી ભૂખરી આંગળીઓ વડે જકડતું હતું અને સ્ત્રીની જેમ વરાળ નીકળતી ઘાસની ગંજીઓને પોતાનામાં લપેટી રહ્યું હતું. ત્રણ પોપ્લારનાં વૃક્ષોની પાછળ જ્યાં સૂરજ રાત માટે અદૃશ્ય થઈ હતો ત્યાં આસમાન જંગલી ગુલાબનાં છોડની જેમ પાંગરેલું હતું. અને સીધા ઢોળાવવાળાં, ઉપર ઊઠતા વાદળાં કરમાયેલી પાંખડીઓની જેમ ચમકતાં હતાં.

* * *

વાસ્કાના આખા કુટુંબમાં તેની મા અને બહેન હતાં. સ્તનીત્સાની હદ ઉપરના તેના નાનકડા ઘરે પૃથ્વીમાં મજબૂત અને ગૌરવભર્યો આધાર લીધો હતો. પણ પ્રાણીઓમાં તેમની પાસે વધારે કશું નહોતું. માત્ર ઘોડો અને ગાય જ હતાં. બસ વાસ્કાના પિતા ગરીબ હતા.

તેથી રવિવારે તેની માએ ફૂલોવાળી શૉલ માથે લપેટતાં તેને કહ્યું:

"દીકરા, મને તેની સામે કોઈ વાંધો નથી. ન્યૂરા મહેનતુ છોકરી છે અને મૂરખ પણ નથી. પણ આપણી પાસે પૈસાટકાં નથી. તેના પિતા તેને તારી સાથે પરણવા નહીં દે... તું જાણે છે ઓસિપ કેવો હઠાગ્રહી માણસ છે?"

પોતાનાં બૂટ પહેરી રહેનાર વાસ્કાએ કોઈ પ્રત્યુત્તર ન વાળ્યો. માત્ર તેના ગાલ ખૂબ લાલ થઈ ગયા. જે કાંતો પરિશ્રમને કારણે લાલ થયા હતા (બૂટ કંઈક વધારે પડતાં કસાયેલાં હતાં) કે પછી કોઈક બીજું કારણ હતું.

તેની માએ શૉલના છેડા વડે પોતાના સૂકા નિસ્તેજ હોઠ લૂછ્યા અને કહ્યું:

---

* યુક્રાઈનિયન ગામ.—અનુ.

"હું ઓસિપને મળવા જઈશ પણ જો તે મને દરવાજો દેખાડશે તો તે અત્યંત અપમાનજનક થશે. સ્તનીત્સામાં લોકો આપણી ઉપર હસશે..." તે પળવાર રોકાઈ અને વાસ્કા તરફ જોવા વિના ગુસપુસ અવાજે બોલી: "ઠીક છે, હું જઈશ."

"જા મા," તેણે કહ્યું અને કમનનાં હાસ્ય સાથે ઊભો થયો.

* * *

પોતાના ભીના કપાળને લૂછતાં તેણે કહ્યું:

"ઓસિપ મક્સીમોવિચ, તમારી પાસે વેચવા માટે માલ છે અને અમારી પાસે ગ્રાહક... તેથી કરીને હું તેમને મળવા માટે આવી છું... તમારો શો વિચાર છે તે વિષે?"

ઓસિપ પોતાની દાઢીને પંપોળતાં બાંકડા ઉપર બેઠા હતા. તેમણે બાંકડા ઉપરથી થોડાંક ધૂળનાં કણો ઝાડયાં અને કહ્યું:

"હા, તો તું સમજે છે, વાત જાણે આમ છે, તિમોફેયેવ્ના કે... કદાચ મને વાંધો ન હોત... વાસીલી એવો છોકરો છે જે અમારા ખેતર ઉપર ખૂબ સારી રીતે કામમાં આવે એમ છે. પણ હજી અમે અમારી દીકરીને પરણાવવાનો વિચાર નથી કરતાં—આ તો બહુ વહેલું છે... ઘણાં બધાં બાળકો સાથે તે શું ઇચ્છશે!.."

"તો પછી આપને હેરાન કરવા બદલ મને ક્ષમા કરશો, મને ખાતરી છે!"

વાસ્કાની માએ પોતાના હોઠ ભીડયા, જે પેટી ઉપર બેઠી હતી ત્યાંથી ઊભી થઈ અને નમન કર્યું.

"અરે ના, એમાં કંઈ હેરાનગતિ નથી... તું એટલી ઉતાવળમાં તો તિમોફેયેવ્ના! અમારી સાથે થોડી વાર નહીં બેસે?"

"ના, મારે પાછાં જવું જોઈએ... આવજો, ઓસિપ મક્સીમોવીચ!"

"આવજે. નથી હાશ છૂટકારો મળ્યો!" અતિથિની પાછળ બારણું બંધ થયાનો ધડ દઈને અવાજ થતાં ઊઠવાનો જરાપણ પ્રયત્ન કર્યા વિના ઓસિપ ગર્જ્યો.

આંગણામાંથી ન્યૂરાની મા અંદર આવી. તાવડી ઉપર સૂરજમુખીનાં થોડાંક બીજ વેરતાં તેણે પૂછયું: "તિમોફેયેવ્ના શા માટે આવી હતી?"

ઓસીપ ચીડાઈ ઊઠયો અને જમીન ઉપર થૂંક્યો.



"તે પોતાના પેલા ચાઠાંવાળા ચહેરાવાળા છોકરા માટે કન્યાનો હાથ માંગવા આવી હતી. કેવી હિમ્મત, અંહ? દેવળના છછુંદર જેવી ગરીબ પણ દોડે છે સારી વસ્તુઓની પાછળ! પોતાના ગજા પ્રમાણે યોજનાઓ ઘડ! કુટુંબમાં સુંદર છોકરી જોઈએ છે, અંહ!" અને હવામાં પોતાના હાથ વીંઝતા ઉમેર્યું, "કેવો ઉપહાસ."

* * *

પાકને કાપણી કરીને એકઠો કરવામાં આવ્યો હતો. વણકૂટાયેલ રાઈનું ગંજીઓમાં ખડકાયેલ, સુરખીદાર અને અસ્તવ્યસ્ત થયેલ ખળું વોટલ વનસ્પતિની વાડની પાછળથી આશાપૂર્વક મીટ માંડી રહ્યું હતું. આ ગંજીઓ તેમનાં માલિકોની, તેમને કૂટવાનું શરૂ કરવાની, મશીનો ઉપર માણસોની મોટી મોટી ભારે અવાજોવાળી રાડોની રાહ જોઈ રહી હતી: "ચાલો, ચાલો! ઉપર ફેંકો! ઉપર ફેંકો ત્યાં!"

વરસાદ અને અંધકારની સાથેની પાનખર ઋતુ સળવળી.

સવારે વિસ્તીર્ણ મેદાન ખસ થયેલ ઘોડાની જેમ ઠેક ઠેકાણે ધુમ્મસના ધબ્બાવાળું હતું. અત્યંત કંગાલ અને નિસહાય દેખાતો સૂરજ વાદળાંઓની પાછળથી આતુરતાપૂર્વક ડોકાયો. હજી સુધી ગરમીથી શેકાઈ ન ગયેલા માત્ર જંગલોનાં વસંતઋતુ જેટલાં જ લીલાછમ અને લવચીક પાંદડાઓએ તૃપ્તિપૂર્વક ખડખડાટ કર્યો.

એક એક દિવસે વરસાદ વધતો જતો હતો અને વરસાદે વાતાવરણને ધુમ્મસ વડે ધૂંધળું બનાવી દીધું હતું. કોઈક કારણસર હંસલાઓ પૂર્વથી પશ્ચિમ તરફ ઊડી રહ્યાં હતાં અને ફીકી કોહવાતી ગંજીઓ માંદા માણસો જેવી લાગતી હતી.

વણખેડયાં ખેતરો નજીક આવી રહેલી પાનખરના ખોળામાં આરામથી ફેલાયેલાં હતાં. બીડો ઉત્તરઘાસ વડે ચળકી ઊઠયાં હતાં. પણ તેમનો ચળકાટ ક્ષયરોગીનાં લાલચોળ થઈ ગયેલાં ગાલની જેમ ભ્રામક હતો.

માત્ર વાસ્કા દરરોજ ન્યૂરાને કાં તો નદી પાસે કે પછી સાંજે જુવાન લોકોનાં મેળાવડામાં જોયાનાં આનંદમાં રાચતો બરછટ કાંટાળા છોડની જેમ ખીલી ઊઠેલો હતો. તેના માટે ગાંડા થયેલ વાસ્કાનું વજન ઘટી રહ્યું હતું જે કામ માટે જરા પણ સારી વાત નહોતી...

અને પછી એક હળવા ધુમ્મસવાળી બપોરે બેઘર કુરકુરિયાની જેમ

ધીમે ધીમે રડવાનો અવાજ કરતું અને કરગરતું પેલું એકોર્ડિયન અચાનક દંભી ટેકમાં ચિત્કાર કરી ઊઠયું અને હાસ્ય વડે રૂંધાઈ ગયું.

સ્તનીત્સાના યુવા સામ્યવાદીઓના સંગઠનનો સચિવ ગ્રીશકા વાસ્કાના આંગણામાં દોડી આવ્યો. વાસ્કા નજરે પડતાં તેણે પોતાના હાથ હલાવ્યા અને દાંત ફાડીને હસ્યો:

"શા માટે તું દાંત કાઢી હસી રહ્યો છે, કોઈ છુપાયેલો ખજાનો મળી ગયો?" વાસ્કાએ કટાક્ષપૂર્વક પૂછ્યું.

"ગાંડો ન થા! ખજાનો!" તેણે રાહતનો દમ લીધો. અને એકદમ બોલી પડયો. "લશ્કરમાં જોડાવા હાકલ કરવાનું આ આપણું વર્ષ છે... ત્રણ દિવસમાં જ આપણે લશ્કરમાં જઈશું!"

વાસ્કા સ્તબ્ધ રહી ગયો. તેનો સૌથી પહેલો વિચાર હતો: "ન્યૂરાનું શું થશે?"

તેણે પોતાનું કપાળ ઘસ્યું અને નિરુત્સાહપૂર્વક પૂછ્યું:

"શેના માટે તું આટલો ખુશ થઈ રહ્યો છે?"

ગ્રીશકાની ભમ્મરો એકદમ ઊંચે ચઢી ગઈ.

"બેશક, હું ખુશ છું! ઓ મૂર્ખ, આપણે લશ્કરમાં જોડાઈશું અને દુનિયા જોઈશું. ઘોડાની લાદ સિવાય અહીં આજુબાજુ જોવાનું શું છે? દોસ્ત, લશ્કરમાં તમને તાલીમ મળશે..."

વાસ્કા એકદમ ઊભે પગે પાછળ ફર્યો અને પાછું વળીને જોયા વિના નતમસ્તક ચાલવા લાગ્યો...

* * *

તે રાત્રે વાસ્કા ન્યૂરાના બગીચામાં જતી વાડની બખોલ નજીક તેની રાહ જોઈ રહ્યો હતો. તે પોતાની ફરતે પિતાનો ઘરે કાંતેલો મોટો કોટ વીંટાળીને બહુ મોડી આવી પહોંચી. તે ભેજવાળી હવાવાળી રાતમાં થરથર કાંપતી હતી.

વાસ્કાએ તેની આંખોમાં જોયું પણ કંઈ વિશેષ દેખાયું નહીં. ત્યાં ઘેરાં, ખાલી ખાડાઓમાં માત્ર બે કાળી કીકીઓ જ હતી. આંખો તો હોય તેમ લાગતું જ નહોતું.

"ન્યૂરા, મારે લશ્કરમાં જવું જ પડશે."

"એમ મેં સાંભળ્યું છે."



"તો પછી તને શું લાગે છે? તું મારી રાહ જોશે કે પછી બીજા કોઈકની સાથે પરણી જશે?"

ન્યૂરાએ મૃદુ સ્મિત આપ્યું. તેનો અવાજ અને હાસ્ય કોઈ અપરિચિતનાં હોય તેવાં લાગતાં હતાં.

"મેં તને પહેલાં કહ્યું હતું કે હું માબાપની પરવા નથી કરવાની. મેં કહ્યું હતું હું તારી સાથે લગ્ન કરીશ અને મેં તેમ કર્યું પણ હોત... પણ હવે હું નહીં કરું! બે વર્ષની રાહ જોવી—કોઈ મજાકની વાત નથી! જ્યારે તું લશ્કરી સેવામાં દૂર જઈ રહ્યો છે ત્યારે કદાચ તને ત્યાં કોઈ શહેરી છોકરી મળી જાય અને તો પછી હું તો એક અભરાઈ પર રહી જઈશ. આજકાલની છોકરીઓ એટલી મૂરખ નથી! બીજા કોઈકને પૂછ. કદાચ તને કોઈક એવી મળી જશે જે તારી રાહ જોશે."

વાસ્કાએ અચકાતાં અચકાતાં, માથું ધુણાવતાં પોતાનાથી બનતી બધી જ દલીલો કરી. તેણે આજીજી કરી, વચન આપ્યું, સર્વશક્તિમાન ઈશ્વરનાં સોગન ખાધાં પણ ન્યૂરા એકની બે ન થઈ. તેણે હાથમાંની સુખી ડાળી તોડી અને પાછી ઊછાળી—જેનો અર્થ કઠોર શબ્દોમાં હતો: "ના! ના! ના!"

અંતમાં પોતાનો મિજાજ ગુમાવતાં વાસ્કાએ જોરથી પગ પછાડયો, અને કહ્યું:

"ભલે સારું, તું સાલે! જો હું તને મેળવી નથી શકતો તો બીજું કોઈ પણ તને મેળવી નહીં શકે! અને જો તું બીજા કોઈને પરણશે તો હું તને દુ:ખી દુ:ખી કરી મૂકીશ!"

"તું પોતે દુ:ખી થશે!" ન્યૂરાએ જાહેર કર્યું.

"કોઈ પણ રીતે હું તને મેળવીને જ ઝંપીશ!"

વાસ્કા આવજો પણ કહ્યા વિના વાડ ઉપરથી કૂદી ગયો અને કાદવમાં ખરી પડેલાં પીળાં પાંદડાંઓને પગ નીચે કચડતો બગીચામાંથી દૂર જતો રહ્યો.

* * *

બીજા દિવસે સવારે તેને પોતાના ઘેટાંની ખાલના કોટના ખિસ્સામાં પાઉંરોટીનો મોટો કકડો ઠૂંસ્યો અને ચૂપચાપ માની નજરે ન પડે તેવી રીતે નાના કોથળામાં થોડો લોટ ભર્યો અને જંગલની દેખરેખ કરનારની ઝૂંપડી તરફ જતો રહ્યો.

નિદ્રારહિત રાત પછી તેનું માથું ભારે થઈ ગયું હતું. તેની સૂજેલી આંખોમાંથી પાણી નીકળી રહ્યું હતું અને તેનું આખું શરીર ખૂબ કળતરા મારતું હતું. ખાબોચિયાંઓ ફરતે સાવધાનીપૂર્વક ડગલાં માંડતો ને દ્વારમંડપ સુધી પહોંચ્યો. જંગલનો વૉર્ડન કૂવામાંથી પાણી કાઢી રહ્યો હતો.

"કંઈક જોઈએ છે, વાસીલી?"

"હા, સેમ્યોન મિખાઈલોવિચ... હું લશ્કરમાં જોડાઉં તે પહેલાં થોડોક શિકાર રમવા ઈચ્છું છું."

ભરેલી ડોલના ભારને કારણે એક તરફ ઝૂકેલ વૉર્ડન નજીક આવ્યો અને વાસ્કાને ઝીણી આંખે જોયો.

"જ્યારે તું રવિવારે શિકાર કરવા નીકળ્યો છો ત્યારે તને તેમાંથી શું મળવાનું હતું?"

"સસલું!"

તેઓ અંદર ગયાં. વૉર્ડને ડોલ બાંકડા ઉપર મૂકી અને આગળના ઓરડામાંથી જૂની પિસ્તોલ લઈ આવ્યો. વાસ્કાએ ખાટા મને જોયું અને કહ્યું:

"મને બંદૂકની જરૂર છે... હે હોલોમાં મેં શિયાળ જોયું હતું."

"હું બંદૂક પણ આપી દેત પણ મારી પાસે કારતૂસ નથી."

"મારી પાસે છે."

"તો પછી લે. પાછા ફરતાં અહીં આવજે અને અમને તારો થેલો બતાવજે!" વાસ્કા બહાર જતો રહ્યો. વાર્ડને તેની પાછળ પોતાનો પરંપરાગત ટૂચકો કહ્યો: "તારા માટે ન તો ફર છે કે ન તો પીંછા!"

* * *

જંગલમાં સ્તનીત્સાથી લગભગ ચારેક વેર્સ્તા દૂર જ્યાં વસંતઋતુની અતિવૃષ્ટિ દ્વારા કોતરાયેલ કોતર સીધા ઢોળાવવાળા નાળામાં વિસર્જન પામતી હતી ત્યાં, મૂળિયાં ઉખાડી નંખાયેલ ઝાડનાં ઠૂંઠા નીચે લાલ ચીકણી માટીમાં વાસ્કાએ પોતાના માટે ખાડો ખોદ્યો. જે મહામુશ્કેલીથી વરુ સમાય તેટલો મોટો હતો. તે ત્યાં ત્રણ દિવસો રહ્યો હતો.

દિવસના સમય દરમ્યાન કોતરના તળિયેનું જંગલ આનંદદાયક ઠંડકવાળું અને કહોવાતાં ઓક વૃક્ષનાં પાંદડાંઓની તાજગી આપતી તીવ્ર વાસથી ભરેલું હતું. પણ અંધારી રાત્રે, ક્ષય પામતાં ચંદ્રનાં વાંકા વળેલાં



નર્તન કરતાં કિરણો હેઠળ જાણે એમ લાગતું હતું કે આ કોતરનો કોઈ ઓરછોર જ નથી. ઉપરથી ક્યાંકથી પાંદડાંઓનો ખડખડાટ, ડાળીઓનો કડકડાટ અને શાંતિભંગ કરતાં વિચિત્ર અવાજો આવતાં હતાં. એમ લાગતું હતું કે જાણે કોઈક કોતરની કિનારીની સાથે સાથે સરકી રહ્યું હતું અને નીચે જોઈ રહ્યું હતું. મધરાત પછી કેટલીક વખત તે વરુનાં બચ્ચાંઓની કિકિયારીઓ સાંભળતો હતો.

દિવસ દરમ્યાન વાસ્કા કોતર છોડીને ગીચોગીચ કાંટાળી ઝાડીઓ અને પર્ણવિહિન હેમલ ઘટાઓની વચ્ચે, હવે નારંગી રંગનાં પાંદડાંઓથી ચોથા ભાગની ભરેલી બખોલોમાંથી પોતાના પગ નિરુત્સાહપૂર્વક ઘસડતો ભટકતો હતો. હજી પડી ન ગયેલાં પાંદડાંઓનાં પાતળા પડદામાંથી જ્યારે જ્યારે તેની નજરે નદીના ઝાંખા લીલા વિસ્તારનું દૃશ્ય અને તેની પેલે પાર નાનકડું સફેદ ઘર પડતું ત્યારે ત્યારે તે પોતાના દિલની ક્યાંક નજીક અત્યંત દર્દ અનુભવતો. ગીચો ગોચ ઉગેલાં ઝાડીઝાડવાંઓની વચ્ચે સંતાયેલો તે સીધા ઢોળાવવાળા કિનારા ઉપર અંતહિન રીતે પડ્યો રહેતો અને પાણી માટે નદી તરફ જતી સ્ત્રીઓને નિહાળતો રહેતો. બીજા દિવસે તેણે પોતાની માને જોઈ અને તેને બૂમ પાડવાની ઈચ્છા થઈ. પણ બાજુની ગલીમાંથી પોતાનો ચાબખો હલાવતાં અને નદી તરફ તાકતાં ડ્રાયવર સાથેની ગાડી નીકળી આવી.

પહેલી રાત્રે તે પળવાર માટે પણ મટકું માર્યા વિના જાગતો રહ્યો. તે પરોઢ સુધી સૂકા ઘાસની પથારી ઉપર પડ્યો રહ્યો. તેણે અનુભવ્યું કે તે વાંકા રસ્તા ઉપર હતો. એક એવા કે જે તેને અવળે માર્ગે દોરી જવાનો હતો. જે બીજાં ઘણાં બધાંને લઈ ગયો હતો તેમ તેને પણ ખરાબ અંત તરફ લઈ જશે. હવે દરેકે દરેક વ્યક્તિ તેનો દુશ્મન બનશે. ન્યૂરા તેની તરફથી મોં ફેરવી લેશે અને તેની ઉમરનાં બીજાં છોકરાંઓ પણ. જેઓ એકોર્ડીયનની મધુર અવાજવાળી કિકિયારીઓ અને ધીમાં ધીમાં ગીતોની સાથે લશ્કરમાં જોડાવા માટે કૂચ કરી ગયાં હતાં. તેઓ થોડાં જ સમયમાં પોતાની તાલીમ પૂરી કરશે અને જરૂરિયાતના સમયે સોવિયેતોનું રક્ષણ કરવા જશે. પણ તે, વાસ્કા કોનું રક્ષણ કરશે?

ગીચોગીચ ઊગેલાં ઝાડીઝાંખરાની વચ્ચે, જંગલમાં વરુની જેમ જાળમાં ફસાયેલ, આંતરી લેવાયેલ ગાંડાતૂર કૂતરાની જેમ વાસ્કા, ભરવાડનો દીકરો, ગરીબ લોકોની શક્તિનો સાચો જન્મેલો અને ઊછરેલો દીકરો, પોતાનાં જ લોકો દ્વારા બંદૂકનો શિકાર બનશે.

જ્યારે વાસ્કા ઊઠયો ત્યારે પૂર્વમાં ઝાંખો જાંબલી પટ્ટો હજી ભાગ્યે જ દેખાતો હતો. તેણે પોતાની બંદૂક કોતરમાં છોડી દીધી અને સ્થિરતાપૂર્વક પોતાનાં પગલાં ઝડપી કરતો સ્તનીત્સા તરફ આગળ વધ્યો.

"હું જઈશ અને મારી જાતને શરણે ધરીશ... ભલે તેઓ મને પકડી પાડે. તેઓ મને જેલમાં પૂરી દેશે પણ ત્યાં ઓછામાં ઓછો હું એકલો તો નહીં જ હોઉં! ભલે મારાં પોતાનાં લોકો મને સજા કરે!" આ વિચારો તેના મગજમાં હથોડાની જેમ ઠોકાતા હતા. તે નદી તરફ દોડયો અને રોકાઈ ગયો. રેત અને બીજી બાજુ ઉપરની વાડોની પેલે પાર ચીમનીઓ ધુમાડા કાઢી રહી હતી, ચોપગાં પ્રાણીઓ નીચે ઊતરી રહ્યાં હતાં. તેની કરોડ અને એડીઓમાં ભયની ઠંડી ધ્રૂજારી ફરી વળી.

"ઓછામાં ઓછાં ત્રણ વર્ષની સજા તેઓ મને આપશે... ના, હું નહીં જાઉં!"

તે પાછો ઊછળ્યો અને જંગલમાંથી શિકારી કૂતરાંઓને જોતાં ડરથી ભાગી જતાં લુચ્ચા ઘરડા શિયાળની જેમ કાવતરાં રચતો અને પાછળ છોડેલાં નિશાનોવાળાં રસ્તા તરફ જતો રહ્યો.

છઠ્ઠા દિવસે તેનો લોટ અને પાઉંરોટી ખલાસ થઈ ગયાં. તેણે રાત પડવા સુધી રાહ જોઈ. તેણે પોતાના ખભા ઉપર બંદૂક ચઢાવી અને ચૂપચાપ, પડેલી ડાળીઓની વચ્ચે જરા પણ અવાજ ન થાય તેમ પ્રયત્ન કરતો નદી તરફના રસ્તે નીકળી પડયો. તે ઉતાર સુધી પહોંચી ગયો. ખરબચડી ભીનાશવાળી રેતી ઉપર ગાડીનાં પૈડાંઓના નિશાન હતા. તેણે મહામુશ્કેલીએ નદી પાર કરી અને પાછળનાં રસ્તેથી ઓસિપનાં ખળા તરફ આગળ વધ્યો. બગીચાની પર્ણવિહિન ડાળીઓમાંથી તેણે બારીમાં પ્રકાશ જોયો.

વાસ્કા થોભ્યો. તે ન્યૂરાને જોવા માટે, તેની સાથે બે વાત કરવા, તેના ચહેરામાં ઠપકો વરસાવવા માટે સતત વેદના અનુભવી રહ્યો હતો. તેના કારણે જ તે દેશને માટે દગાખોર બન્યો હતો, તેના કારણે જ તે બહાર જંગલમાં સડતો રહ્યો હતો.

તે વાડ ઉપરથી કૂદ્યો, બગીચો પાર કરી ઘરના દરવાજા તરફ દોડી આવ્યો અને બારણાના આગળાને ધક્કો માર્યો—બારણે આગળ ચઢાવવામાં નહોતો આવ્યો. જેવો તે દરવાજાની અંદર પ્રવેશ્યો કે તરત જ અણધારી ગરમીએ તેના માથાને ભમતું કરી દીધું.

ન્યૂરાની મા પાઈ માટે કણક બાંધી રહી હતી. બારણાનો કડકડાટ



થતાં તે જોવા પાછળ ફરી. તેનું મોં જ પહોળું થઈ ગયું. લાકડાનો કટોરો તેના હાથમાંથી પડી ગયો. મેજ પાસે બેઠેલો ઓસિપ ગર્જ્યો. ન્યૂરા ચીસ પાડી ઊઠી અને આગલા ઓરડામાં ધસી ગઈ.

"કેમ છો! કેમ છો!" વાસ્કા ભારે અવાજે ધીમેથી બોલ્યો.

"ભગ—ભગવાનની મહેરબાની," ઓસિપ થોથવાયો. પોતાની ટોપી ઉતાર્યા વિના વાસ્કા આગલા ઓરડામાં ચાલ્યો ગયો. ન્યૂરા પેટી ઉપર બેઠી હતી, તેનાં ઘૂંટણ થરથર ધ્રૂજી રહ્યાં હતાં.

વાસ્કા પોતાની બાજુમાં બંદૂકને ઊભી પકડીને તેની બાજુમાં બેસી ગયો.

"મને જોઈને તને ખુશી નથી થઈ, ન્યૂરા? તું શા માટે કંઈ બોલતી નથી?"

"તેમાં ખુશ થવા જેવું શું છે?" ન્યૂરા એકાએક ગુસપુસ અવાજે બોલી. પોતાનાં આંસુને રોકતાં, હાથ ફેલાવીને ન્યૂરા જોરથી બરાડી ઊઠી; "ઓહ, અહીંથી દૂર ચાલ્યો જા, ભગવાનને ખાતર ચાલ્યો જા! જિલ્લામાંથી મિલિશિયા આવી ગઈ છે, તેઓ ચોરીછૂપી દારૂ બનાવનારાઓને શોધી રહી છે... તેઓ તને જોઈ જશે... જા, વાસ્કા! મારા ઉપર દયા ખા!"

"તને મારા ઉપર જરા પણ દયા હતી? બોલ, હતી?"

* * *

વાસ્કાની પાછળ બારણું હજી બંધ થયું જ હતું ત્યાં જ ઓસિપે પોતાની પત્ની સામે જોઈ આંખ મીંચકારી અને! આગળના ઓરડાના બારણા તરફથી ન્યૂરાની રૂંધાયેલી ગુસપુસ સાંભળી શકાતી હતી તે તરફ ત્રાંસી નજર રાખી અત્યંત ભારે ધીમે સાદે બોલ્યો:

"જલદી કર! સેમ્યોનના ઘર તરફ દોડ!.. મિલિશિયા તેના ઘરે રોકાયેલી છે! તેમને અહીં બોલાવી લાવ!.."

ન્યૂરાની માએ ચૂપચાપ બારણું ઉઘાડયું અને ઘેરા પડછાયાની જેમ આંગણામાંથી પેલે પાર જતી રહી.

* * *

વાસ્કા મુશ્કેલીથી થૂંક ગળી ગયો અને વિનંતી કરી:

"ન્યૂરા, મને થોડી પાઈ આપ... મેં બે દિવસથી અન્નનો એક દાણો પણ મોંમાં નથી મૂક્યો."

ન્યૂરા ઊભી થઈ પણ રસોડા તરફનું બારણું કડડ કરતું ઉઘડ્યું અને બારણામાં હાથમાં દીવો લઈને, આડીઅવળી થયેલ શાલ લપેટેલી, કપાળ પર લટકતી વાળની ભીની લટોવાળી તેની મા ઊભી હતી.

"પકડી લો તેને," તેણે મોટેથી ચીસ પાડી. "લઈ જાઓ સાલીના છોકરાને, બિરાદર મિલિશિયા! ત્યાં છે એ!"

મિલિશિયાએ તેના ખભા ઉપરથી જોયું અને ઓરડામાં પગ મૂકવા જ જતો હતો. પણ વાસ્કાએ પોતાની બંદૂક ખેંચી અને કૂંદાનાં એક જ વાર ગોળ ઘૂમાવીને મારેલાં ફટકા વડે દીવો તોડી નાંખ્યો. અને આગળના નાનકડા બગીચામાં ભારે મને ઊતરી પડ્યો.

ઠંડીને કારણે તેના ચહેરામાં બળતરા થતી લાગતી હતી. ઘરમાંથી ચીસો, બૂમરાણો અને બારણામાં પટકવાનો અવાજ આવતો હતો.

વાસ્કાએ વાડ ઉપરથી કૂદકો માર્યો અને પોતાની બંદૂકને ફરીથી પકડમાં લેતાં ખળા તરફ છલાંગ લગાવી. તેની પાછળથી ધબ ધબ પગલાંનો અવાજ અને બૂમો આવતી હતી.

"રોકાઈ જા, વાસ્કા! રોકાઈ જા, નહીં તો હું ગોળી ચલાવીશ!"

વાસ્કા મિલિશિયા પ્રોશિનનો અવાજ ઓળખી ગયો. દોડતાં દોડતાં પોતાની બંદૂક ઊંચી કરી અને પછી ગોળ ઘૂમાવી હવામાં ગોળીબાર કર્યો. પિસ્તોલનો સ્પષ્ટ ધડાકો થયો. જ્યારે વાસ્કા ખળાની ફરતેની વાડ ઉપરથી કૂદ્યો ત્યારે તેણે પોતાના ડાબા ખભા ઉપર એવી બળતરા અનુભવી જાણે કોઈકે તેના ઉપર ધકધકતી લાકડી વડે પ્રહાર કર્યો હોય. તીવ્ર દરદની તરફ ધ્યાન ન આપતાં તેણે બોલ્ટને આંચકો આપ્યો, બંદૂકમાં કારતૂસ ભરી અને સફરજનનાં વૃક્ષોની વચ્ચે દેખાયેલી સૌથી પહેલી આકૃતિ તરફ નિશાન તાકી ઘોડો દબાવ્યો.

ગોળીબાર પછી તેણે કોઈક જુદા જ અવાજમાં પ્રોશિનને ચીસ પાડતો સાંભળતો.

"હરામખોર... તેણે મને પોતાની તાકાતમાં જકડી લીધો... ઓફ!"

તે ઠંડા પાણીની પરવા કર્યા વિના નાળું પાર કરતો દોડી ગયો.



બીજો મિલિશિયા હજી પણ તેની પાછળ મહામહેનતે દોડી રહ્યો હતો. પોતાનું માથું પાછળ ફેરવતાં વાસ્કાએ મિલિશિયાનાં હવામાં ફડફડતાં ગ્રેટકોટનો કાળો ઘેરો અને તેની મુઠ્ઠીમાં પિસ્તોલ જોયાં. ગોળીઓનાં અવાજ ઓસરી ગયાં.

વાસ્કા ભેખડ ઉપર ચઢી ગયો અને છેલ્લી ગોળી મિલિશિયા તરફ છોડી જેણે હવે પીછો કરવાનું છોડી દીધું હતું અને નદી તરફથી પાછો જઈ રહ્યો હતો. પછી તેણે પોતાનાં ખમીસનાં બટણ ખોલ્યાં અને ઘાવ ઉપર પોતાનાં હોઠ દબાવ્યા. લાંબા વખત સુધી તે ગરમ ખારું લોહી ચૂસતો રહ્યો. પછી રેતીનો લોંદો ચાવ્યો અને ઘાવ ઉપર પણ ચોપડ્યો અને જ્યારે તેના ગળામાંથી અચાનક આપોઆપ ચીસ નીકળી આવી ત્યારે તેણે પોતાના દાંત ભીડ્યા.

* * *

બીજા દિવસે મોડી સંધ્યાકાળે વાસ્કા લથડાતો લથડાતો નદી તરફ ગયો અને ઝાડીઝાંખરામાં સંતાઈ ગયો—તેનો ખભો જાંબલિયા વાદળી સોજામાં સૂજી ગયો હતો પણ દરદ એટલું તીવ્ર નહોતું; ઘાવ ઉપર ખમીસ સૂકાઈ ગયું હતું અને જ્યારે તે પોતાનો ડાબો હાથ હલાવતો હતો માત્ર ત્યારે જ તીવ્ર વેદના થતી હતી. તેના મોંમાં વારે વારે ભરાઈ જતી લાળને થૂંકતો તે ત્યાં લાંબા વખત સુધી પડ્યો રહ્યો. તેનું મગજ એકદમ ખાલી હતું જાણે તેણે પીધેલો હોય. ભૂખે મરતાં તેણે ઝાડની છાલનાં ટુકડાં ચાવ્યાં જે તેણે ડાળીઓ ઉપરથી ઉતારી હતી અને તેની આસપાસનાં થૂંકનાં લીલા રંગનાં ડાઘા તરફ તાકતો રહ્યો.

બીજી બાજુ સ્ત્રીઓ નદી તરફ આવતી હતી, પોતાની ડોલોમાં પાણી ભરતી હતી અને ઝૂલતી ઝૂલતી પાછી ચાલી જતી હતી. જ્યારે હજી એક બીજી સ્ત્રી ગલીમાંથી બહાર આવી નદી તરફ આગળ વધી ત્યારે લગભગ અંધારું થઈ ગયું હતું. વાસ્કા પોતાની કોણી ઉપર ઊંચો થયો, દર્દના કારણે તેનું મોં પહોળું થઈ ગયું જે તેનાં ખભામાંથી અચાનક શરૂ થયું હતું. પછી પોતાની બંદૂકની નળીને હિંસક ઝનૂનથી પકડમાં લીધી.

નદી તરફ આવી રહેલ સ્ત્રી ન્યૂરાની મા હતી. તેણે માથા ઉપર રૂંવાદાર શાલ લપેટેલી હતી જે લગભગ તેની આંખો સુધી ખેંચેલી હતી. તે ઉતાવળમાં હોય તેમ લાગતું હતું. હાથ હલાવતાં વાસ્કાએ સલામતી માટેની કળને છૂટી કરી. તેણે પોતાની આંખો ચોળીને વધારે પ્રયત્નપૂર્વક

ધ્યાનથી જોયું. હા, તે તે જ હતી. સ્તનીત્સામાં બીજાં કોઈની પાસે આટલા ભડકતા પીળા રંગનો બ્લાઉઝ નહોતો.

શિકારીની કુશળતા સાથે વાસ્કાએ ફૂવાદાર શાલને નિશાનમાં લીધી.

"લે આ સાલી, મને ઉઘાડો પાડવાના બદલામાં લેતી જા!"

ગોળીનો અવાજ ગૂંજી ઊઠયો. સ્રીએ પોતાની ડોલ પડતી મૂકી અને ચીસ પાડયા વિના ઢોળાવ ઉપર દોડી ગઈ.

"સત્યાનાશ જાય! નિશાન ચૂકી ગયો!"

ફરીથી પીળો બ્લાઉઝ નજરે પડયો. બીજા ગોળીબાર પછી ન્યૂરાની મા અનિચ્છાપૂર્વક રેતી ઉપર ઢગલો થઈને પડી.

જરા પણ ઉતાવળ કર્યા વિના વાસ્કાએ નદી પાર કરી અને પોતાની બંદૂકને જમીન પર ઘસડતાં રેત ઉપર પડેલ કાયા તરફ ગયો.

જેવો તે નીચે ઝૂક્યો તેમ જ તેનાં નસકોરાં સાથે સ્રીનાં પરસેવાની ગરમ બદબો અથડાઈ. ગરદન પરનો બ્લાઉઝ ચીરાઈને ઉઘડી ગયો હતો. સફેદ છાતી ઉપર વાસ્કાએ સૂજેલી ગુલાબી ડીંટી અને તેની નીચે અસ્તવ્યસ્ત ઘાવ અને લોહીનું લાલ નિશાન જોયાં. જે બ્લાઉઝ ઉપર જંગલી ટ્યૂલિપનાં ફૂલની પાંદડીઓની જેમ ફેલાયેલા હતા.

શાલથી અડધા ઢંકાયેલા ચહેરા તરફ વાસ્કાએ ડોકિયું કર્યું. ત્યાં જ તેની નજરો ન્યૂરાની મરતી નજરો સાથે મળી.

પોતાની માનો બ્લાઉઝ પહેરીને તે પાણી લેવા માટે ગઈ હતી.

શું બની ગયું હતું તે અનુભવતાં વાસ્કા નાનકડી ગૂંચળું વળીને પડેલી કાયાની બાજુમાં ફસડાઈ પડયો અને લાંબી વરુ જેવી પોક મૂકીને રોવા લાગ્યો. વીંઝતી લાકડીઓ અને વાડના થાંભલા સાથે કઝ્ઝાકો દોડતાં ત્યાં આવી પહોંચ્યા. તેમના નેતાની બાજુમાં નાનકડો વાંકડિયા વાળવાળો કૂતરો કૂદકા મારતો અને હવામાં આમળિયાં ખાતો દોડતો હતો. તે તેની દાઢી ચાટવાનો પ્રયત્ન કરતો હતો.





# વ્લાદીમિર બોગોમોલોવ

## વ્લાદીમિર બોગોમોલોવ
## (જન્મ ૧૯૨૬)

વ્લાદીમિર બોગોમોલોવ બીજાં વિશ્વયુદ્ધ દરમિયાન તપાસ અધિકારી હતા અને તેમણે વાયવ્ય દિશાના મોરચા ઉપર મોસ્કો તરફ આગળ વધી રહેલ લડાઈ, ઉક્રાઈનામાં, બેલોરશિયામાં, પોલેન્ડમાં, જર્મનમાં અને માન્જુરીયામાંની લડાઈ જોઈ હતી. તેમની બધી જ વાર્તાઓ યુદ્ધ વિષે છે. "પણ હું મારી સાધન સામગ્રીને ભલેને ગમે તેટલી સારી રીતે જાણતો હોઉં તેની કોઈ હકીકત નથી, હું કદી માત્ર મારી યાદશક્તિ ઉપર વિશ્વાસ નથી રાખતો," તેઓ કહે છે. "હું ચકાસું છું અને દરેકે દરેક હકીકત-ઘટના, દરેકે દરેક ઊંડી વિગતને બે વાર ચકાસુ છું, તપાસું છું અને માત્ર ત્યાર બાદ જ તેની સત્યતા કે પ્રમાણભૂતતા માનું છું." તેમની નવલકથા 'ધી મોમેન્ટ ઓફ ટ્રુથ' ('ઇન ઑગસ્ટ ૧૯૪૪') માટે તેમણે ૨૪,૬૭૯ કાપલીઓ અને સંદર્ભ સૂચિઓ એકઠી કરી હતી જે તેમની સાધનસામગ્રીની પ્રક્રિયાની સંપૂર્ણતા અને અતિ ચોકસાઈ માટેના પૂરતા પુરાવાઓ છે."

'ઈવાન', સન ૧૯૫૮માં પ્રકાશિત થનાર તેમનું સૌથી પહેલું પુસ્તક જુવાન છોકરા, સ્કાઉટ, વિષે કહે છે જેને યુદ્ધ પહેલાં સામાન્ય બાળપણથી અને પછી જીવનથી જ વંછિત કર્યો. આ પુસ્તક વાચકોમાં ભયંકરપણે પ્રચલિત બની ગયું હતું. આ વાર્તા ઉપર આધારિત ફિલ્મે ૧૯૬૩માં વેનીસમાં ફિલ્મ ઉત્સવમાં 'ગ્રાન્ડ પ્રી' જીત્યું હતું.

નવલકથા 'ધી મોમેન્ટ ઓફ ટ્રુથ' યુદ્ધમાં સોવિયેત સ્કાઉટ્સનાં કાર્યો સાથે સંબંધિત છે.

ટૂંકી વાર્તા 'પહેલો પ્રેમ' તે યુદ્ધ કેવી રીતે પ્રેમ, ખુશી અને જીવન માટે વિનાશકારી બની શકે છે એ બતાવતાં યુદ્ધના સમયમાં જીવનના સામાન્ય ચિત્રમાં ઉમેરો કરે છે.

# પહેલો પ્રેમ

અમે એકબીજાની એકદમ નજીક પડ્યાં હતાં. જમીન ન તો ઠંડી, ન તો સખત, ન તો ભેજવાળી લાગતી હતી.

અમે હવે પાંચ મહિનાઓથી, જ્યારથી તે અમારી ટુકડીમાં આવી હતી ત્યારથી પ્રેમીઓ હતાં. હું ઓગણીસ વર્ષનો અને તે અઢાર વર્ષની હતી. અમે છૂપી રીતે મળતાં હતાં: કંપનીનો કમાન્ડર અને પરિચારિકા કોઈપણ એ જાણતું નહોતું કે અમે એકબીજાનાં પ્રેમમાં હતાં, કોઈપણ એ નહોતું જાણતું કે હવે અમે ત્રણ જણાં હતાં...

"મને ખાતરી છે તે છોકરો છે," તે દસમી વખત મારા કાનમાં ગુસપુસ અવાજે બોલી. તે મને ખુશ કરવા અત્યંત આતુર હતી. "અને તે બિલકુલ દેખાવે તારા જેવો જ થશે."

"લાચારીની હાલતમાં હું છોકરીને સ્વીકારવા રાજી થઈશ. અને તે દેખાવે તારા જેવી થશે." મેં વળતામાં ધીમા અવાજે કહ્યું. પણ મારા વિચારો ઘણે દૂર દૂર હતાં.

લગભગ પાંચસો મીટર આગળ મારી ટુકડીના માણસો આશ્રયસ્થાનોમાં અને ખુલ્લાં ખાડાઓમાં સૂતેલા હતા. હજી પણ વધારે આગળ છાવણીથી થોડેક દૂરની ટુકડીઓની પેલે પાર, જે સમય સમય પર જવલ્લે જ થતાં જર્મન ગોળાંઓથી પ્રકાશિત થઈ ઊઠતું શિખર ૧૬૨ હતું. જેણે હવે ઘોર અંધકારની ચાદર ઓઢી લીધી હતી.

પરોઢિયે મારી લશ્કરી ટુકડીને એ જ કામ કરવાનું હતું જે કરવાનો દંડ પામેલ બીજી લશ્કરી કંપનીએ એક અઠવાડિયા પહેલાં પ્રયત્ન કર્યો હતો—તે શિખરને જપ્ત કરવું. હજી સુધી બટેલિયનમાં પાંચ અધિકારીઓ સિવાય બીજું કોઈ આ જાણતું નહોતું. અમારી રેજિમન્ટના

કમાન્ડરે, વહેલી સાંજે વડામથકના આશ્રયસ્થાને હાજર થવા ફરમાન આપ્યું હતું. આદેશ વાંચ્યા પછી તે મારી તરફ ફર્યો.

તેણે કહ્યું: "યાદ રાખજે. જેવી રૉકેટ તોપો 'કાત્યુશા' છોડવામાં આવે અને લીલાં ભડકાં ઉપર ઊઠે કે તરત જ તું વેગથી તૂટી પડજે... તારા પડોશીઓ પણ તારી પાછળ આવશે પણ તારે એ શિખરને સર કરવાનું જ છે!"

...અમે એકબીજાની બાથમાં પડયાં રહ્યાં. જ્યારે હું તેને ચુંબન કરી રહ્યો હતો ત્યારે આવનારી લડાઈનાં વિચારને ખાળી ન શક્યો. પણ મને તેનાથી પણ વધારે ચિંતા એ વાતની થતી હતી કે તેનું શું થશે. કોઈ નિરાકરણ માટે મેં ખૂબ વિચાર કર્યો.

"...હવે મારે બે જીવ માટે સૂવાં જવું જોઈએ," તે પોતાનાં વતન ઉત્તરના લયવાળાં સ્વરમાં ધીમેથી કહી રહી હતી. "તું જાણે છે, કોઈક કોઈક વખત રાત્રે હું વિચારું છું, સવારે જ્યારે હું જાગીશ ત્યારે જોઈશ કે આ જ—આ ખાઈઓ, લોહી અને મૃત્યુ... બધું જ ખલાસ થઈ ગયું છે... બે વરસ કરતાં પણ વધારે સમય થઈ ગયો છે આ બધાંને ચાલતાં ચાલતાં. તે કંઈ હંમેશાં માટે તો ચાલી ન શકે, કેમ ખરું ને?.. કલ્પના કર સવારે સૂરજનાં ઊગતાં જ યુદ્ધ નહિ હોય, કોઈ જગ્યાએ યુદ્ધ નહિ હોય..."

"હું અબઘડી મેજર પાસે જાઉં છું!" મેં હળવેથી તેના માથા નીચેથી મારો હાથ દૂર કર્યો અને ઊભો થયો. "હું તેમને આખી વાત કહીશ. તને ઘેર મોકલી દેવી જોઈએ. હમણાં ને હમણાં જ!"

"તારું ભેજું તો ચસકી નથી ગયું ને?" તે બેઠી થઈ ગઈ. મારો હાથ પકડી લીધો અને મને પોતાની તરફ ખેંચી લીધો. "કેટલો મૂરખ છે તું! શા માટે તું એમ કરવા વિચારે છે? મેજર તને જીવતો ને જીવતો ફાડી ખાશે!"

અને રેજિમેન્ટના કમાન્ડરના ધીમા, કર્કશ અવાજની નકલ મારતાં તે એકદમ ધીમા અવાજે ચીપી ચીપીને બોલી: "હાથ નીચેની સ્ત્રી સાથે મૈથુન રેજિમેન્ટની લડાયક ક્ષમતા વધારતું નથી પણ અધિકારીની સત્તાને નબળી પાડે છે. જો હું આવી જાતનાં કામમાં કોઈપણ અધિકારીને સંડોવાયેલો જોઈશ તો તેને તરત જ રુખસદ આપી દઈશ, પછી ભલે ને તે ગમે તે દરજ્જાનો હોય! અને તેવા લાયકાતના પ્રમાણપત્ર સાથે



તેના માટે લશ્કરી કેદીઓ માટેની ઓરડી જ સારી બનશે!.. યુદ્ધ જીતો અને ત્યારબાદ જેને પણ ઇચ્છો તેને ગમે તેટલો પ્રેમ કરી શકો છો. પણ હમણાં તેની બંધી છે!"

પોતાની જાતથી ખુશ થયેલી તે પાછો આડી પડી અને અવાજ કર્યા વિના હસી જેથી કોઈ એમને સાંભળી ન જાય.

હા, હું જાણતો હતો, હું શેને લાયક હતો. મેજર નીતિની બાબતમાં અતિ કડક હતો અને દૃઢપણે માનતો હતો કે યુદ્ધ એ સ્ત્રીઓ કે પ્રેમ માટેની જગ્યા નહોતી.

"ગમે તેમ પણ હું તેને મળવા જાઉં છું."

"શી..." તેણે પોતાના ગાલ મારા ગાલ સાથે ઘસ્યા. ટૂંકા વિરામ પછી તેણે નિસાસો નાખ્યો અને ધીમા અવાજે કહ્યું: "હું મારી પોતાની જાતે જ તેની સંભાળ લઈશ. મેં બધું વિચારી લીધું છે. તું પિતા નહિ બને."

"હું પિતા નહિ બનું?!" મને લાગ્યું હું એકદમ તપી રહ્યો હતો. "તું શું કહેવા માંગે છે?"

"કેટલો મૂરખ છે તું!" તે ગમ્મતમાં હસી. "અરે બાપરે, ના ભાઈ ના, તે તારા જેવો ન જ થવો જોઈએ!.. હું બધું જ સંભાળી લઈશ. જન્મના પ્રમાણપત્ર અને બીજી બધી જગ્યાએ તું જ પિતા રહેશે પણ હમણાં અત્યારે હું મેજરને જુદી જ કહાણી કહીશ."

તે હંમેશાં એટલી નિષ્કપટ, એટલી ભોળી, સાદીસીધી અને સચ્ચાઈપૂર્ણ હતી કે આ કપટની વાતના પ્રદર્શને મને દંગ કરી દીધો.

"તું આ માટે કોનું નામ લેશે?"

"કોઈપણ મૃત વ્યક્તિનું. દાખલા તરીકે બાઈકોવ."

"ના, મરેલાઓને તો એકલા રહેવા દે."

"ભલે. તો પછી કિન્દ્યાનેવ."

ખૂબસૂરત લંપટ જુવાન સાર્જન્ટ કિન્દ્યાનેવે ખૂબ દારૂ પીધો અને તે હાલમાં જ ચોરી કરતાં પકડાઈ ગયો હતો. તેને સજા પર મોકલી દેવામાં આવ્યો હતો.

તેના આ વિચારથી અત્યંત પ્રભાવિત થતાં મેં મારો ગ્રેટકોટ ખોલ્યો અને તેને મારી પાસે ખેંચી લીધી.

"આ સહેલું છે!" તેણે ભયમાં મારી છાતી ઉપર પોતાની મુઠ્ઠીઓ મારી. "તું અમને કચડી નાંખીશ!" (તેણે પોતાને બહુ વચનમાં સંબોધવામાં નિખાલસ આનંદ માણ્યો.) "મારાં મૂરખ વ્હાલાં, પોતાને નસીબદાર માન કે તું મને મળ્યો. મારી સાથે તું કદી ખોટે માર્ગે નહિ જઈ શકે."

તે હરખાતાં હરખાતાં હસી પણ મને હસવાનું જરા પણ મન ન થયું.

"સાંભળ, તારે હમણાં ને હમણાં જ સીધાં મેજર પાસે જવું જોઈએ," મેં કહ્યું.

"અડધી રાતે?!"

"હું તને ત્યાં લઈ જઈશ. તું તેમને સમજાવી શકે છે અને કહી શકે છે કે હવે તું જરાપણ લાંબો સમય અહીં રહી શકે તેમ નથી."

"પણ તે સાચી વાત નથી!"

"મહેરબાની કરીને, મારે ખાતર!.. તું કેવી રીતે ચલાવી શકીશ?.. તારે અહીંથી જવું જ જોઈએ. તું સમજતી કેમ નથી... માની લે કે... આવતીકાલની લડાઈમાં?"

"આવતીકાલની લડાઈ?" તે તરત જ સાવધ ગઈ. "શું તું મને સાચું કહી રહ્યો છે?"

"હા."

પળવાર માટે તે શાંત પડી રહી પણ હું તેના શ્વાસોચ્છ્વાસ, તેના પ્રિય પરિચિત શ્વાસોચ્છ્વાસ સાંભળીને કહી શકતો હતો કે તે અસ્વસ્થ હતી.

"ઠીક... કોઈ લડાઈમાંથી ભાગી નથી જતું," છેવટે તેણે કહ્યું. "તદુપરાંત જો હું તેમ કરવા ઇચ્છું તો પણ તેમ કરી નહિ શકું. દાક્તરી કમિશન મને તપાસે અને ડિવિઝનમાંથી આદેશ આવે તે બધામાં થોડેક સમય લાગશે. ... હું આવતીકાલે મેજર પાસે જઈશ. ઠીક છે?"

મેં કંઈ જ ન કહ્યું. શું કહેવું તેની મને સમજણ નહોતી પડતી.

"શું તું એમ વિચારે છે હું તેની સાથે વાત કરવા તૈયાર છું?" અચાનક તે મારા કાનમાં બોલી. "તેના કરતાં તો હું મરી જાઉં તે વધારે



સારું હતું. તેણે મને ઘણીવાર કહ્યુ હતું: 'હવે તું તારું ચાલાક ભેજું ઠેકાણે રાખજે!' અને હું ક્યાં જતી રહી છું, અને મેં શું કર્યું છે..."

તેનો શ્વાસ રૂંધાઈ ગયો અને તેણે પાછાં ફરીને પોતાનો ચહેરો કોટની બાંયોમાં દબાવીને દબાયેલાં અવાજે સબકાં ભરતાં હાલવાનું શરૂ કર્યું. મેં તેને નજીક ખેંચી અને તેના નાનકડા મોં, કપાળ, આંસુઓથી ખારી થયેલી તેની આંખોને ચુંબન આપ્યાં.

"મને જવા દે." મને દૂર કરતાં તેણે કહ્યું. "શું તું મને પાછો મળવા આવશે?.."

..અમે અંધારી ભેજવાળી ખીણમાં ઊતરી ગયાં. જ્યાં બાટાલિયનનું સહાય મથક હતું. મેં તેને કમરેથી પકડી હતી જે સારી એવી ગોળમટોળ હૃષ્ટપુષ્ટ થઈ ગઈ હતી. મેં તેને બંને હાથો વડે પકડી હતી. હું લીધેલાં દરેકે દરેક પગલાં ઉપર ધ્યાનપૂર્વક નજર રાખતો હતો જેથી તે લપસી કે પડી ન જાય. જાણે હું તેને યુદ્ધથી, પેલા પરોઢની લડાઈથી રક્ષી શકતો હતો જ્યાં તેને પેલાં ખેતરોમાં ઘવાયેલાં માણસોને સલામતી માટે ઘસેડતાં ઘસેડતાં લથડાતાં પડતાં દોડવું પડશે...

* * *

પંદર વર્ષો વીતી ગયા. પણ મને તે બધું હજી પણ એવી રીતે યાદ છે જાણે ગઈકાલની જ વાત હોય.

'કાત્યુશા' રૉકેટ તોપો પરોઢિયે છોડવામાં આવી ગઈ, મૉર્ટર તોપો અને ભારે મશીનગનનાનાં જબરજસ્ત ધડાકા થવા લાગ્યાં, લીલા ભડકા આકાશમાં ઊંચે ઊંચે ઊડવા લાગ્યા...

જ્યારે સૂરજ ઊગ્યો ત્યારે હું મારી કંપનીના બાકીના માણસો સાથે પેલા શિખરને તોડીને ઘૂસી ગયો હતો. અડધાએક કલાક પછી મજબૂત રીતે બનાવાયેલ જર્મન ખાઈમાં રેજિમેન્ટના કમાન્ડર અને બીજાં કોઈએ મને અભિનંદન આપ્યાં, બાથમાં ભીડી લીધો, મારા હાથ જોરથી હલાવ્યા. હું કંઈપણ અનુભવ્યા વિના, કંઈપણ સાંભળ્યા વિના લાકડાના ટુકડાની જેમ ત્યાં ઊભો રહ્યો.

સૂરજ... જો હું તેને ક્ષિતિજની નીચે પાછો મોકલી શકતો હોત તો!

જો હું પરોઢને પાછું બોલાવી શકતો હોત તો!.. માત્ર બે કલાક પહેલાં જ અમે ત્રણ હતાં...

પણ સૂરજ ધીરે ધીરે નિર્દયતાથી ઉપર ચઢતો ગયો. હું ત્યાં ટેકરીનાં શિખર ઉપર ઊભો હતો અને તે... તે પાછળ રહી ગઈ હતી. ત્યાં જ્યાં હું જોઈ શકતો હતો કે સૈનિકો દફનાવેલ સિપાઈઓને એ જગ્યાએથી ખસેડી રહ્યાં હતાં.

અને કોઈ પણ નહોતું જાણતું, કોઈ કરતાં કોઈ પણ નહોતું જાણતું કે તે મારા માટે શું હતી અને કેવી રીતે અમે બેનાં ત્રણ થયાં...

૧૯૫૮



# કોન્સ્તાન્તીન પાઉસ્તોવ્સ્કી

## કોન્સ્તાન્તીન પાઉસ્તોવ્સ્કી

(૧૮૯૨-૧૯૬૮)

કોન્સ્તાન્તીન પાઉસ્તોવ્સ્કીની સૌથી પહેલી વાર્તાઓ સન ૧૯૧૧માં પ્રકાશિત થઈ. પહેલા વિશ્વ યુદ્ધ અને ગૃહયુદ્ધના અનુભવથી ભરપૂર થઈને, દેશની ફરતે પોતાની લાંબી રખડપટ્ટી અને જુદાં જુદાં કામોમાં હાથ અજમાવવાનો પ્રયત્ન કરતાં પાઉસ્તોવ્સ્કી લખાણકાર્યમાં ૧૯૨૧માં પાછા આવ્યા, જે હવે તેમનું પોતાનું જીવનકાર્ય હતું તેમ તેઓ અનુભવતા હતા. તેમની બધી જ સર્વશ્રેષ્ઠ વાર્તાઓનો ઉલ્લેખ કરતાં આ છે 'કારા બુગાઝ' (૧૯૩૨), 'કોલ્ખીદા' (૧૯૩૪), 'ધી નોર્ધન ટેલ' (૧૯૩૮); 'અ સ્ટોરી ઓફ્ લાઈફ્' (૧૯૪૫-૧૯૪૬); 'ધી ગોલ્ડન રોઝ', (૧૯૫૫); પણ થોડીક જ વાર્તાઓ જીવન પ્રત્યેનાં ઉદ્દીપ્ત ભાવનાવાળા વલણથી તરબોળ છે.

સમીક્ષક ગાલીના ત્રોફીમોવા કહે છે: "સાધારણ રશિયન લોકોના પાઉસ્તોવ્સ્કીના આગવા જ્ઞાન, તેમની સમૃદ્ધ ભાષા અને પોતાની માતૃભૂમિ માટેના ઊંડા પ્રેમે જીવનમાં દરેક પગલે તેમના વાચકોને જીત્યા હતા. તેણે તેમની 'મેશ્ચોરા કન્ટ્રી' (૧૯૩૯)ને મજબૂતી અને જોમ આપ્યાં છે જેમાં ગ્રામ્ય વિસ્તાર અને મધ્ય રશિયાનાં લોકો વિષેનાં જીવનચરિત્રણોનું આરૂપણ કરવામાં આવ્યું છે અને ઉદ્દીપ્ત ભાવનાવાળી વાર્તાઓ અને જીવનચરિત્રણો તેમણે ૧૯૩૦થી લખ્યાં હતાં."

# હિમ

વૃદ્ધ પોતાપોવના મૃત્યુના એક મહિના પછી તાત્યાના પેત્રોવ્ના તેના ઘરમાં રહેવા આવી ગઈ હતી. તાત્યાના પેત્રોવ્ના પોતાની દીકરી વાર્યા અને તેની ઘરડી આયા સાથે અકલી ત્યાં રહેતી હતી.

નાનકડાં ત્રણ ઓરડાવાળું મકાન ઉત્તારી નદીથી શહેરની સીમાઓ પરની ટેકરી ઉપર ઊભેલું હતું. ઘરની અને હવે ખુલ્લા બગીચાની પેલે પાર સફેદ ભૂર્જ વૃક્ષોનું ઉપવન નજરે પડતું હતું. જંગલી કાગડાઓ સવારથી સાંજ સુધી ત્યાં કા-કા-કા કરતા હતા, ઉઘાડા વૃક્ષનાં શિખરો ઉપર ઝુંડોનાં ઝુંડોમાં ધૂમરાતા ઊડતા હતા અને શહેર ઉપર ખિન્ન સૂનકાર હવામાનને આમંત્રી રહ્યા હતા.

મોસ્કોમાં રહ્યા પછી તાત્યાના પેત્રોવ્નાને આ વેરાન નાનકડા શહેરમાં, નાનકડાં ઘર અને કડકડાટ કરતા બગીચાના દરવાજાઓ, ત્યાંની સાંજો કે જે એટલી તો નિશ્ચલ હતી કે તેલના કોડિયામાં કાંપતી જ્યોતના અવાજને પણ સાંભળી શકાતો હતો, આ બધાંથી ટેવાવામાં થોડોક સમય લાગ્યો.

"હું પણ કેવી મૂરખ હતી!" તાત્યાના પેત્રોવ્નાએ વિચાર્યું. "શા માટે મેં મોસ્કો છોડ્યું, શા માટે મેં થીએટર અને મારા મિત્રોને છોડી દીધાં! વાર્યાને બહાર આયાના ઘેર પુશ્કિનોમાં મોકલી શકતી હતી. ત્યાં કોઈ વિમાની હુમલાઓ નહોતાં. હું પોતે પાછળ મોસ્કોમાં રોકાઈ શકતી હતી. ભલું થાય મારું, હું પણ કેવી મૂરખ હતી!"

પણ હવે મોસ્કો પાછા ફરવામાં બહુ મોડું થઈ ગયું હતું. તાત્યાના પેત્રોવ્નાએ લશ્કરી ઈસ્પિતાલોમાં પોતાનાં કાર્યક્રમો આપવાનો અને ચિંતા કરવાનું બંધ કરવાનો નિર્ણય કર્યો હતો. શહેરમાં ઈસ્પિતાલો થોડીક જ હતી. તેણે શહેરને ચાહવાનું પણ શરૂ કરી દીધું હતું, ખાસ કરીને જ્યારે શિયાળો આવતો અને તે હિમમાં પૂરેપૂરું ઢંકાઈ જતું. દિવસો હળવા અને

વાદળાંથી ઘેરાયેલા રહેતા. નદી લાંબા સમય સુધી જામી નહોતી જતી; તેના લીલા પાણીમાંથી ધુમ્મસ ઊઠતો રહેતો હતો.

તાત્યાના પેત્રોવ્ના નાનકડા શહેર અને અપરિચિતના ઘર બંનેથી ટેવાઈ ગઈ હતી. જેમાંથી હવે અવાજ નહોતો નીકળતો તેવા પિયાનો અને દિવાલ ઉપર લટકતાં પીળાં પડી ગયેલા લશ્કરી કાફલાનાં શસ્ત્રસજ્જ લડાયક જહાજોનાં અતિ ભારે ચિત્રોથી ટેવાઈ ગઈ હતી. વૃદ્ધ પોતાપોવ એક જમાનામાં વહાણનો મીકેનીક રહ્યો હતો. તેના ઢાળિયાવાળા મેજનાં ઝાંખા પડી ગયેલાં લીલાં જાડાં કપડાં ઉપર લશ્કરી વહાણ 'ગ્રોમોબોઈ'નો નમૂનો પડયો હતો. જેની ઉપર તેણે કામ કર્યું હતું. વાર્યાને કોઈપણ વસ્તુને અડવાની સખ્ત મનાઈ હતી.

તાત્યાના પેત્રોવ્ના જાણતી હતી કે પોતાપોવનો એક દીકરો હતો. જે નૌકાસૈન્યનો ઓફિસર છે અને હાલમાં કાળા સમુદ્રના કાફલામાં ફરજ બજાવી રહ્યો હતો. મેજ ઉપર લડાયક વહાણના નમૂનાની બાજુમાં તેની છબી પડી હતી. કેટલીક વખત તાત્યાના પેત્રોવ્ના તે છબી હાથમાં ઉપાડી, ભવાં ચઢાવી વિચારપૂર્વક તેની તરફ તાકતી રહેતી. તેને એમ લાગતું હતું કે તેણે તેનાં અસફળ લગ્નના ઘણા ઘણા સમય પહેલાં એ ચહેરો ક્યાંક જોયો હતો. પણ ક્યાં? અને ક્યારે?

ખલાસી શાંત અને થોડીક ઉપહાસપૂર્ણ નજરે વળતું તાકતો હતો જાણે તે તેને ઠપકો ન આપતો હોય: "એમ, તો તે કેવી રીતે ચાલે? તું એ પણ યાદ નથી રાખી શકતી કે આપણે ક્યાં મળ્યાં હતાં?"

"ના, મને યાદ નથી," તાત્યાના પેત્રોવ્ના અત્યંત શાંતિથી જવાબ આપતી.

"મમ્મી, તું કોની સાથે વાત કરી રહી છે?" વાર્યા બીજા ઓરડામાંથી બૂમ પાડતી.

"પિયાનો સાથે," તાત્યાના પેત્રોવ્નાએ હસતાં હસતાં જવાબ આપ્યો.

શિયાળાની મધ્યમાં પોતાપોવને સંબોધાયેલાં એક જ હાથે લખાયેલાં પત્રોનો પ્રવાહ આવવાનો શરૂ થઈ ગયો. તાત્યાના પેત્રોવ્નાએ આ બધાં પત્રોનો મેજ ઉપર ઢગલો કર્યો. એક રાત્રે તે અચાનક જાગી ગઈ. હિમ બારીની બહાર હળવો ઊભરો ઠાલવી રહ્યો હતો. ભૂખરો બિલાડો આર્ખીપ, પોતાપોવનો વારસો, કૉચ ઉપર ઝોકાં ખાઈ રહ્યો હતો.

તાત્યાના પેત્રોવ્ના પોતાનું ડ્રેસીંગ ગાઉન ચઢાવીને પોતાપોવના



અધ્યયન ખંડમાં જઈ ત્યાં બારી પાસે ઊભી રહી ગઈ. પક્ષી જ્યારે વૃક્ષ ઉપરથી ઊડી ગયું ત્યારે થોડો બરફ સરકી ગયો. બરફ સુંદર સફેદ રેતીમાં તરવા લાગ્યો અને બારીને છારીથી ઢાંકી દીધી.

તાત્યાના પેત્રોવ્નાએ મેજ ઉપર મીણબત્તી સળગાવી અને આરામ ખુરશીમાં બેસી ગઈ. તે લાંબા સમય સુધી જ્યોતની તરફ એકી નજરે તાકતી રહી—તે જરાપણ ધ્રૂજ્યા વિના સતત સળગી રહી હતી. ત્યારબાદ તેણે સાવધાનીપૂર્વક એક પત્ર ઉપાડીને ખોલ્યો અને આજુબાજુ નજર નાંખી વાંચવાનું શરૂ કર્યું.

"પ્રિય પાપા," તાત્યાના પેત્રોવ્નાએ વાંચ્યું. "હવે લગભગ એક મહિનો થયો હું ઇસ્પિતાલમાં છું. મારો ઘાવ બહુ ગંભીર નથી અને હવે સારી રીતે રૂઝાઈ રહ્યો છે. પણ ભગવાનને ખાતર ચિંતા કરવાનું અને સિગારેટ ઉપર સિગારેટ પીવાનું શરૂ ન કરી દેતાં.

"હું ઘણીવાર તમારા વિષે વિચારું છું," તાત્યાના પેત્રોવ્નાએ આગળ વાંચ્યું, "અને આપણા ઘર તથા આપણા નાનકડા શહેર વિષે. તે બધું જ ઘણું દૂર દૂર, જાણે ધરતીને બીજે છેડે હોય એમ લાગે છે. હું મારી આંખો બંધ કરું છું અને પોતાને દરવાજો ઉઘાડતો અને બગીચામાં ચાલતો જોઉં છું. શિયાળો છે, જમીન ઉપર બરફ છે પણ નદી ઉપર પડતા લતાકુંજ સુધીના રસ્તાને સાફ કરવામાં આવ્યો છે. લાઈલાકની બધી જ ઝાડીઓ હિમથી ઢંકાયેલી છે. ઘરની અંદર ભઠ્ઠીઓ કડકડી રહી છે. ભૂર્જનાં લાકડાંનાં ધુમાડાની ગંધ છે. લાંબા સમય પછી પિયાનોની મરમ્મત કરવામાં આવી છે. અને લેનિનગ્રાદથી મેં લાવેલ પીળી આંટાવાળી સુંદર મીણબત્તી તમે શમાદાનમાં મૂકી છે. પિયાનો ઉપર એ જ સંગીતની ચોપડીઓ મૂકી છે: 'કાળી બદામની રાણી'નું પ્રાસ્તાવિક સંગીત અને 'મારા દૂરના દેશના કિનારાઓ માટે'નું ગીત. શું દરવાજાની ઘંટડી કામ કરે છે? હું ત્યાંથી નીકળ્યો તે પહેલાં તેને લગાડવાનો મારી પાસે સમય નહોતો રહ્યો. આ બધું શું હું ફરીથી જોઈશ? જ્યારે હું પાછો આવું ત્યારે આપણા કૂવાના પાણીથી વાદળી જગ વડે હું શું વાસ્તવમાં હાથમોં ધોઈશ? ઓફ, જો તમે માત્ર એટલું જાણતા હોત કે દૂરથી હું આ બધી જ વસ્તુઓને કેટલો પ્રેમ કરવા લાગ્યો છું! જ્યારે હું ગંભીરતાપૂર્વક એ કહું કે લડાઈની સૌથી વધુ મુશ્કેલ ક્ષણો દરમ્યાન પણ હું આ બધું યાદ કરતો હતો ત્યારે જરા પણ આશ્ચર્ય ન

પામતા. હું જાણતો હતો કે હું ન માત્ર મારા દેશને પણ પેલાં તેનાં નાનકડાં ખૂણા, મારા પ્રાણપ્રિય તમે, આપણો બગીચો, આપણા ગામનાં તોફાની છોકરાંઓ, નદીની પેલે પારનાં ભૂર્જ ઉપવન અને આપણા બિલાડા આર્ખીપને પણ રક્ષી રહ્યો હતો. મહેરબાની કરીને હસતા નહીં અને તમારું માથું પણ ન ધુણાવતા.

"હૉસ્પિતાલમાંથી રજા મળ્યા પછી કદાચ હું ટૂંકી રજા માટે ઘેર આવી શકીશ. પણ હજી મને ચોક્કસ ખબર નથી. તેની ઉપર આધાર ન રાખવો એ જ વધારે સારું છે."

તાત્યાના પેત્રોવ્ના બારીમાંથી બહાર ઘેરા નીલાપન ઉપર છવાઈ રહેલા પરોઢ તરફ એકી નજરે તાકતી લાંબા સમય સુધી મેજ પાસે બેસી રહી. તેના મનમાં એ વિચારો ઘોળાતા હતા કે હવે કોઈપણ દિવસે દેખીતી રીતે શાંત અને હિમ્મતવાન અપરિચિત વ્યક્તિ મોરચા ઉપરથી આવી શકે છે અને એ કે તેના માટે આ ઘરમાં અપરિચિતોનું રહેવાનું અને તે જે જોવા માટે આતુર હતો તેનાથી તદ્દન વિપરીત વસ્તુઓ જોવાનું દૃશ્ય ઝેલવું મુશ્કેલ થઈ પડશે.

તાત્યાના પેત્રોવ્નાએ સવારે વાર્યાને લાકડાંનો પાવડો લાવવા કહ્યું અને નદી તરફ પડતાં લતાકુંજ તરફના રસ્તાને સાફ કર્યો. લતાકુંજ અત્યંત જૂનો હતો. તેમાં લાકડાના થાંભલા ભૂખરા થઈ ગયા હતા અને તેની ઉપર લાઇકન જામી ગઈ હતી. તાત્યાના પેત્રોવ્નાએ જાતે દરવાજાની ઘંટડી સમારી ઠીક કરી. તેની ઉપર આશ્ચર્યકારક લખાણ કોતરેલું હતું: "હું બારણે લટકાયેલી છું તેથી થોડી વધારે વાર વગાડો!" તેણે ઘંટડી વગાડી. તેમાંથી જોરથી રણકાર ગૂંજ્યો. આર્ખીપે નાખુશીમાં પોતાના કાન આમળ્યાં અને આને અંગત અપમાન તરીકે ગણતાં પ્રવેશ ખંડની બહાર નીકળી આવ્યો. તેના મનમાં આનંદી રણકાર દેખીતી રીતે કંઈ અત્યાચાર ભર્યાં જેવો હતો.

ઉત્સાહ તથા આવેશના કારણે ચમકતી આંખોવાળી તાત્યાના પેત્રોવ્ના મોડી સાંજે શહેરમાંથી એક વૃદ્ધ પિયાનો ઠીક કરનાર રશિયન થયેલા ચેકને બોલાવી લાવી. જે જ્યારે પ્રાયમસ, સ્ટવ, ઢીંગલીઓ અને એકોર્ડીયનોની મરામ્મત નહોતો કરતો ત્યારે પિયાનો ઠીક કરતો હતો. જ્યારે ચેકે કામ પૂરું કરી લીધું ત્યારે તેણે કહ્યું કે તે જૂનો પિયાનો હતો પણ ખૂબ જ સારો હતો. તાત્યાના પેત્રોવ્ના પોતે આ વાતથી વાકિફ હતી.



તે જતો રહ્યો ત્યારબાદ તાત્યાના પેત્રોવ્ના જ્યાં સુધી તેને જાડી પીળી મીણબત્તીઓનું ખોખું ન મળ્યું ત્યાં સુધી મેજનાં ખાનાં સાવધાનીપૂર્વક ફંફોળતી રહી. તેણે તેમાંથી બે મીણબત્તીઓ પિયાનો ઉપર શમાદાનમાં મૂકી. સંજે તેણે મીણબત્તીઓ સળગાવી અને પિયાનો પાસે બેસી ગઈ. ઘર પિયાનોના અવાજથી ભરાઈ ગયું.

જ્યારે તેણે પિયાનો વગાડવાનું પૂરું કરીને મીણબત્તીઓ ઓલવી નાંખી ત્યારે ક્રિસમસ વૃક્ષો સાથે જોડાયેલી એવી જ મીઠી સુગંધ બધા જ ઓરડામાં પ્રસરી ગઈ.

વાર્યા પોતાની જાતને હવે વધારે કાબૂમાં ન રાખી શકી.

"શા માટે તું બીજાઓની વસ્તુઓને અડે છે?" તેણે પૂછ્યું. "તું મને તો અડવા નથી દેતી પણ તું પોતે અડે છે! તેં ઘટડીને, મીણબત્તીઓને અને પિયાનોને હાથ લગાડ્યો. અને તેં બીજા કોઈની સંગીતની ચોપડીઓ પિયાનો ઉપર મૂકી."

"કારણ કે હું મોટી છું." તાત્યાના પેત્રોવ્નાએ કહ્યું.

વાર્યાએ મોં ફૂલાવીને અવિશ્વાસ સાથે તેની તરફ જોયું. તે જ વખતે તાત્યાના પેત્રોવ્ના જરાપણ ઉંમરલાયક નહોતી લાગતી. તે એકદમ ગુલાબી અને પ્રસન્ન ચહેરાવાળી લાગતી હતી અને સોનેરી વાળનો સાથે મહેલમાં કાચની મોજડી ગુમાવેલી રાજકુમારી જેવી વધારે લાગતી હતી. તાત્યાના પેત્રોવ્નાએ પોતે વાર્યાને એ છોકરી વિષે કહ્યું હતું.

જ્યારે લેફ્ટેનન્ટ પોતાપાવ હજી ગાડીમાં જ હતો ત્યારે તેણે ગણતરી કરી કે તે ઘેર ૨૪ ચોવીસ કલાકથી વધારે સમય નહીં રોકાઈ શકે. તેની રજાઓ બહુ ટૂંકી હતી અને મુસાફરીમાં જ તેમાંથી ઘણો બધો સમય જતો રહ્યો હતો.

ગાડી બપોરે પહોંચી. સ્ટેશને ઘરડા પરિચિત સ્ટેશનમાસ્ટર પાસેથી જાણ્યું કે તેના પિતા એક મહિના પહેલાં મૃત્યુ પામ્યા હતા અને તેના ઘરમાં યુવાન મોસ્કો ગાયિકા તથા તેની દીકરી રહેતાં હતાં.

"નિષ્ક્રાંતતા," સ્ટેશનમાસ્તરે સમજાવ્યું.

પોતાપોવે કંઈ કહ્યું નહિ. તેણે બારીમાંથી નરમ ભરેલાં ઊનનાં જાકીટમાં અને બૂટમાં પ્લૅટફૉર્મની ઉપર ચાના વાસણોની સાથે ઉતાવળ કરતાં મુસાફરો તરફ નજર નાંખી. તેનું દિલ બેસી ગયું હતું અને તેનું માથું ભમવા લાગ્યું.

"એય", સ્ટેશનમાસ્તરે કહ્યું. "તે બહુ સારો જીવ હતો. પણ બિચારો દીકરાને ઘેર પાછો આવેલો જોવા જીવ્યો નહિ."

"મને પાછા જવા માટે ગાડી ક્યારે મળશે?" પોતાપોવે પૂછ્યું.

"સવારે પાંચ વાગ્યે," સ્ટેશનમાસ્તરે પળવાર રોકાઈને પછી ઉમેર્યું, "તમે રાત મારી સાથે વિતાવી શકો છો. મારી ઘરડી પત્ની તમને ખાવાનું આપશે. ઘર સુધી જવાની કોઈ જરૂર નથી."

"આભાર," પોતાપોવે કહ્યું. તે બહાર નીકળી ગયો.

તેને જતો જોઈ સ્ટેશનમાસ્તરે પોતાનું માથું ધુણાવ્યું.

પોતાપોવ શહેરમાથી આછા ભૂરા આકાશની નીચે વહેતી નદી તરફ ગયો. આસમાન અને ધરતીની વચ્ચે હળવો બરફ ઢળી રહ્યો હતો. જંગલી કાગડાઓ રસ્તામાં ઉકરડાની આસપાસ ઊડાઊડ કરતાં હતાં. ઝાંખો પ્રકાશ વધારે ઘેરો થઈ રહ્યો હતો. સામેના કાંઠા ઉપરના જંગલમાંથી ફૂંકાતો પવન તેની આંખોમાંનાં આંસુઓને દૂર કરી રહ્યો હતો.

"ઓહ!" પોતાપોવે કહ્યું. "હું ઘણો મોડો પડ્યો. હવે હું અહીં આ શહેર, નદી, જંગલ અને ઘરની સાથે જરા પણ જોડાયેલો નથી."

તેણે પાછળ ફરી નદી ઉપર દૂરની ટેકરી તરફ નજર નાંખી. ત્યાં તેઓ ઊભાં હતાં—હિમાચ્છાદિત બગીચો અને ઘર. ચીમનીમાંથી ધૂમરાતો ધૂમાડો નીકળતો હતો. પવન આ ધૂમાડાને ભૂર્જ ઉપવન તરફ ઘસડી રહ્યો હતો.

પોતાપોવ ધીમેધીમે ઘરની દિશામાં ચાલવા લાગ્યો. તેણે અંદર ન જતાં માત્ર ત્યાંથી પસાર થવાનો અને કદાચ બગીચામાં પ્રવેશી જૂના લતાકુંજમાં પળવાર માટે ઊભા રહેવાનો નિર્ણય કર્યો. તે એ વિચાર માત્ર પણ સહન ન કરી શક્યો કે તેના પિતાના ઘરમાં રહેનાર અપિરિચિતો કે જેઓ ન તો તેની કે પછી તેના પિતાની જરા પણ પરવા નહીં કરે. પોતાને વધારે પીડા ન આપવા કંઈપણ ન જોવું, અને આ જગ્યા છોડીને જતાં રહેવું તથા ભૂતકાળને ભૂલી જવો તે જ વધારે સારું હતું.

"એમ," પોતાપોવે વિચાર્યું, "સમયની સાથે સાથે તું ઉંમરલાયક થયો અને પરિસ્થિતિને વધારે કઠોર નજરે જોવાનું શીખ્યો."

સંધ્યાકાળે તે ઘેર પહોંચ્યો. તેણે સાવધાનીપૂર્વક દરવાજો ખોલ્યો પણ બિલકુલ પહેલાંની જેમ જ તેણે કડકડાટ કર્યો. સફેદ બગીચાએ શરૂઆત કરી હોય એમ લાગતું હતું, ઝાડની શાખાઓમાંથી હિમ પડતો હતો. પોતાપોવ પાછળ ફર્યો. લતાકુંજ તરફ જતો રસ્તો હિમથી સાફ



કરાયેલ હતો. તે લતાકુંજ તરફ ગયો અને ખખડી ગયેલ કઠેરા ઉપર પોતાનો હાથ મૂક્યો. દૂર દૂર જંગલની પેલે પાર આસમાન ગુલાબી સુરખી મારી રહ્યું હતું. વાદળાંઓની પાછળ જરૂર ચાંદ ઊગી રહ્યો હોવો જોઈએ. તેણે પોતાની ટોપી ઉતારી વાળમાં હાથ ફેરવ્યો. તદ્દન શાંતિ હતી. માત્ર નીચે ટેકરીની તળેટીમાં સ્ત્રીઓ તેમની ખાલી ડોલો ખખડાવતી હતી કારણ કે તેઓ પાણી માટે બરફના પોલાણમાં જતી હતી.

પોતાપોવે કઠેરા ઉપર પોતાની કોણી ટેકવી.

"હું આ વાત માત્ર સ્વીકારી શકતો નથી," તે ગણગણ્યો.

તેણે પોતાના ખભા ઉપર હળવો સ્પર્શ અનુભવ્યો. તે પાછળ ફર્યો તો તેની સામે નિસ્તેજ ઉદાસ ચહેરાવાળી, માથે જાડો રૂમાલ બાંધેલી જુવાન સ્ત્રી ઊભી હતી. તેણે પોતાની ઘેરી સતર્ક આંખો વડે તેની તરફ જોયું. તેનાં ગાલ અને પાંપણો ઉપરનો બરફ પીગળી રહ્યો હતો—તેના ચહેરા ઉપર ડાળીમાંથી બરફ પડ્યો હોવો જોઈએ.

તેણે કોમળતાથી કહ્યું: "તમારી ટોપી પહેરી લો નહીં તો શરદી લાગી જશે. અને ઘરમાં આવો. તમારે અહીં ન ઉભા રહેવું જોઈએ."

પોતાપોવે કંઈ ન કહ્યું. સ્ત્રીએ તેનો હાથ હાથમાં લીધો અને તેને સાફ કરાયેલા રસ્તા પરથી આગળ લઈ ગઈ. પ્રવેશદ્વાર પાસે તે રોકાયો. તેનાં ગળામાં જાણે અચાનક ડમૂરો અટકી ગયો હોય તેમ તેને લાગ્યું અને તેનો શ્વાસ રૂંધાવા લાગ્યો. સ્ત્રીએ એ જ કોમળ અવાજે કહ્યું: "તે ઠીક છે. મહેરબાની કરીને મારી તરફ કોઈ લક્ષ ન આપતા. થોડી જ વારમાં બધું ઠીક થઈ જશે."

પોતાના બૂટમાંથી બરફ ઝાડવા માટે તેણે પોતાનો પગ પછાડ્યો. હેતુપૂર્વક નાનકડી ઘંટડી રણકાવી અને તે પ્રવેશખંડમાં પ્રતિધ્વનિત થઈ ઊઠી. પોતાપોવે ઊંડો શ્વાસ લીધો.

પોતાની મૂંઝવણમાં કંઈક ગણગણતાં તે ઘરમાં પ્રવેશ્યો અને ખંડમાં આવી પોતાનો કોટ ઉતાર્યો. ભૂર્જ લાકડાના ધૂમાડાની સુગંધ તેનાં નસકોરાંઓમાં ઘૂસી રહી હતી. તેણે આર્ખીપને કૉચ ઉપર બેઠેલો અને બગાસાં ખાતો જોયો. કૉચની નજીક પોતાપોવ તરફ આતુરતાભરી નજરે તાકતી નાનકડી ચોટલીવાળી છોકરી ઊભી હતી. જોકે તે તેના ચહેરા તરફ નહીં પણ તેની બાંય ઉપરની સોનેરી પટ્ટી તરફ જોતી હતી.

"મારી સાથે આવો," તાત્યાના પેત્રોવ્નાએ કહ્યું. તે પોતાપોવને રસોડામાં લઈ ગઈ.

ત્યાં ઠંડા પાણીથી ભરેલ વાદળી જગ અને લીલાં ઓક પાંદડાઓ વડે ભરતકામ કરેલા લિનનનો પરિચિત ટુવાલ હતાં.

તાત્યાના પેત્રોવ્ના બહાર જતી રહી. નાનકડી છોકરી પોતાપોવ માટે સાબુની ગોટી લઈ આવી અને જ્યારે તે ધોઈ રહ્યો હતો ત્યારે તેની તરફ નિહારતી રહી. પોતાપોવ હજી પણ ગૂંચવણ અનુભવતો હતો.

"તારી મમ્મી શું કરે છે?" શરમને મારે લાલ થતાં તેણે છોકરીને પૂછ્યું.

તેણે માત્ર કંઈક કહેવાને ખાતર જ પ્રશ્ન પૂછ્યો હતો.

"તે વિચારે છે તે મોટી થઈ ગઈ છે," છોકરીએ રહસ્યપૂર્ણ ગુસપુસાટમાં કહ્યું. "પણ તે જરાય મોટી નથી થઈ. તે મારાં કરતાં પણ નાની છોકરી જેવી છે."

"કેમ?" પોતાપોવે પૂછ્યું.

છોકરીએ જવાબ ન આપ્યો. તે હસીને રસોડામાંથી બહાર દોડી ગઈ.

આખી સાંજ પોતાપોવ એ વિચિત્ર લાગણીને દૂર કરી ન શક્યો કે તે એક ભ્રમણામાં નહીં પણ તદ્દન વાસ્તવિક સ્વપ્નમાં જીવી રહ્યો હતો. ઘરમાં દરેકે દરેક વસ્તુ બિલકુલ તેવી રીતે જ હતી જેવી રીતે તેણે આશા રાખી હતી. પિયાનો ઉપર તે જ સંગીતની ચોપડીઓ પડી હતી. તે જ પીળી મીણબત્તીઓ જેવી રીતે તેના પિતાના નાના અધ્યયન કક્ષને પ્રકાશિત કરતી હતી તેવી જ રીતે ઝળહળતી હતી. ઇસ્પિતાલમાંથી તેણે લખેલાં પત્રો પણ મેજ ઉપર તે જ જૂનાં કંપાસ નીચે જ્યાં તેના પિતા હંમેશાં પોતાના કાગળો મૂકતા હતા ત્યાં જ પડયાં હતાં.

ચા પીધા પછી તાત્યાના પેત્રોવ્ના પોતાપોવને તેના પિતાની કબરે ઉપવનની પેલે પાર લઈ ગઈ. ઝાંખો ચાંદ આસમાનમાં ઊંચે ઊંચે ઊગ્યો હતો. ભૂર્જ વૃક્ષો તેના પ્રકાશમાં બરફ ઉપર સૌમ્ય પડછાયાઓ નાંખતાં ચમકતાં હતાં.

ત્યારબાદ મોડી સાંજે તાત્યાના પેત્રોવ્ના પિયાનો પાસે બેઠી. હળવેથી પિયાનોની કળો ઉપર આંગળીઓ દોડાવતાં તેણે પોતાપોવ તરફ વળીને કહ્યું: "મને એમ લાગે છે કે મેં પહેલાં તમને ક્યાંક જોયા છે."

"મને પણ એમ લાગે છે," પોતાપોવે જવાબ આપ્યો.

તેણે તેની તરફ જોયું. ત્રાંસાં ઢળતાં મીણબત્તીના પ્રકાશે તેનો અડધો ચહેરો પ્રકાશિત કર્યો હતો. પોતાપોવ ઊભો થઈ ઓરડામાં આંટા મારવા લાગ્યો અને છેવટે રોકાયો.



"ના, મને યાદ નથી આવતું," તેણે બેઠેલા અવાજે કહ્યું.

તાત્યાના પેત્રોવ્નાએ પાછાં ફરી પોતાપોવ તરફ સાંકેતિક નજર નાંખી પણ તેણે જવાબમાં કંઈ જ ન કહ્યું.

અધ્યયન કક્ષમાં કોચ ઉપર પોતાપોવની પથારી કરવામાં આવી હતી. તે ઊંઘી ન શક્યો. આ ઘરમાંની એક એક ક્ષણ તેના માટે કિંમતી હતી અને તે તેમાંથી એક પણ ક્ષણ ગુમાવવા ઇચ્છતો ન હતો.

તે આર્ખીપના દબાયેલા પગલાં, ઘડિયાળની ટક ટક અને બીજા ઓરડામાં આયાને ગુસપુસ અવાજે કંઈક કહેતી તાત્યાના પેત્રોવ્નાને સાંભળતો પડયો રહ્યો. ત્યારબાદ અવાજો શમી ગયા, આયા બહાર જતી રહી પણ બારણાની નીચે પ્રકાશનો પટ્ટો હજી પણ બાકી રહ્યો હતો. પોતાપોવે પાનાંનો ખડખડાટ સાંભળ્યો—સ્પષ્ટ હતું કે તાત્યાના પેત્રોવ્ના વાંચી રહી હતી. તેણે અટકળ કરી કે તે એટલા માટે બેઠી હતી કે તેને ગાડી માટે સમયસર જગાવી શકે. તે તેને કહેવા ઇચ્છતો હતો કે તે પોતે પણ ઊંઘતો નહોતો, પણ તેની તેને બોલાવવાની હિમ્મત ન ચાલી.

ચાર વાગ્યે તાત્યાના પેત્રોવ્નાએ ચૂપકેથી બારણું ખોલીને તેને બોલાવ્યો. તે હાલ્યો.

"ઊભા થવાનો સમય થઈ ગયો છે," તેણે કહ્યું. "આટલા વહેલા તમને જગાડવાનું મને મન નહોતું."

તાત્યાના પેત્રોવ્ના ઊંઘતા શહેરમાંથી પોતાપોવને સ્ટેશને મૂકવા ગઈ. બીજી ઘંટડી પછી તેઓએ એકબીજાને આવજો કહ્યાં. તાત્યાના પેત્રોવ્નાએ તેના બંને હાથ પકડી લીધા. તેણે કહ્યું: "મને કાગળ લખજો. આપણે હવે લગભગ સગાં જ છીએ, કેમ ખરું ને?"

પોતાપોવે કંઈ ન કહ્યું. તેણે માત્ર માથું નમાવ્યું.

કેટલાંક દિવસો પછી તાત્યાના પેત્રોવ્નાને પોતાપોવ તરફથી પાછા ફરતા પ્રવાસ વખતે લખાયેલ પત્ર મળ્યો.

"ચોક્કસપણે હું એ ભૂલ્યો નથી કે આપણે ક્યાં મળ્યાં હતાં પણ મને ત્યાં ઘેર એ વિષે વાત કરવાનું મન ન થયું. ૧૯૨૭નાં પાનખરની ક્રાઈમિયા યાદ છે? અને લિવાદિયામાં બગીચામાં જૂનાં પ્લેન વૃક્ષો? ઘેરાતું આકાશ, નિસ્તેજ દરિયો. હું ઓરેઅન્દા તરફના રસ્તા પર ચાલતો હતો. રસ્તામાં હું એક બાંકડા ઉપર બેઠેલી છોકરી પાસે આવી પહોંચ્યો. તે લગભગ

સોળેક વર્ષની હોવી જોઈએ. તેણે મને જોયો, ઊભી થઈ અને મારી તરફ ચાલી આવી. જ્યારે અમે એકબીજાંની સમીપ પહોંચ્યાં ત્યારે મેં તેની તરફ જોયું. તે પોતાના હાથમાં ઉઘાડી ચોપડી લઈને ઝડપથી અને હળવેથી મારી પાસેથી પસાર થઈ ગઈ. હું રોકાઈ ગયો અને લાંબા સમય સુધી તેની પાછળ તાકતો રહ્યો. તે છોકરી એ તમે હતાં. હું કોઈ ભૂલ ખાઈ શકતો નહોતો. હું તમને તાકતો રહ્યો અને અચાનક મેં અનુભવ કર્યો કે મારી પાસેથી પસાર થઈ ગયેલી સ્ત્રી કાં તો મારી આખી જિંદગી બરબાદ કરી શકતી હતી કે પછી મને અત્યાનંદમાં લીન કરી શકતી હતી. મેં અનુભવ્યું કે હું તે સ્ત્રીને અત્યંત વ્યગ્રતાથી પ્રેમ કરી શકતો હતો. તે ને તે જ વખતે મેં જાણ્યું કે મારે તમને કોઈપણ કિંમતે શોધી કાઢવાં જોઈએ. ત્યાં ઊભો ઊભો હું આમ વિચારું છું. પણ હું તે જગ્યાએથી હાલ્યો પણ નહિ. શા માટે—નથી જાણતો. ત્યારથી હું ક્રાઈમિયા અને તે રસ્તાને જ્યાં મેં તમને પળના પલકારા માટે જોયાં હતાં અને હંમેશાં માટે ગુમાવી દીધાં હતાં ચાહું છું. પણ જિંદગી મારા પ્રત્યે ભલી હતી. હું તમને ફરીથી મળ્યો. જો પૂરું થાય બધું જ સારી રીતે અને તમે મારું જીવન ઈચ્છતાં હો તો, ચોક્કસપણે તે તમારું છે. અરે હાં, મને પિતાની મેજ ઉપર મારો ઉઘાડો પત્ર મળ્યો હતો. હું બધું જ સમજી ગયો અને દૂરથી માત્ર આપનો ખૂબ ખૂબ આભાર જ માની શકું છું."

તાત્યાના પેત્રોવ્નાએ કાગળ પડતો મૂક્યો અને બારીની બહાર હિમાચ્છાદિત બગીચા તરફ આંસુ ઘેરાયેલી આંખે તાક્યું.

તે ગણગણી, "અરે પ્રિયે! હું તો મારી જિંદગીમાં કદી ક્રાઈમિયા નથી ગઈ, કદી નહીં! પણ હવે તેનાથી કંઈ ફેર પડી શકવાનો છે? અને તેનો ભ્રમ દૂર કરવામાં કંઈ ફાયદો છે? કે મારી જાતનો!"

તેણે હસીને પોતાના હાથ વડે આંખો ઢાંકી લીધી. બારીમાંથી ઝાંખો સૂર્યાસ્ત ધીમે ધીમે લાલાશ પકડતો હતો; કોઈપણ રીતે તેનો પ્રકાશ નિસ્તેજ પડી શક્યો નહોતો.

૧૯૪૩



# વીક્તોર અસ્તાફ્યેવ

## વીક્તોર અસ્તાફ્યેવ

## (૧૯૨૪-૧૯૮૪)

રાજ્ય ઈનામના વિજેતા વીક્તોર અસ્તાફ્યેવની રચનાઓમાં મુખ્ય બે વિષયો જોવા મળતા હતા—એક તો પોતાનાં બાળપણનાં સંસ્મરણો અને બીજો—બીજું વિશ્વયુદ્ધ. માબાપની હુંફ અને આનંદિત ઘરની સલામતીથી વંછિત એવું તેમનું બાળપણ અત્યંત કરુણોજનક હતું. પણ સાયબીરિયામાં પ્રકૃતિની નજીક રહેતાં અને તેમાં લોકોની જાણમાં પેલા અનાથપણાના વર્ષોનું દુ:ખ કંઈ અંશે શમ્યું હતું. અને આના માટે તેઓ પોતાની આખી જિંદગી સંતોષજનક રહ્યા. બાળપણનાં રાંરમરણો એ તેમની નવલકથાઓ 'થેફ્ટ' (૧૯૬૬) અને 'ધી લાસ્ટ ટ્રીબ્યુટ' (૧૯૭૧-૭૯)ને પ્રેર્યાં.

યુદ્ધનાં દુ:ખજનક અનુભવે પણ તેમના આત્મા ઉપર ઘેરી છાપ છોડી હતી. આ વિષય ઉપરની તેમની વાર્તાઓમાં 'ફોલીંગ સ્ટાર્સ' (૧૯૬૦); 'શેફર્ડ એન્ડ શેફર્ડેસ', (૧૯૭૧); 'ટેક એન્ડ રીમેમ્બર', (૧૯૬૨), 'વેન ફેઈર ધી ડે', (૧૯૬૧) અને બીજીમાં. ચકિત કરી દે તેવો પ્રભાવ છે અને તેમ છતાં હજી એકરાગતા એકદમ સાદી અને વાસ્તવિકતાભરી છે તથા કથાનાયક એકદમ 'દુન્યવી' છે.

અસ્તાફ્યેવનાં કથાનાયકો તેમના યુદ્ધનાં પરાક્રમો એટલી જ ચોકસાઈપૂર્વક અને કર્તવ્યપરાયણતાથી પોતાની ભૂમિકા ભજવે છે, જેટલી શાંતિના સમયમાં સ્ટીલ ગાળવામાં અને ઘઉંની કાપણી કરવામાં ભજવે છે... તેઓ પોતાના ઘર, પોતાના કુટુંબ, પોતાના દેશનું સ્થિર નિષ્ઠા અને પ્રાકૃતિક સાદાઈથી રક્ષણ કરે છે. અને વિરોધાભાસ માટે લેખક બધી જ જીવંત વસ્તુઓ સામે વિનાશકારી યુદ્ધની નિર્મમતા, અસ્વાભાવિકતા ઉપર ભાર મૂકે છે તથા માનવ જીવનની અમૂલ્યતા વિષે બોલે છે જેની તુલનામાં કંઈ જ આવી ન શકે.

# પત્નીના હાથ

જીવનમાં મારા સાચા
મિત્ર અને સાથી
માન્યાને સમર્પિત

તે મારી સામે પર્વતના ઢોળાવ ઉપર આગળ વધ્યો. લીસા પથ્થરો તેના બૂટની નીચેના કળણમાં ડૂબી ગયા. હવામાં સરસરાટ કરતી વનસ્પતિઓ, કડકડાટ કરતી કેરવિલો અને દ્રાક્ષનાં વેલાઓની કાળી શાખાઓ દ્વારા સૂરજથી રક્ષાયેલ આખો ઢોળાવ છૂપાયેલા પ્રવાહો અને નાનાં નાનાં ઝરણાંઓ દ્વારા મૂકપણે ઝમતો હતો. જાંબુ, વિલો અને દેવદારનાં વૃક્ષો ઝરણાંઓનાં પીલાંનાં જેવાં ધીમાં અવાજોને ઢાંકતા આ ઝાડી ઝાંખરાનાં સમૂહ ઉપર પોતાની ટોચોને જોડતાં હતાં. વૃક્ષોની શાખાઓમાં પક્ષીઓ પાંખો ફફડાવતાં હતાં, ઉંદરો મૂળિયાઓની વચ્ચે સતતપણે આમતેમ ભાગાદોડી કરતાં હતાં, અને ઘુવડો તેમને આંધળા બનાવી દેતા દિવસના પ્રકાશથી બચવા તાકતી આંખોએ સંતાયેલાં હતાં. આ એક એવી જગ્યા હતી જ્યાં પક્ષી અને પ્રાણી રહેતાં, વૃદ્ધિ કરતાં, ખોરાકની શોધ કરતાં, ઝરણાંઓમાંથી પાણી પીતાં, એકબીજાનો શિકાર કરતાં, અને તેથી કરીને ગુપ્ત અસ્તિત્વની શોધમાં પડતાં હતાં. પક્ષીઓ ગાવા માટે બીજે ક્યાંક પર્વતોનાં ઊંચા શિખરો પર જતાં, જ્યાં તેઓ વહેલાં સૂર્યોદયનું પ્રથમ દૃશ્ય તથા સૂર્યાસ્તનું અંતિમ દૃશ્ય માણી શકતાં હતાં. જ્યારે તેઓ ત્યાં ગાતાં ત્યારે તેમની ઉપર ભાગ્યે જ હમલો થતો.

હું સ્તેપન ત્વોરોગોવની માત્ર પીઠ જ જોઈ શકતો હતો. હવે તે ઝાડીઓની વચ્ચે ક્યાંક અદૃશ્ય થઈ રહી હતી. હવે તે ફરી પાછી ખુલ્લામાં આવી ગઈ હતી. તેનાં અસામાન્યપણે સારી રીતે વિકસેલાં ખભાનાં સ્નાયુઓ ઝાંખા પડેલાં ખમીસની નીચે આગળ ઊપસી આવેલાં હતાં. તે થોડોક આગળની તરફ ઝૂકીને ચાલતો હતો. તેનો જમણો ખભો ડાબા ખભા કરતાં થોડોક વધારે ઝૂકેલો હતો. તે અત્યંત ચપળ અને સુસંબદ્ધ હતો. તે આખા પગને જમીન ઉપર મૂકતો. તે દૃઢતાથી પગલાં

મૂકતો હતો. તેણે પોતાના પગ ઉપર ટકવામાં ચોક્કસ થવું જ પડે તેમ હતું કારણ કે તેને હાથ નહોતા.

તે કોઈક કોઈક વખત પડતો હતો પણ હંમેશાં પોતાની કોણી કે પડખાં ઉપર. તેથી કરીને જ તો તેનો જમણો ખભો બહાર ઊપસી આવેલો હતો. તે ધીમેથી પડતો, કોઈપણ જાતની ચિંતા કર્યા વિના ફરીથી ઝડપથી ઊભો થઈ જતો અને આગળ વધવાનું ચાલુ રાખતો.

દાભની જાતનાં ઘાસમાંથી, ઝાડીઓને દૂર કરતાં અને રસ્તામાં આવતી બીજી વસ્તુઓને આંચકી લેતા હું તેની સાથે મહામુશ્કેલીથી કદમ મેળવી રહ્યો હતો. દાભની જાતનાં ઘાસમાં મારા હાથ થોડા છોલાઈ ગયા અને પગની નીચેનો હિસ હિસ અવાજ સાપનાં ફૂંફાડા જેવો લાગતો હતો. સ્તેપને તૈગાઘીચમાં પોતે કેટલો ચપળ હતો તે મને બતાવવા માટે જાણીબૂઝીને આ શાપિત ઢોળાવનો રસ્તો પસંદ કર્યો હતો, તેમ વિચારતો હું મનમાં ને મનમાં તેને ગાળો ભાંડતો હતો.

છેવટે તે પાછળ ફર્યો અને સહાનુભૂતિપૂર્વક પૂછ્યું કે હું થાકી ગયો હતો કે નહિ. અને જવાબની રાહ જોયા વિના જ તેણે સૂઝાવ આપ્યો: "ચાલો તો પછી, આપણે અહીં બેસીએ."

હું એક ઝરણાની નજીક ગોઠવાયો. તે ઢોળાવમાંથી પોતાનો રસ્તો કરતું, ધીચોધીચ ઘાસમાં એડરની જેમ એકદમ દોડી જતાં પહેલાં કળણની નીચેનાં નાનાં છિદ્રમાં ચકરાવો લેતું હતું. જ્યાં તેને તરત જ બીજું ઝરણું મળી જતું અને હરખાઈને તેને મળવા સીધાં ઢોળાવવાળી બાજુવાળા છૂટા ખડક તરફથી સરકી જતું હતું. ઝરણું જ્યાંથી શરૂ થતું હતું તે છિદ્ર જાડી દાણાદાર રેત વડે રેખાંકિત હતું. જે એકદમ સફેદ થઈ ગયેલી હતી. કીડો ત્યાં તરતો ડૂબી રહ્યો હતો. તેને આ છિદ્ર પંચમહાભૂતોમાંથી છૂટા પડેલા મહાસાગર જેવું લાગતું હોવું જોઈએ. તેણે પોતાની જાતને ભાગ્યને હવાલે સુપર્દ કરી દીધી હતી અને માત્ર થોડીવારે ક્યાંક કોઈક પકડ લેવા માટેના નિષ્ફળ પ્રયત્નમાં હાથ કે પગ આમતેમ હલાવતો હતો.

"તેણે ચક્કર આવે તેટલું પી લીધું છે," હસતાં હસતાં સ્તેપને કહ્યું.

તેણે પોતાના હાથના વળલો ઠૂંઠા વડે એક ડાળી ઉપાડીને છિદ્રમાં ડૂબાડી. કીડાએ કોઈપણ રીતે તેને પકડમાં લીધી અને મહામુશ્કેલીથી તેના ઉપર ચઢી જઈ ત્યાં થોડીવાર માટે બેઠો અને પછી જાણે અચાનક



પોતાની પત્ની અને કુટુંબની યાદ આવી ગઈ હોય તેમ ઉતાવળે ઉતાવળે ઘાસમાં જતો રહ્યો. સ્તેપને ડાળી ફેંકી દીધી અને પોતાનાં ઠૂંઠાં ઘૂંટણોની વચ્ચે છુપાવી લીધાં. મેં નોંધ્યું હતું કે જ્યારે તે બેઠેલો હોય ત્યારે હંમેશાં આમ કરતો હતો. તેનો ચહેરો વિચારશીલ હતો. જેની ઉપર કેટલીક રેખાઓ અંકાયેલી હતી પણ ગમે તેમ તે બધી મૂળભૂત હતી. તે માત્ર પ્રકૃતિની લહેર દ્વારા સ્થિર થયેલી નહોતી કે માત્ર કરચલીઓ નહોતી પણ આ માણસના જીવનમાં કેટલાંક નજીવાં પ્રસંગોથી પર આંકતી સીમાઓ હતી. ઉત્તરી ઉરાલનાં લોકોમાં સામાન્ય એવી સફેદ પાંપણો અડધી મીંચેલી આંખોની ઉપર જાણે પડદો નાંખતી હતી. પણ તેમ છતાં હું તેણે મારી તરફ માંડેલી દૃઢ ભેદક નજરને અનુભવી શકતો હતો.

હું ઝરણાનું પાણી પીને ધૂમ્રપાન કરવા લાગ્યો. સ્તેપન પણ ઘેનમાં હોય તેમ લાગતું હતું. પણ કદાચ તે મને આરામ કરવાના સમય માટે માત્ર પરવાનગી આપતો હતો તેમ લાગતું હતું. તેની બંદૂક બાજુમાં પડી હતી અને કારતૂસનો પટ્ટો એકદમ હડપચીની નીચે, છાતી ઉપર લટકતો હતો. તેણે પોતાના દાંત વડે તેમાંથી કારતૂસો ખેંચીને બંદૂકના કૂંદામાં ભરી. તેણે જમણા હાથના ઠૂંઠા સાથે બંધાયેલ લોખંડનાં હુક વડે ઘોડો દબાવ્યો. પોતાની જ મઢૂલીના બારણા ઉપર એક દિવસ તેણે જોયું ત્યાં સુધી લગભગ એકાદ વર્ષ સુધી તે આ યોજના માટે મુંઝાયેલો રહ્યો હતો. સૂકા ઘાસની ગંજી તરફ હાથાની જગ્યાએ લાંબાં હાથાવાળા દાંતરડામાં જડેલી ધાતુની નળીમાં તેણે હાથનું એક ઠૂંઠું ધકેલ્યું. અને બીજાને કાચા ચામડાના પટ્ટામાં કસ્યું. તે યુક્તિ લડાવવામાં તેને લગભગ બે વર્ષ લાગ્યા. તેણે લગભગ છ મહિનાઓ સુધી આ કુહાડી ઉપર કાબૂ મેળવ્યો. તે ખભા માટે કૂંદાવાળી અને પટ્ટા નજીક બ્લેડવાળી લાંબા હાથાવાળી કુહાડી વાપરતો હતો. હવે તે પોતાનું સુથારીકામ કરી શકતો હતો. તેણે પોતાનું લાકડાનું ઘર બનાવ્યું, લાંબાં ને લાંબાં ઘાસ કૂંધ્યા, તેણે પોતાનાં શિકારો માટેનાં પાંજરાં પોતાની જાતે બનાવ્યાં. તેણે પોતાના પુત્ર માટે સ્કી બનાવી અને છાપરા ઉપર પવનની દિશા સૂચકયંત્ર પણ કોતર્યું હતું. જેથી કરીને તે પડોશીના ઘરના છોકરા જેટલું જ સારું થાય. એક નવા વર્ષની સાંજે તેમની સાથે રોકાયેલા રેલ્વેના માણસે સ્તેપનની પત્ની નાદ્યા ઉપર નજર નાંખવાનું શરૂ કર્યું. સ્તેપને તેને ફટકાર્યો. તેને પોતાની જાતે ફટકાર્યો હતો. તેણે રેલ્વેના માણસને લગભગ અધમૂઓ જ કરી નાંખ્યો હતો અને ત્યારબાદ કદી તેને ત્યાં રહેવા માટે ઢોકાયો પણ નહિ.

સ્તેપનના હાથ ખાડો ખોદવામાં સુરંગ દ્વારા ઊડી ગયા હતા. તે સમયે તે ૧૯ વર્ષનો હતો. આજકાલ તે વસાહતમાં કોઈ ખાણ નથી. પાતળા થરો આપી દેવામાં આવ્યા હતા અને વસાહત નધણિયાત અને ઉજ્જડ બની ગઈ હતી. માત્ર થોડાં જ ઘરો બાકી બચ્યાં હતાં. જેમાં હતાં—જંગલની દેખભાળ કરનારનું ઘર, નાના રાજ્ય ખેતરમાં કામ કરતાં કામદારોની માલિકીની ઝૂંપડીઓ અને એક ઝૂંપડી ભૂતપૂર્વ ખાણિયો, શિકારી સ્તેપન ત્વોરેગોવની.

હું પહેલાં જ આ બધાં વિષે સ્તેપનને સવાલ પૂછી ચૂક્યો છું પણ તેમ છતાં હજી હું ક્યાંક કોઈક નૂટ અનુભવતો હતો જે મારો લેખ લખવામાં અંતરાય નાંખતી હતી. તેમ છતાં પણ આ હાથ વિનાના શૂરવીર જે તે જિલ્લામાં સર્વશ્રેષ્ઠ શિકારી હતો તેનું આબેહૂબ ચિત્રરૂપણ પાછું લાવવાની મને કડક સૂચનાઓ હતી.

કોમળતાભરી સહાનુભૂતિથી તેની પત્ની નાદ્યાએ મને કહ્યું: "તમે ઘણું મોડું કરી દીધું છે. તમારે વસંતમાં આવવું જોઈતું હતું. તે વખતે સ્તેપન ફરનો ત્રણ ગણો જથ્થો લેતો હતો પણ હવે હમણાં અમે કોઈ નોંધપાત્ર જથ્થો ઊભો નથી કરતાં. હું ઘરનાં કામમાં વ્યસ્ત રહું છું અને સ્તેપન જ્યાં સુધી શિયાળાની ઋતુ પાસે આવે છે ત્યાં સુધી પોતાનાં કામમાં ધ્યાન આપવામાં રહેશે."

સ્તેપને કઠોરતાથી કહ્યું: "માણસને તેના દરજ્જાઓ મળ્યા છે. તેના વડાને એ વાતની જરાપણ દરકાર નથી કે અત્યારે જ અમે કોઈ નોંધપાત્ર શ્રેષ્ઠ કામ કરીએ છીએ કે નહિ. માલ પેદા કરવો અને બસ તેટલું જ પૂરતું છે. અમે તેમને અમારા વિષે બધું જ કહીશું અને કદાચ ત્યારે તેને કોઈ વિચારો આવશે." પળવાર થોભ્યા પછી તેણે સહાનુભૂતિ પણ વ્યક્ત કરી. "તમારી પાસે પણ ઘણું મુશ્કેલ કામ છે, કેમ ખરું ને? તમે અમારા વિષે શું લખી શકો? હવે ત્યારબાદ, મા, તેને અમારા કુટુંબનાં બધાં જ ફોટા બતાવો. કદાચ ત્યાં તેને કંઈક જડી જશે."

હવે હું ત્વોરેગોવ કુટુંબનો આખો ઇતિહાસ જાણતો હતો. હું જાણતો હતો કે તેની માએ કેવો ભયંકર ફટકો ઝેલ્યો હતો અને તેમાંથી છૂટકારો મેળવવા તેને કેટલો સમય લાગ્યો હતો. સ્તેપન તેનો એકનો એક દીકરો હતો. તેના પતિ છેલ્લાં યુદ્ધમાં ગૂમ થયા એમ નોંધાયું હતું. પણ ક્યાંક હજી પણ તે નૂટ હતી...

"હું મારા હાથના ઉપયોગ વિના શિકાર કેવી રીતે કરું છું તે જોવા



માટે મને શિકારે લઈ જવા તમે ઇચ્છતા હતા?" સ્તેપને મારા વિચારોને વચ્ચેથી તોડ્યા.

"હા, ના, ના, વાસ્તવમાં નહિ," થોડાક ગૂંચવાતાં ગૂંચવાતાં મેં જવાબ આપ્યો. "હું તો માત્ર ઉરાલના તૈગામાં જવા અને વસ્તુઓ જોવા ઇચ્છતો હતો."

સ્તેપનનાં ભવાં ચઢી ગયાં. "માત્ર વસ્તુઓ જોવા માટે?"

તેણે પોતાનું માથું નમાવ્યું અને હોઠ વડે કોલર ઉપર દોરી વડે બંધાયેલ બાજને પાછું બોલાવવા માટેનું પારધીનું સાધન ખેંચી કાઢ્યું. તેણે તેના વડે સીટી મારી અને લગભગ તરત જ નર બાજે પડકારમાં પ્રત્યુત્તર વાળ્યો અને હવામાં પાંખોનો ફડફડાટ થયો. સ્તેપનની આંખો ચમકી ઊઠી અને તેણે મારી સામે આંખ મિચકારી. "એક મિનિટમાં જ તે અહીં હશે! અહીં આસપાસ તેમનાં ઝુંડનાં ઝુંડ થઈ જશે."

સ્તેપને ફરીથી એક વખત તેવી જ સીટી વગાડી બૂમ પાડી. અને પક્ષી ફર વૃક્ષ ઉપરથી નીચે ઊડી આવ્યું અને તદ્દન અમારી નજીક ઝરણાની વિલો શાખા ઉપર ગોઠવાઈને આમ તેમ ઝૂલવા લાગ્યું. અને જાણે એમ કહેતું હોય કે: "લડવા માટે મને પડકાર કરનાર આ કોણ છે?" તેમ આમતેમ ચારે બાજુ હુમલાખોર નજરે જોવા લાગ્યું.

સ્તેપને જરા પણ ઉતાવળ કર્યા વિના બંદૂકની નળી તાકી તેને દૂર કર્યું. બંદૂક ફરીથી ભરી, પક્ષી ઉપાડ્યું અને કંઈપણ બોલ્યા વિના આગળ ચાલવા લાગ્યો.

જ્યારે અમે પર્વતની ટોચ ઉપર પહોંચ્યા ત્યારે તે રોકાયો અને શાંતિથી કહ્યું: "આ તરફ જુઓ, કદાચ તમે પોતે જે જોવા ઇચ્છતા હતા તે હોય તો."

મેં જોયું. દૂર દૂર જ્યાં સુધી મારી નજર પહોંચે ત્યાં સુધી આગળ પર્વતો અને જંગલો વિસ્તરેલાં હતાં. સુખનિદ્રામાં પોઢેલાં પર્વતો અને જંગલો પાનખરના ચિંતનમાં લીન થયેલાં હતાં. પગદંડીઓ, રસ્તાઓ અને વિજળીના તારો વડે ચાસ પડાયેલ તૈગાનો દેખાવ નિકટવર્તી દાયકાની વિવિધ તાજગી ધરાવતો હતો. વહેળાઓ પર્વતો અને દૂરના જંગલોની ફરતે પોતાનાં પીળાં ફાંસાઓ ખેંચતાં આમ તેમ વાંકાચૂંકા વહેતા હતા. એમ લાગતું હતું કે જાણે પૃથ્વીની સર્વ નાજુકાઈ પેલા કોતરો, ખીણો અને ખાઈઓમાં ઉઘાડી પડતી હતી. આખું દૃશ્ય અદ્ભુતપૂર્ણ રીતે નિર્વાત હતું. જંગલો આવનારી પ્રગાઢ ચીર નિદ્રાથી

પરિચિત હતાં. ખરતાં પાંદડાંઓનાં ખડખડાટે, પાનખરનાં વરસાદે, ઊંડા બરફે, અને વસંતનાં સળવળાટે તેમને પહેલાં જ શાંત પાડવાનું શરૂ કરી દીધું હતું. જેના માટે ચોક્કસપણે લાંબા સમયથી અને ધીરજથી રાહ જોતાં હોવા જોઈએ કારણ કે પૃથ્વી અને જંગલ ઉપરની પણ દરેક જીવંત વસ્તુ વસંત અને આનંદની શાશ્વત આશામાં જીવે છે. પાનખરનાં ઉદાસ સંગીત દ્વારા વશ થયેલાં જંગલો પોતાનાં આવરણ રૂપી પાંદડાઓ ખરવાં દેતાં હતાં, ચળકતાં વહેળાઓમાં પાંદડાઓ પડવા દેતાં હતાં અને તેમનાં દર્પણો ઢાંકી રહ્યાં હતાં જેથી કરીને પોતાની નિરાશ્રિત નગ્નતાના પ્રતિબિંબો ત્યાં ન જોઈ શકે.

ધરતી શિયાળાની તૈયારીમાં પાંદડાઓનાં કોટને પહેરી રહી હતી. તેના અવાજો મૂક્ થઈ ગયા હતા. સાંભળી શકાતો હતો માત્ર પાંદડાઓનો ખડખડાટ, ભારે ટીપાંઓનો ટપટપ, બરફ અને ઝડપી પણ હજી સતત ન પડતા વરસાદ દ્વારા ફરીથી ભરાઈ ગયેલાં વહેળાંઓનો ખળખળ અવાજ.

પણ અમે જે પર્વત ઉપર ઊભાં હતા તે જાણે જંગલનાં બીજાં બધાંથી કંઈક જુદું જીવન જીવી રહ્યો હતો એમ લાગતું હતું. તેનાં વૃક્ષો લગભગ દસેક વર્ષ પહેલાં જ પડી ગયાં હતાં. તેનાં ઢોળાવો ઉપર ફૂગવાળી ટોચવાળાં સડેલાં ઠૂંઠાઓ છવાયેલાં હતાં. જેમની બાજુઓની ફરતે સડેલી મશરૂમોનાં ઝૂંડનાં ઝૂંડ ચોંટેલાં હતાં. નાનાં લીંબોઈ, એશ વૃક્ષો, અને ભૂર્જની ઝાડી આ ઠૂંઠાઓની ફરતે ગીચોગીચ ફેલાઈ ગયેલી હતી. તેની ઉપર રાસબરી અને વિલો જડીબુટ્ટીની કુમળી ડાળીઓ પહેલાં જ ઊગેલી હતી. જે સૂકા ઘાસની ગંજીમાં કૂચ કરી એકબીજા સાથે જોડાઈ ગઈ હતી અને કોઈપણ જાતનાં દુઃખ વિના રમતિયાળપણે પોતાનાં પીળાં, જાંબલી અને નારંગી પાંદડાંઓને ચોમેર ફેલાવી રહી હતી. પાતળાં એશનાં નાનાં કુમળાં ઝાડો ઉપર તેનાં સૌથી પહેલા પાક, તેમની સૌથી પહેલી ત્રણ કે ચાર મુઠ્ઠીભર બેરીઓ લાગેલી હતી. જેમને તેઓ વિશ્વાસપૂર્ણ ગર્વ વડે દરેકે દરેકની સામે ઉઘાડી પાડતાં હતાં. પણ હજી હું જ્યારે તે નિહાળી રહ્યો હતો ત્યારે જ શ્રશ પક્ષીઓનું વિશાળ ધૂમરાતું ઝુંડ એશ વૃક્ષો ઉપર ઊતરી આવ્યું, મોટી બેરીઓ ઉપર ચાંચો મારતાં મોટી ચિચિયારીઓ પાડતું હતું અને એક ઝાડ ઉપરથી બીજા ઝાડ ઉપર પાંખો ફફડાવતું હતું. થોડીવારમાં જ એશ વૃક્ષો ઉપર એકપણ બેરી નહોતી રહી. તેઓ ત્યાં હેબતાયેલાં ઊભાં હતાં. ત્યારબાદ ટોમટિટો



તેમની ડાળીઓમાં બેઠાં અને પોતાની સાંત્વના આપતી કિલબિલ શરૂ કરી. જાણે એમ ન કહેતાં હોય: "નાનકડાં એશ વૃક્ષો, તમે માત્ર એ કામ માટે જ જન્મ્યાં છો. કે તમારી બેરીઓ વડે પક્ષીઓનું પેટ ભરો."

"હાં, તો તમે શો નિર્ણય કર્યો?" સ્તેપને અણધાર્યાં જ મને પૂછ્યું.

મેં ખભા ઊંચકયાં અને શ્રશોનાં ઊડી જતાં ઝુંડને હું જો નિહારતો રહ્યો.

મેં માની લીધું: "હું નથી જાણતો. તમારા વિષે લખવું મને ખૂબ મુશ્કેલ પડશે. મને શંકા છે કે હું કંઈક તેમાંથી પેદા કરીશ કે નહિ."

"ચોક્કસપણે, તમે નહિ કરી શકો," સ્તેપને મને ખાતરી અપાવી. તે પણ પક્ષીઓને નિહાળી રહ્યો હતો. "મારા વિષે તમે શું લખી શકશો? એ જ ને કે હું લૂલો પાંગળો છું જે ભીખ માંગવા નથી જતો પણ પોતાની આજીવિકા પોતાની જાતે કમાઉં છું? એ જ ને કે તે મારી મા પાસેથી હું શીખ્યો હતો. અમે પારકાંની મહેનત પર જીવનારાંઓમાંથી એક કદી નથી રહ્યા. અમે હંમેશાં અમારી જાતને ટકાવી રાખવા તનતોડ મહેનત કરી હતી." તે પળવાર માટે રોકાયો, મારી તરફ ફર્યો, એકદમ નજીકથી મને જોવા લાગ્યો અને દેખીતી રીતે કોઈક નિર્ણય ઉપર પહોંચતાં હળવેથી પૂછ્યું: "જો હું તમારી થોડીક ટીકા કરું તો તમને ખોટું લાગશે? લોકો કહે છે ટીકા એ આપણો માર્ગદર્શક પ્રકાશ છે. કેમ સાચી વાત છે કે નહિ?"

"મને શા માટે ખોટું લાગે? મારી સાથે એક નિખાલસ મિત્રની જેમ વર્તો અને મહેરબાની કરીને મને તું કહીને બોલાવ."

"ઠીક તો પછી. હા, તો તારા માત્ર શી વસ્તુ શી છે હજી તે જ શોધતાં અમારી સાથે રહી રહ્યાનો આજે ચોથો દિવસ છે. તું આખો સમય મારી ફરતે વળગેલો રહે છે. પણ હું શું છું?" તેણે તેની તરફ, તેના બૂટ તરફ, કારતૂસનાં પટ્ટા તરફ, તેની બંદૂક તરફ જોયું. તેણે માત્ર તેનાં હાથનાં ઠૂંઠા તરફ જ ન જોયું. "તારે જેની ઉપર આંખ રાખવી જોઈએ તે છે નાદ્યા. તેના હાથ! તે જ મુખ્ય વસ્તુ છે. તેના પણ બીજાં બધાંની જેમ જ બે હાથ છે. પણ તે હાથ કેવા ગજબના છે! તેમ છતાં, તેના વિષે વાત કરવાનો શો અર્થ. મેં કહ્યું જ છે કે તે જ મુખ્ય વસ્તુ છે." ને આત્મવિશ્વાસથી મારી તરફ આગળ વધ્યો. "તું તે હાથ વિષે કેવી રીતે લખી શકશે? કેવી રીતે? પણ જો તું એ મુખ્ય

વસ્તુ વિષે ન લખે તો પછી માત્ર કાગળો બગાડવામાં કોઈ અર્થ નથી. શું એ વાત સાચી નથી? હું મારા માટે કહી શકું તે માત્ર એટલું જ કે હું તેને પ્રેમ કરું છું. કેટલીક વાર મેં વિચાર્યું હું ખૂબ ઢીંચીશ અને તેને એ પ્રમાણે કહીશ. પણ હું કદી તેમ ન કરી શક્યો. હવે જો તું માત્ર લખી શકતો હોત તો તે બધી જ અદ્ભુત વસ્તુઓ જે કેટલીયે વાર તેના વિષે મેં મારા પોતાના મનમાં કહી તે છે. એવા પ્રકારની વસ્તુઓ લોકો ગીતોમાં ગાય. નહિતર હું એ ગણતરીમાં નહિ લઉં કે તું બહુ દૂર સુધી પહોંચી જશે." પળવાર માટે તે ઢીલો પડી ગયો. તેનો ચહેરો માયાળુ અને કંઈક સીધો સાદો બની ગયો. "હા, તે એક સમસ્યા છે, તે છે તમારા દિલમાં જે કંઈપણ હોય તે બધુ જ કેવી રીતે બોલી કાઢવું તેના માટે યોગ્ય શબ્દો શોધી શકતા નથી. શબ્દો બધા જ કોઈક ને કોઈક રીતે એટલાં જોમ વિનાના અને ફિક્કા છે. તેમ છતાં, તેને જવા દો. કેટલીક વખત કેટલીક વસ્તુ શબ્દો વિના પણ એકદમ સ્પષ્ટ હોય છે. તું જાણે છે કઈ?" ફરીથી જાણે મારી ઉપર મોટો ભાર નાંખતો હોય તેમ તેણે મારી તરફ જોયું. "મારી સાથે આવો. હું તને કંઈક બતાવીશ. કોઈ વિશેષ કારણ માટે નહિ, માત્ર એક માણસ તરીકે માણસને..."

વીજળીની લાઈન વસાહત તરફ જતી હતી. મજબૂત લાંબા પાયાવાળાં વીજળીનાં તારનાં થાંભલાઓએ ઈમારતી લાકડાં અને નાનાં નાનાં ઝાડીઝાંખરાંઓને એકબાજુ ધકેલી દીધાં હતાં. તેમની નીચે જમીન ખોદવામાં આવી હતી અને તેમની વચ્ચે ઊંચા ઊંચા ઘાસનાં ગંજ ઊભાં હતાં. તેમની વાંકી વળેલી બાજુઓ ખરેલાં પાંદડાંઓ વડે આચ્છાદિત હતી. આ પાંદડાંઓ ત્યાં આગની બૂઝતી ચિનગારીની જેમ પડ્યાં હતાં. અને જેવાં તે સળગી ઊઠયાં, ઘાસની ગંજીઓ વધારે ઘેરી થઈ ગઈ અને લીલાં બીજી કાપણીનાં ઘાસની ગંજી વચ્ચે ખિન્ન અને એકલી અટૂલી ખડકાઈ ગઈ.

એક જગ્યાએ વીજળીનાં તારનું પહોળું ખોદાણ પીટ વનસ્પતિવાળાં નાનાં ઊંચાણની વચ્ચે અને સડતાં વેલાંઓની નીચે સંતાતા નાનાં ઝરણાંમાંથી પસાર થતું હતું. તે શરમાળ અવાજવિહિન ઝરણું હતું પણ તેમાં તાજું પાણી વહેતું હતું. તેથી તે બધાં જ પ્રકારનાં નાનાં છોડવાંઓને આકર્ષતું હતું અને એક વાંકી વળેલી જાંબુની ઝાડી જંગલનાં અંધકારમાંથી આ ખોદાણમાં પાછળ પાછળ સરકી આવી હતી.



ખોદાણનાં નિરીક્ષક કોઈક કારણસર તેને કાપી કાઢવા પ્રત્યે અપલક્ષ ધરાવતાં હતાં. કદાચ તે જો તે વર્ષે સારો પાક ઊતરે તો પોતે જ લેતાં જાંબુનો આનંદ માણવાની આશા રાખતાં હતાં કે પછી કોઈક બીજું કારણ હતું.

સ્તેપન આ જાંબુની ઝાડી પાસે રોકાયો. તૈગાની બહાર માત્ર એક જ ભીરુ પગલું ભર્યું. તેણે તેનું નખશિખ અવલોકન કર્યું. પણ જેવી રીતે મારું અવલોકન કર્યું હતું તેવી રીતે નહિ. તે પોતાની નજરોની કોમળ હૂંફ વડે ઝાડીને લાડથી પંપોળતો હોય તેમ લાગતું હતું. મેં કદી કોઈ વ્યક્તિને ઝાડી તરફ સ્મિત ફરકાવતી પણ નહોતું જોઈ અને તેમાંય વળી માત્ર જાંબુના ઝાડ પ્રત્યે તો ચોક્કસપણે નહિ. તેથી મેં પણ તેની તરફ ધ્યાનપૂર્વક નજર નાંખી. તેમાં કોઈ વિશેષતા નહોતી. માત્ર એક એવા પ્રકારની હતી કે જેના વિષે લોકો કવિતાઓ ગાય છે અને લખે છે. તથા ક્યાંક ક્યાંક તેની શાખાઓની છાલને પણ લગભગ ઉઝરડી નાંખેલી હતી.

તપખીરિયા રંગની ટોચવાળી રસથી ભરપૂર ચમકતી બેરિઓ પક્ષીઓની ટમટમતી આંખોની જેમ તેનાં પાંદડાંઓની વચ્ચે ડોકાતી હતી. પાંદડાંઓ વનસ્પતિને થતાં ગેરુ રોગને કારણે ટપકાં ટપકાં વાળાં થઈ ગયાં હતાં અને સૂરજની સામે પડતી તેની બાજુ લગભગ બળી ગઈ હતી. અપૂર્ણ રીતે વિકસેલ નીચેનું ઘાસ છેલ્લા પાંદડાંઓ સાથે કોહવાઈ રહ્યું હતું.

"થોડી લઈ લો," હજી પણ નાના વૃક્ષ તરફ જોતાં સ્તેપને કહ્યું.

હું ખુશી ખુશી બેરિઓ ખાવા બેસી ગયો. ભારે ઝૂમખાંઓ વાળી કેટલીક શાખાઓ તોડી અને સ્તેપનના ખોળામાં ઉછાળીને ફેંકી. તેણે શાખાઓ મોં તરફ લઈ પોતાના હોઠ વડે રસભરી બેરિઓ ખેંચી કાઢી અને સંતુષ્ટતાપૂર્ણ ગણગણતો હતો: "વાહ, કેટલી મીઠી છે! રાવન અને જાંબુ ઉરાલની દ્રાક્ષો છે!" પણ બીજી જ ક્ષણે તેણે અરુચિથી ભવાં ચડાવતાં શાખા એકબાજુ ફેંકી દીધી. "ઓફ, કેવી રદ્દી છે!"

અધમૂઈ શાખા ઉપર કરોળિયાનું જાળું નાનાં ભૂખરાં લોંદામાં ફસાયેલું હતું. અને તે ઠંડા આરામદાયક સ્થાનમાં એક સાથે રહેતી આમતેમ અમળાતી લીલી ઈયળોથી ભરેલું હતું. તે પાંદડાંઓ અને વૃક્ષની નાની કળી ઉપર પોતાને એકદમ લપેટીને આ જાળાઓમાં આગળ વધ્યે જતી હતી. જ્યારે તે થોડીક વધારે મોટી થઈ જતી ત્યારે ધૃણાજનક લીલાં વંશજોનો બીજો સમુદાય પેદા કરતી. જે વૃક્ષને એકદમ તો ખલાસ

ન કરી નાંખતી પણ તેને વિકસતાં અને ફળ પેદા કરતાં જરૂર રોકતી હતી.

સ્તેપન ત્યારબાદ જાંબુને અડયો નહોતો. તેણે આસમાન તરફ નજર નાંખી જે હજી આસમાની હતું પણ વરસાદ અને બરફબારી માટે જાણે તલસતું હતું. તે કેટલાંક ઉતાવળ વિનાના વિચારોમાં લિન થઈ ગયો. આખરે તે મારી તરફ ફર્યો.

"શા માટે તું આટલો શાંત છે?"

"હું બેરી ખાઉં છું."

"ઓહ! પેલી ઝાડી ઉપર સારી બેરીઓ છે. તે મારા માટે યાદગીરી રૂપ છે."

અને તેણે મને કહેવાનું શરૂ કર્યું કે જ્યારે ઉનાળો ઊતરવામાં હતો ત્યારે સૂરજથી ચમકતા ઑગસ્ટના અંતમાં તે અને નાદ્‌યા હોસ્પિટલથી આ લાઈનની સાથે સાથે કેવી રીતે ઘર તરફ ચાલતાં જતાં હતાં.

તેઓ પરણ્યાં તે પહેલાંની આ વાત હતી. હકીકતમાં તેઓ એક દિવસ એક આરામગૃહમાં હજી માત્ર મળ્યાં જ હતાં. જ્યાં કામદારોને તેમનાં સારાં કામનાં બદલામાં કેટલીક વખત શાંત નિંદ્રા લેવા, થોડેક સ્વાદિષ્ટ ખોરાક ખાવા અને મોજ માણવા મોકલવામાં આવતાં હતાં. નાદ્‌યા ઓફિસમાં સફાઈ કરવાનું કામ કરતી હતી. હંમેશાં કોલસાના કચરાં અને ખાણિયાઓનાં જૂતાંઓ દ્વારા ધબ્બા લાગેલી ગંદી દીવાલો અને ગંદા ભોંયતળિયાઓવાળાં ખાડો ખોદવાની ક્રિયાના કક્ષને ઘસી ઘસીને સાફ કરતી હતી. તે પહેલાં તે એક કુટુંબમાં બાળકોની સારસંભાળ લેતી છ વર્ષ સુધી રહી હતી.

ત્રણ કે ચાર વાર તેઓ સાથે કલબમાં પીકચર જોવાં ગયાં હતાં. ત્રણ કે ચાર વાર સ્તેપને નાદ્‌યાનું ઘર જોયું હતું. ટ્રિનિટી* રવિવારે તેઓ પ્રાચીન રશિયન રિવાજ પ્રમાણે સમોવાર સાથે ઉનાળો ઊજળવા ખેતરોમાં ગયાં હતાં. ઉરાલમાં બીજી ઘણી વસાહતોમાંની જેમ આ વસાહતમાં પણ લોકો પ્રાચીન કે નવાં કોઈ પણ તહેવારો ઊજવવામાં આનંદ માણતાં હતાં. અને તેઓ જેટલું પી શકે તેટલું પીતાં હતાં. તે સમયે ખેતરોમાં સ્તેપને સૌથી પ્રથમ વાર નાદ્‌યાને ચુંબન કર્યું હતું. અને બીજાં જ દિવસે તેનાં બંને હાથ કાંડેથી કપાઈ ગયાં હતાં.

---

*ખ્રિસ્તી ધર્મમાં પિતા, પુત્ર અને પવિત્ર આત્મા એ ત્રણે મળીને બનેલો એક ઈશ્વર.—અનુ.



આ અણધાર્યાં આવી પડેલાં સંકટે સ્તેપનને દરેકે દરેક વ્યક્તિ, દરેકે દરેક વસ્તુ, ખાણ, વિશાળ દુનિયા અને નાદ્‌યાથી મા સિવાય દરેકે દરેકથી વિમુખ કરી દીધો. વિસ્ફોટ પછી જેવો તે ભાનમાં આવ્યો કે તરત જ તેને માની યાદ આવી ગઈ. તેના દુ:ખના વિચારે તેને અસહ્ય વેદના આપી. સૌથી પહેલાં તો તેણે ન તો દર્દ અનુભવ્યું કે ન તો ડર અનુભવ્યો. ડર પાછળથી હોસ્પિટલમાં ત્યારે પેદા થયો જ્યારે તે પેશાબ કરવા ઈચ્છતો હતો. તેણે બે દિવસો સુધી પેશાબને રોકી રાખ્યો. પોતાની ફજેતીના ભયને કારણે ન ઊંઘવાનો પ્રયત્ન કરતો રહ્યો. વોર્ડમાંના બીજા વ્યક્તિએ સહાય કરવાનો પ્રસ્તાવ મૂક્યો પણ તેણે ઈનકાર કરી દીધો. પહેલી વખત શરમને કારણે બળતાં તેણે મનમાં વિચાર્યું, "શું મારી આખી જિંદગી હવે આવી રીતે જ ચાલવાની છે?"

રાત્રે સ્તેપન પથારીમાંથી ઊઠયો અને ધીમેથી બારી તરફ સરક્યો. પણ વોર્ડ ભોંયતળિયે હતો. તેણે માખીઓને દૂર રાખવા બારીની ફરતે ખેંચાયેલી પેલી જાળીમાં પોતાનો ચહેરો દબાવ્યો અને પીડાથી કણસવા લાગ્યો. અને અચાનક તેણે અવાજ સાંભળ્યો.

"સ્તેપન પોતાની જાતને માનસિક યાતના ન આપતો. હું અહીં તારી બાજુમાં જ છું. ઘરે બધું જ ઠીકઠાક છે. તને જોવા આવવા માટે માને હું નથી આવવા દેતી. તેનું દિલ અત્યંત કમજોર છે."

તે જાળી સામે અફળાયો, અસ્વસ્થપણે તેમાંથી જોવા લાગ્યો તો અંધકારમાં નાદ્‌યા દેખાઈ. પોતાના વેદનાથી બળતાં ઠૂંઠાં વડે તેને તેની તરફ ખેંચી અને એકદમ રડી પડયો. અંધકારમાં ભાગ્યે જ જોઈ શકાય તેવી તે પોતાના હોઠ તેના ચહેરા ઉપર મૂકી શકે તેટલા માટે દાંત વડે જાળીને કાપતી તેને વળગી રહી. જેથી કરીને તે એ અનુભવી શકે કે તેના દુ:ખમાં કોઈ જીવંત વ્યક્તિ તેની સાથે તેની પડખે હતું.

"કોઈપણ ખોટા વિચારો ન વિચારતો," તે ગુસપુસ બોલતી રહી. "બધું જ સારું થઈ જશે. કોઈ પણ ખરાબ વિચારો મનમાં ન આવવા દેતો..."

પણ આ સહૃદયતાપૂર્ણ શબ્દો સાંભળીને તો માત્ર તે વધારે ને વધારે રડતો ગયો.

"આ મારા હાથ, એમ લાગે છે કે જાણે ધગધગતી આગ ઉપર મૂક્યા હોય!" તેણે ફરિયાદ કરી.

મા પોતાના બાળકની "આળી થયેલી જગ્યા" ઉપર ફૂંક મારે

બિલકુલ તેવી જ રીતે નાદ્યાએ તેનાં પટ્ટીવાળા ઠૂંઠા ઉપર ફૂંકો મારી. અને તેમને પંપોળ્યાં.

"થોડોક ઊંઘવા માટે ઠંડકદાયક પાવડર માંગી લેજે. તેમની પાસે કોઈક એવો પાવડર છે જેનું નામ બહુ વિચિત્ર છે જે મને યાદ નથી. જ્યારે તું ઊંઘી જશે ત્યારે બહુ ઝડપથી તે રાહત આપશે. માંગવામાં બહુ ઘમંડના રાખતો. અને કોઈ ખરાબ વિચારો ન વિચારતો." આખો વખત તે તેના ઠૂંઠા ઉપર ફૂંક મારતી રહી.

નાદ્યાનાં શબ્દોએ કે પછી તેનાં પોતાનાં આંસુઓએ તેને થોડીક રાહત આપી અને બારીનાં પથ્થર ઉપર જ તે ઊંઘી ગયો. તેના ગાલ બારીની રંગેલી પાળી ઉપર ટેકવેલા હતા.

સવારે તેણે એક માણસ જે થોડો તેને ઘરના જેવો લાગતો હતો તેને પોતાની મતે જ મદદ કરવા કહ્યું.

નાદ્યા દરરોજ રાત્રે બારી પાસે આવતી હતી. તે દિવસ દરમિયાન કામ છોડીને આવી શકતી નહોતી.

"તારે આમ વારંવાર ન આવવું જોઈએ," તે તેને કહેતો. "આવવામાં અને પાછાં જવામાં ૧૮ વેર્સ્ટનું અંતર છે."

"સ્તેપન, એની ચિંતા ન કર. હું રાત્રે એક પળ પણ ન ઊંઘ્યા સિવાય કામ કરવા ટેવાયેલી છું. મારી જિંદગીનો ઘણો સમય મેં બીજાં લોકોનાં બાળકોની ચાકરી કરી છે."

હોસ્પિટલમાંથી તેનાં છૂટાં થવાના દિવસે નાદ્યા તેને લેવા આવી. વોર્ડમાં તે પહેલી વાર જ દેખાઈ અને તેણે તેની વસ્તુઓની ગાંસડી બાંધવાનું શરૂ કર્યું. તે પોતાનાં ઠૂંઠાઓને નજરોથી બચાવતો, ચૂપચાપ તેની તરફ તાકતો ઉદાસીનતાથી પથારી ઉપર બેઠો રહ્યો. વોર્ડની બધી જ વ્યક્તિઓએ પણ નાદ્યા તરફ જોયું. તેમના ધ્યાનથી તે મુંઝવણમાં પડી ગઈ અને ઉતાવળ કરવા લાગી. જ્યારે તેણે બધી જ વસ્તુઓ એકઠી કરી લીધી ત્યારે તે વોર્ડની તરફ વળી હસી અને શરમાળપણે નીચું ઝૂકી નમન કર્યું.

"જલદી જલદી સાજાં થઈ જાઓ. બધાંને આવજો." અને તેણે બીજી વાર નમન કર્યું. દરદીઓનાં "આવજો આવજો,"નાં અવાજો ગૂંજી ઊઠયાં અને સ્તેપનને હિમ્મત આપતાં થોડાંક શબ્દો કહ્યાં. જે સાંભળી તેણે વધારે ઉદાસીનતાપૂર્વક જોતાં પ્રત્યુત્તર વાળ્યો અને વોર્ડમાંથી ઉતાવળે બહાર જતો રહ્યો.



અડધા રસ્તા સુધી તેઓ એકદમ ચૂપચાપ ચાલતાં રહ્યાં. માત્ર એક જ વખત નાદ્યાએ ત્રાંસી નજરે તેની તરફ જોયું અને શરમાતાં શરમાતાં પૂછ્યું કે તેને તરસ લાગી હતી કે નહિ.

તેણે ખિન્નતાપૂર્વક પોતાનું માથું ધુણાવ્યું.

"ના."

મચ્છર જેટલું મોટું જેટ વિમાન ઉદાસ, શાંત આસમાનમાં અવાજ કર્યા વિના અને તેની પાછળ પાતળો થતો જતો પટ્ટો ઘસડતું ઊડી ગયું. ત્યારબાદ આ પટ્ટો તેમનાં માથા ઉપર આઠનાં આંકડામાં ગૂંથાઈ ગયો અને સૂર્યમાં એક ચમકારાની જેમ દૂર થઈ ગયો.

"કેવી રીતે તે જાય છે!" નાદ્યાએ આશ્ચર્યોદ્‌ગાર કર્યો. "તમે વિચાર્યું હતું કે પેલાં વૈમાનિકો કાનનાં પડદાંઓ જોરથી ફાડી નાંખશે!"

સ્તેપને ખભા ઊંચક્યા. કાનનાં પડદાંઓ વિશે તે શી હકીકત હતી? ઉનાળો પૂરો થવામાં આવી રહ્યો હતો. બટાકાં ખોદવાનાં હતાં, બળતણનાં લાકડાં એકઠાં કરવાનાં હતાં અને ખેતરમાંથી ઘાસની ગંજીઓ લાવવાની હતી. પણ કેવી રીતે? શેના વડે?

તે જ ખરાબ ક્ષણે તેને લડાયક વૈમાનિક કોસ્ત્યાની યાદ આવી ગઈ. સ્તેપને ઘણીવાર તેને શહેરમાં જોયો હતો. તે પગ વિનાનો પણ વ્યવસ્થિત કપડાં પહેરીને, આકર્ષક ઢબવાળી ગલમુચ્છોની જોડવાળો તે પોતાની ટ્રોલીમાં ચામડાની પલાણમાં ફૂટવાવની વચ્ચોવચ્ચ બેસીને ભીખ ન માંગલો પણ પોતાની વિપદકથા કહીને દાનની માંગણી કરતો. જે કથા તેણે કડકડાટ કરી લીધી હતી. "એક લાવોચ્કીન માટે ત્રણ મેસરો. અને ત્યારબાદ તેઓએ મને આવી રીતે પીસી નાંખ્યો, હરામખોરો સાંપના! ઓ ભલાં લોકો જો તમારામાં જરાપણ સભાનતા બાકી બચી હોય તો ગરીબ માણસનાં મગજને સાફ કરવા એક રૂબલ આપો..."

હા, ત્યાંના લોકોમાં હજી પણ ઘણી સભાનતા હતી. તેઓ તેને તેમનો એક એક કોપેક પણ આપી દેતાં અને તે દુનિયામાં તેમના ધ્યાનને આકર્ષવા માટેની સૌથી સરળ વસ્તુ હતી. ખાસ કરીને લૂલાં લંગડાનાં ઠૂંઠાઓ, પણ ત્યારબાદ શું? લડાયક વૈમાનિક કોસ્ત્યાની જેમ પાંજરાની બહાર ગબડી આવીને લાગણીપ્રધાન ગીતોનાં રાગડાં તાણવાં અને ત્યારબાદ બહાર ફૂટપાથ ઉપર જ ઊંઘી જવું?

"ઓહ ના, ના, એવું કદી સંભવ નથી! એનાથી તો નરક સારું! એમ લાગતું કે જાણે મારી પાસે તેના કરતાં વધારે સારું કંઈ વિચારવા

માટે હતું જ નહિ!" સ્તેપને પોતાનાં વિચારો બીજે ઠેકાણે વાળવાનો પ્રયત્ન કર્યો. પણ કોઈ આનંદદાયક વિચારો મનમાં ન આવ્યાં.

બેએક કલાકમાં તે વસાહતમાં પહોંચી જશે. અને જે થોડાં બાકી બચેલાં રહેવાસીઓ હતાં તે બધાં જ તેને મળવા આવશે. સ્ત્રીઓ મોં છુપાવીને ગૂંગણું બોલવાનું શરૂ કરશે. તેની મા બીને તેના ખભા ઉપર ઢળી પડશે, અને પોતાનાં આંસુ છુપાવશે જેથી કરીને તેને વધારે પડતી તાણ ન પડે.

સ્થાનીય ખેતરથી કંગાલ ઘરડો મધમાખી રાખનાર ફેકલીન મધનાં વાસણ સાથે આવશે. છૂપી રીતે અને અર્થપૂર્ણ હાવભાવ સાથે તે રસોડામાં તે વાસણ માના હાથમાં સરકાવી દેશે. લાંબા ખેંચાયેલા સ્ત્રી જેવાં નિસાસા સાથે તે કહેશે. "પ્રિયે ઓ પ્રિયે, નસીબ ચંચળ રત્ન છે. કોણ જાણે આવતીકાલે તે આપણા માટે શું લાવશે!" ત્યારબાદ તે યુક્તિપૂર્ણ રીતે પળવાર રોકાશે અને કશાકની રાહ જોશે.

મા મેજ લગાવાની અને ખાનામાંથી વોદ્કાની બોતલ કાઢવાની ધાંધલ કરશે. ફેકલીન શિષ્ટાચારમાં તો પોતાનું માથું ધુણાવશે અને પછી કહેશે. "ભલે ચાલો, માત્ર એક પેગ," અને પછી આખી સાંજ મેજ પાસે જામેલો રહેશે. તે પોતાનો સૌથી પહેલો પ્યાલો તેની નીચે હથેળી રાખી પીશે, પછી બીજો, ત્યારબાદ ત્રીજો. છેવટે હથેળી રાખવાની ચિંતા કર્યા વિના "કેવી રીતે જીવન જીવવું જોઈએ." તે વિષય ઉપર વાત કરવાનું શરૂ કરશે. તે બીજાં બધાંને તેની ધૂર્તતા, કરામત અને ત્રેવડતાથી નવાઈ પામવાની આશા કરતો પોતાને એક ઉદાહરણ તરીકે સામે લાવશે.

દરેકે દરેક વ્યક્તિ એમ જાણીતી હતી કે તે સારો માણસ નહોતો, તે બીજાંનાં ખર્ચે પીવાનું પસંદ કરતો હતો, તે કૂથલીખોર અને કંજૂસ હતો, આગનો ભોગ બનેલાં, માંદા માણસ કે લગ્ન કરવા જનારાં વરરાજા એમ—દરેકે દરેક માટે લાવેલા પેલા મધન વાસણ જેટલો જ મીઠાબોલો માત્ર હતો, તેમ છતાં પણ બધાં તેને ધીરજથી સાંભળશે.

આ બધાનાં વિચારે સ્તેપનને તદ્દન માંદો કરી મૂક્યો. "કદાચ નાદ્યા તેને ઝાટકો લાગે તેમ દૂર કરી મૂકશે?" તેણે ત્રાંસી નજરે નાદ્યા તરફ જોયું. તેની ભમ્મરો લગભગ તેનાં નાકની દાંડી સાથે જોડાયેલી હતી. તેનો ચહેરો હાડકાં ઉપસેલો અને કઠોર પણ પહોળાં મરકાતાં હોઠવાળો હતો. પેલાં હોઠોમાં કંઈક આત્મવિશ્વાસ અને માયાળુતા હતાં. સ્તેપન પાછો ફરી ગયો અને ઊંડો નિ:સાસો ગળી ગયો;



માણસ માટે તે યોગ્ય નહોતું કે તે એવી રીતે નિસાસા નાંખે જેથી કરીને આખું જંગલ સાંભળી શકે. કોઈપણ રીતે તે નાદ્યા સાથે તે વિષે વાત કરી લે તે વધારે સારું હતું. હવે તેઓ શું કરવાનાં હતાં? ભવિષ્ય વિષે શું? ચોક્કસપણે તે પોતે એકલો જ પોતાની મુશ્કેલીઓનો સામનો કરે તે જ વધારે સારું રહેશે. શા માટે તેણે તેના માટે ભાર વેઠવો જોઈએ?

પાણીથી તરબોળ પીટ વનસ્પતિ તેમનાં પગ નીચે દબાતી હતી. તેઓ ઝરણાં નજીક પહોંચી ગયાં હતાં.

"કેટલાં સુંદર જાંબુ છે!" નાદ્યા એકદમ આશ્ચર્યમાં બોલી ઊઠી અને ઝાડ તરફ દોડી જઈ કૂદકો મારી એક ડાળી જમીન તરફ ખેંચી લાવી: "તેને પકડ."

સ્તેપનની આંખો જાણે શિંગડાની જેમ તેને ટક્કર મારી ગઈ. તે શેના વડે તેને પકડી શકતો હતો? પણ બીજી જ ક્ષણે તેણે પોતાનાં ઘૂંટણ વડે શાખાને નીચે ટકાવી રાખી. અને નાદ્યાની નજીક ઝૂકી ગયો. બેરિઓ ચૂંટતા તેનાં ઝડપી હાથ, એક બાજુ સરકી ગયેલાં સુતરાઉ રૂમાલ અને કાનની વાળીઓ માટે હાલમાં જ છેદાવેલાં કાનની બૂટો કે જેનાં કાણાં પહેલાં જ પૂરાઈ ગયાં હતાં કારણ કે તે તે કોઈ વાળીઓ ખરીદી શકી નહોતી, તે જોતો રહ્યો. સફાઈ કરનારાંઓ પોતાની પાઉંરોટી અને સાબુ ખરીદવા માટે પૂરતાં પૈસા કમાતાં હતાં, અને આયાઓને પગારને બદલે ઘસાઈ ગયેલાં કપડાં અને ટૂંકા જૂતાં આપવામાં આવતાં હતાં.

તેણે પોતાનાં સ્કર્ટનો ઘેર બેરિઓ વડે ભરી દીધો અને ઘાસ ઉપર બેસી જઈને તેને આદેશ આપ્યો, "તું હવે તેને છોડી દઈ શકે છે. આપણે હવે ખાઈશું."

સ્તેપને ડાળી છોડી દીધી. તે એકદમ ઊછળી અને છાલ ઊતરેલી અસ્તવ્યસ્ત થયેલી થોડીવાર સુધી તેમનાં માથા ઉપર ઝૂલતી રહી ત્યારબાદ ચિંતાજનક રીતે સ્થિર થઈ ગઈ.

"એમ વાત છે!" નાદ્યાએ કહીને સ્તેપનનાં મોં તરફ ઝુંમખું પકડ્યું. ઠંડી બેરિઓ તેનાં હોઠને જાણે દંશ મારતી હતી. તે પાછો હઠી ગયો.

"કૃપા કરીને તમારી જાતે. હું તે બધી જ ખાઈ જઈશ. મને જાંબુ બહુ ભાવે છે. જ્યાં સુધી હું જેટલાં જાંબુ હોઈયાં કરી શકું તેટલાં ખાઈ નહિ લઉં ત્યાં સુધી હું અહીંથી હાલવાની નથી."

"તે તારા ઉપર છે."

તેણે તેની સાથે વધારે આગળ વાત કરવાનો પ્રયત્ન ન કરતાં જાંબુ ખાઈ લીધાં. તે દેખીતી રીતે સ્પષ્ટ હતું કે તે હવે વધારે જાંબુ ઈચ્છતી નહોતી, તે શાંતિ તેને મૂંઝવણમાં મૂકી રહી હતી અને તે સતર્કતાથી કશાક માટે રાહ જોઈ રહી હતી.

સ્તેપન સ્થિર નજરે ડ્રેગનફ્લાઈ તરફ તાકી રહ્યો હતો જે કપાયેલાં ઘાસમાં સપડાયેલું હતું અને પોતાને મુક્ત કરવા સંઘર્ષ કરતું નિરાશા ભરી ચીંચીં કરતું હતું. તેણે તેને મદદ કરવા જવું જોઈએ કે તેને પોતાનાં બૂટ નીચે કચડી નાંખવું જોઈએ? તેણે થાકેલાં કીડા તરફથી પોતાની નજર ફેરવી લીધી. તેની સામે વીજળીનાં તારનાં પહોળાં થાંભલાઓની પેલે પાર જંગલની દીવાલો નજરે પડતી હતી. તેની કિનારી સાથેનાં ઝાડી ઝાંખરાં કપાયેલાં હતાં. જંગલ જાણે એવું લાગતું હતું કે તેણે પોતાનાં વસ્ત્રો ખોઈ નાંખ્યાં હતાં. વૃક્ષો પોતાની સંકોચશીલતા એક બીજાંની પાછળ જાણે છુપાવતાં હોય તેમ લાગતું હતું. બંધી કરવામાં આવેલ લાઈનોની પેલે પાર નાનું ઝરણું ખળખળ અવાજ કરતાં ડરતું હોય તેમ ચૂપચાપ વીંટ વનસ્પતિનાં ટેકરા વચ્ચેથી રસ્તો કરતું આ જંગલ તરફ આગળ વધતું હતું. ફૂલો સૌથી વહેલાં હિમ દ્વારા સ્પર્શાયાં હતાં. હિમે પોતાનાં ભૂખરાં માથાં તેમની ઉપર ફૂંક્યાં હતાં. તેઓ નબળાં અને ઉદાસ હતાં. આંખને આનંદ આપે તેવું ત્યાં કશું જ નહોતું. દરેકે દરેક વસ્તુ ઉનાળા અને પાનખર વચ્ચેનાં વળાંક ઉપર હતી.

"હા, તો હવે આપણે શું કરીશું, નાદ્યા?" છેવટે સ્તેપને અસહ્ય શાંતિ તોડી. તેના બોલવા માટેની રાહ જોવાનાં પ્રયત્નએ તેને ચોક્કસ થકવી નાંખી હોવી જોઈએ. તેણે શરૂઆત કરી. પણ તેણે ખૂબ જ શાંતિથી જવાબ આપ્યો, "બીજાં બધાં કરે છે તેમ જ સ્તો."

તેનાં ભવાં વધારે ઊંચે ચડી ગયાં.

"તેનો અર્થ શો?"

"સામાન્ય વસ્તુ."

"તે તો ખૂબ મહાન છે!"

નાદ્યાએ તેની તરફ ત્રાંસી નજર ફેંકી અને પટપટતી ભમ્મરો ગુસ્સાથી આપોઆપ ખેંચાઈ ગઈ.

"ઓહ, તું પણ કેવો માણસ છે સ્તેપન! શા માટે આખો વખત તું તારો રક્ષક બની રહે છે? તું મારી તરફ એક અપરિચિત વ્યક્તિની જેમ જુએ છે, કેમ ખરું ને? હું તારા વિષે તેવી રીતે નથી અનુભવતી."



"નાદ્યા, મારાં હાથ નથી."

"તેનાથી શું?!" તેણે ઝડપથી લગામ કાબૂમાં લીધી. "આ શું છે? પંજા?" અને તેણે તેને પોતાના હાથ બતાવ્યા. ભોંયતળિયાનાં પાટિયાં તરફથી નીકળેલી અણિયાળી ચીપ વડે ભડકેલી તેણે હાથ મસળ્યાં. તેનાં મર્મસ્થાને આઘાત પહોંચ્યો હતો. "ઓહ, મારી પાસે તારા પૂરતું છે!" તેણે ચિડાતાં કહ્યું, બાકી બચેલાં જાંબુ ખોળામાંથી ઝાટકી નાંખ્યા અને તે ઊભી થઈ ગઈ. "ચાલ આપણે જઈએ! શા માટે આપણી જાતને અસ્વસ્થ કરવી!"

તે હાલ્યો નહિ. તેનાં પગ પાસે પડેલાં પેલાં જાંબુનાં ઝુમખાંઓ તરફ જોતાં તેણે ભારે અવાજે કહ્યું: "મને માફ કરી દે."

"શા માટે હું તને માફ કરું? તું પણ કેવો મૂરખ છે!" તે સુંવાળા વાળમાં હાથ ફેરવવા લાગી. સ્તેપને તેને પોતાનાં ઠૂંઠાઓ વડે પકડી લીધી અને તેનાં પેટમાં પોતાનો ચહેરો છુપાવી દીધો. એક વખત તેણે પોતાનો ચહેરો માનાં એપ્રનમાં જેવી રીતે છુપાવ્યો હતો બિલકુલ તેવી જ રીતે.

"પણ આપણે કેવી રીતે જીવીશું?"

નાદ્યાએ તેને કસીને પકડયો. તેના માથા ઉપર ચુંબન કર્યું. પછી ગાલ ઉપર અને ત્યારબાદ હોઠ ઉપર. તેણે તેનાં ચુંબનનો તત્પરતાથી અને પ્રેમથી પ્રત્યુત્તર વાળ્યો.

"વહાલા સ્તેપન!"

"નાદ્યા! હું એટલો તો લજ્જિત થઈ જઈશ!"

"જ્યારે તમે કોઈકને પ્રેમ કરો છો ત્યારે તેમાં લજ્જિત થવા જેવું કશું નથી હોતું," તેને વળગી રહેતાં નાદ્યાએ ગુસપુસ અવાજે કહ્યું. "કંઈ જ નહિ..."

"હા, એમ છે! એમ જ છે!" તે રડી પડયો અને પોતાનાં દાંત પીસવા લાગ્યો.

તે પેલાં અસામાન્ય પ્રસંગોમાંનો એક પ્રસંગ હતો જ્યારે સ્ત્રીએ પુરુષનાં પ્રતિકારને તોડયો હતો અને ત્યારબાદ તેણે પોતે શું કર્યું હતું તેના દ્વારા વિચલિત થઈ ઊઠતાં મગજને ટાઢું પાડી પાછળ ફરી ગઈ અને આરોપ મૂકતાં આંસુઓને રૂંધતાં ચૂપચાપ ઘાસ કરડવા લાગી. આ આંસુ સ્તેપન માટે સંગ્રહિત થયેલાં હતાં અને હવે તેને તે દેખાડવાનો કોઈ હક્ક નહોતો રહ્યો.

સ્તેપન હાલ્યો અને જાણે કોઈ અનંત ઊંડાણમાંથી બોલતો હોય તેમ ફરીથી એક વખત બોલ્યો: "મને માફ કરી દે."

તેણે ઝડપથી ઊભા થઈ સ્કર્ટ નીચે ખેંચીને તેને ન જોવા કહ્યું અને તે નીચે ઝરણાં પાસે ગઈ. થોડીવાર પછી તે પાછી ફરી. વ્યવસ્થિત અને સાદી સીધી એવી તે તેની સામે આવીને ઊભી રહી અને હાથ ઢીલાં પડતાં મૂક્યાં.

"હા, તો હવે આપણે પરણેલાં છીએ." તે પળવાર માટે રોકાઈ, જાંબુનાં વૃક્ષને અડી અને તેને ધીમેથી મિત્રતાપૂર્વક હલાવ્યું. "જાંબુનાં વૃક્ષે આપણને પરણાવ્યાં. તે જ માત્ર સાક્ષી છે. તેથી જો આપણને એવું કંઈ લાગે તો આપણે હજી પણ છૂટાં પડી શકીએ છીએ. તે કોઈને નહિ કહે."

"કેવી રીતે તું કહી શકે, નાદ્યા!" આ એક સ્ત્રીનો એવો માનભંગ હતો કે જે આંસુઓ વડે શમાવવો અસંભવ હતો તે અનુભવતાં સ્તેપન એકદમ બોલી ઊઠયો. "આપણે મા પાસે જઈશું અને બધી જ વાત યોગ્ય રીતે જાહેર કરીશું."

તેણે એક ફિક્કું નાનું સ્મિત આપ્યું. "એમાં વળી જાહેર કરવા જેવું શું છે? હું તો ઘણાં વખત પહેલાં જ તારા ઘેર રહેવા જતી રહી હતી. હું તો અકસ્માતના દિવસે જ મારાં પોટલાં સાથે તારે ઘેર આવી ગઈ હતી. મેં વિચાર્યું, શા માટે ઘરડી માએ એકલાં જ દુ:ખ વેઠવું જોઈએ. એક કરતાં બે ભલાં." તેણે પોતાનાં હોઠ કરડી બીજી તરફ નજર ફેરવી લીધી. "જો તો હું કેવી મહાન કારીગર છું! આવતાંની સાથે જ સીધાં મારાં મરદનાં હાથ પચાવી ગઈ!"

"નાદ્યા, આવી રીતે વાત કરવાનું તારી પાસે કોઈ કારણ નથી," સ્તેપને તેને ઠપકાભર્યા સ્વરે કહ્યું. "જરા પણ કોઈ કારણ નથી!" પેલાં કોમળ ગરમ હોઠ ધ્રૂજવાનાં શરૂ થઈ ગયાં હતાં. તે જોતાં તે ઊભો થયો અને પોતાના ગાલ તેનાં હોઠ સાથે દબાવી દીધાં. "જો તું એ જાણવા ઈચ્છતી હોય કે તું કેવી સ્ત્રી છે, કેવી મહાન વ્યક્તિ છે, તો હું પર્વત ઉપર ચઢીને તેના વિષે જોર જોરથી બૂમો પાડી કહી શકતો હતો. "તારાં પગ ધોયેલું પાણી પીવાનું કે એવું બીજું તું કહે તેવું કોઈપણ કામ હું કરી શકતો હતો..."

"હવે તારું ચસકી ગયું લાગે છે!" નાદ્યાએ હસીને પોતાની આંખો લૂછી. "તેં પીધો નથી પણ બિલકુલ પીધેલાંની જેમ વાત કરે છે. ચાલ હવે, આપણે ઘેર જઈએ."

"હા, એ જ વધારે સારું છે. શા માટે બધી વાતો બોલી નાંખવી



જોઈએ?" સ્તેપને પોતાની જાતને સ્વસ્થ કરીને માથું ધુણાવ્યું. "તું પોતાને થોડીવાર માટે રોકી નહિ શકે."

"મિત્ર, આમ હતી આખી વાત," આખી વાત મને કહ્યા પછી સ્તેપને વિચારપૂર્વક કહ્યું. અમે પાંચ કિલોમીટર ચૂપચાપ ચાલ્યાં. "આવી રીતે બે હાથ ચાર હાથમાં પરિવર્તન પામ્યાં. હવે મારો દીકરો મોટો થઈ રહ્યો છે. અમે તેને તોશ્કા કહીને બોલાવીએ છીએ થોડાં જ વખતમાં તે બીજા ધોરણમાં જશે. બધું જ જેમ ચાલવું જોઈએ તેમ વ્યવસ્થિત રીતે ચાલી રહ્યું છે. પણ અમારાં કુટુંબનો મુખ્ય સ્તંભ નાદ્યા છે, અમારાં છત્રનો આખો ભાર તેનાં ખભા ઉપર ટેકવાયેલો છે. તે અમારો મોભ છે. તેના વિના વધારે પડતાં બફાઈ ગયેલાં બટાકાની જેમ હું છૂંદેછૂંદા થઈ ગયો હોત. અને મેજની અંદર જ ખલાસ થઈ ગયો હોત. એમ મારે કહેવું જોઈએ. મને સમજ્યો તું?"

અમે સ્તેપનના ઘરની નજીક પહોંચી રહ્યાં હતાં. અચાનક તેણે પોતાની બંદૂક મારી તરફ ફેંકી અને ટેકરીના ઢાળ ઉપર દડાની જેમ ગબડતો જતો રહ્યો.

"ત્યાં એક સ્ત્રી છે તારા માટે! એક સ્ત્રી!" તેણે બૂમ પાડી. "તેને પકડમાં લે એવી કોઈ પકડ નથી. તે હંમેશાં બધી જ પકડોને તોડી નાંખે છે!"

ખીણની નીચે નાદ્યા જાતે બનાવેલી કાપેલા ઘાસ માટેની ગાડી પોતે ખેંચી રહી હતી. ગુસ્સે ભરાઈ વિરોધ કરતો સ્તેપન તેની તરફ દોડી ગયો. જ્યારે હું ઢોળાવ ઉપરથી ઊતર્યો ત્યારે નાદ્યાનાં શબ્દો મારે કાને પડ્યાં.

"પણ ઘાસ સડી રહ્યું છે!"

"નિવૃત્તિવેતનનાં કાર્યાલયવાળા મને ઘોડો આપશે. શા માટે તારે પોતાને આ ભારનાં પ્રાણી બનાવવી જોઈએ? હું જઈશ અને એક ઘોડાની માંગણી કરીશ."

"તું એમ વિચારે છે કે હું તને પેલાં કાર્યાલયનાં બારણાં ઠોકવા જવા દઈશ?" નાદ્યાએ પ્રત્યુત્તર વાળ્યો. "અને જો આવી કોઈ ધાંધલ પણ ન કરતો. હું હવે આ છેલ્લો માલ લાવી રહી છું. અસહાય અપંગોને કાર્યાલયમાંથી ઘોડો લેવા દે. આપણા કરતાં તેમને વધારે જરૂર છે."

"આવું છે તેનું વ્યક્તિત્વ! તમે કોઈપણ મજબૂત દોરડાં વડે તેને

બાંધી ન શકો!" સ્તેપને મને ફરિયાદ કરી અને પોતાની પત્નીને બળજબરી દૂર કરી પોતે ગાડી સાથે જોતાઈ ગયો. નાદ્યાએ પંજેટી ઘાસમાં ઘોંચી દીધી અને પાછળથી ગાડીને ધક્કો મારવાનું શરૂ કર્યું.

હજી પણ પેલી ખીણોમાં અને ઝરણાંઓ ઉપર પેલાં પાંદડાંવાળાં જંગલો તેવા જ હળવા દુ:ખ સાથે પોતાને અનાવૃત કરી રહ્યાં હતાં. હજી પણ પેલાં પર્વતો છેલ્લી હૂંફ અને બરફ આવતાં પહેલાં ચામડી ઉતારવા અને નવી ચામડીનું આવરણ ચડાવતાં પ્રાણીઓને પોતાની છાતીમાં સંતાડતી દૂર દૂર અવ્યવસ્થિત રીતે વિસ્તરેલી તૈગા સાથે ઊભાં હતાં; હજી પણ આસમાન, વાદળાંઓથી ઊભરાયેલું પણ તેમ છતાં કૃપાળુપણે શાંતિથી પૃથ્વી ઉપર લટકતું હતું.

અને તેમની આસપાસ જે કંઈપણ હતું તે બધાંથી એટલાં તો સંપૂર્ણપણે એકબીજાં સાથે જોડાઈ ગયેલાં લાગતાં પેલાં બે લોકો ધીમે ધીમે અને દૃઢતાપૂર્વક પોતાની સૂકાં ઘાસની ગાડીને પર્વતનાં ઢોળાવ ઉપર ધકેલી રહ્યાં હતાં. ઢોળાવ ઉપર ત્યાં વ્યવસ્થિત રીતે જોડાયેલ લાકડાની કેબીન ઊભી હતી. અને તેનાં છાપરા ઉપર આસમાન તરફ નાક વાળું, ટીનનાં પંખાવાળું લાકડાનું વિમાન હતું. બિલકુલ હવા નહોતી ચાલતી અને પંખો તેનો સામાન્ય ભર્રરર—ફુર્રરર અવાજ નહોતો કરતો. પણ મને એમ લાગતું હતું કે કોઈપણ ક્ષણે આ નાનકડું વિમાન તૈગાથી ઊડીને પર્વતો કરતાં પણ ઊંચે ઊંચે ચઢી જઈ, ક્યાંક દૂર દૂર ઊડી જશે.

૧૯૬૧



# વાલેન્તીન રસ્પૂતિન

વાલેન્તીન રસ્પૂતિન
(જન્મ ૧૯૩૭)

વાલેન્તીન રસ્પૂતિનનો જન્મ સાઈબિરિયાના ઈર્કૂત્સ્ક પ્રદેશમાં ઉસ્તઉદા નામના ગામમાં થયો અને અહીં જ તેમનું બાળપણ પણ વીત્યું. તેમનાં બાળપણનાં વર્ષ ૧૯૪૧-૪૫ના મહાન દેશભક્તિપૂર્ણ યુદ્ધનાં વર્ષ હતાં. ઈર્કૂત્સ્ક વિશ્વવિદ્યાલયના ઈતિહાસ તથા ભાષાવિજ્ઞાનના ક્ષેત્રમાં વાલેન્તીન રસ્પૂતિને ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કર્યું. તે જ દિવસોમાં તેમની વાર્તાઓ પણ છપાવા લાગી. તેમની લોક પ્રસિદ્ધ લઘુનવલકથાઓ 'મારીયાને માટે ધન', 'અંતિમ સત્ર' તથા 'જીવો અને યાદ રાખો', તથા બીજું જે પણ તેમણે લખ્યું છે તે બધું સાઈબિરિયાના લોકોનાં જીવન, શ્રમ અને નૈતિક મૂલ્યોની શોધ સાથે જોડાયેલું છે. સાઈબિરિયાના જુવાન લેખકે પોતાની કૃતિઓ દ્વારા એ સિદ્ધ કરી બતાવ્યું છે કે તેઓ રોજબરોજની ઘટનાઓને ખૂબ તીક્ષ્ણ નજરથી જુએ છે અને પોતાના પ્રદેશના જીવન અને તેના રહેવાસીઓથી સારી રીતે પરિચિત છે.

# ફ્રેંચ ભાષાના પાઠ

અનાસ્તાસીયા પ્રોકોપ્યેવ્ના
કોપીલોવાને અર્પિત

વિચિત્ર વાત છે: એવું કયું કારણ છે કે આ આપણાં માતાપિતાની જેમ જ આપણે હંમેશાં આપણાં શિક્ષકો સામે ક્ષોભ અનુભવીએ છીએ? અને તે પણ એ બધાં માટે નહિ કે શાળામાં થયું હતું, ના, પણ એટલા માટે કે ત્યારબાદ આપણે કેવાં બન્યાં હતાં. તેના માટે આપણે ક્ષોભ અનુભવીએ છીએ.

સન અડતાળીસમાં મેં પાંચમા ધોરણમાં જવાનું શરૂ કર્યું—કે પછી વધારે ચોક્કસપણે કહીએ તો મેં પાંચમાં ધોરણ માટે પ્રવાસ કર્યો કારણ કે અમારા ગામમાં માત્ર પ્રાથમિક શાળા જ હતી તેથી ચોથા ધોરણ પછી અભ્યાસ આગળ ચાલુ રાખવા મારે પચાસ કિલોમીટર દૂર જિલ્લાના કેંદ્રમાં એક નાના શહેરમાં જવું પડતું હતું. મારી મા એક અઠવાડિયા પહેલાં જ ત્યાં ગઈ, તેનાં કોઈક જાણીતા પરિચિત સાથે મારા માટે રહેવા જમવાની ગોઠવણ કરી અને ઑગસ્ટની આખર તારીખે કાકા વાન્યા જેઓ સહકારી ખેતરની માલિકીનો જ માત્ર ખટારો ચલાવતા હતા તેઓએ મને પદ્કામેન્નાયા ગલી ઉપર ઉતાર્યો જ્યાં મારે રહેવાનું હતું. તેમણે મને મારા બોરિયા બિસ્તરા ઉપાડવામાં મદદ કરી, હિમ્મત આપતાં પીઠ થાબડી અને જતા રહ્યા. હું અગિયાર વર્ષનો હતો અને તદ્દન એકલો હતો.

તે સમય હજી પણ ભૂખમરાનો સમય હતો અને માને અમને ત્રણ ત્રણ જણાને ખવડાવવા પીવડાવવાનું હતું—હું સૌથી મોટો હતો. વસંતમાં જ્યારે ખાસ કરીને મુશ્કેલીનો સમય હતો ત્યારે મેં બટાકાની આંખો, રાઈ અને જુવારનાં દાણાં ગળ્યાં હતાં અને મારી બેનને પણ

ગળાવ્યાં હતાં. એ આશા કરતાં કે તેઓ અમારા પેટમાં જઈને ઊગશે અને અમે આખો વખત ખોરાક વિષે વિચાર જ ન કરતાં. આખો ઉનાળો અમે અંગારા નદીમાંથી અમારાં બીજને સ્વચ્છ પાણી પાયું પણ કોઈક કારણસર પાક ન ઊતર્યો કે પછી એટલા થોડા પ્રમાણમાં ઊતર્યો હતો કે અમને લાગ્યું જ નહિ કે વાસ્તવમાં પાક ઊતર્યો હતો. પ્રસંગવશાત્ મેં વિચાર્યું અમારો પ્રયોગ સંપૂર્ણપણે બિનઉપયોગી નહોતો અને કદાચ કોઈક દિવસ લોકો માટે ઉપયોગમાં આવે પણ ખરો. પણ અમને કોઈ અનુભવ નહોતો અને ચોક્કસ કંઈક ભૂલ કરી હોવી જોઈએ.

એ કહેવું અત્યંત મુશ્કેલ છે કે માએ મને શહેરમાં મોકલવા પોતાનું મન કેવી રીતે પાકું કર્યું. અમારા પિતા નહોતા, જીવન કપરો સંઘર્ષ હતો, અને હું માનું છું તેણે નિર્ણય કર્યો કે તે ભલેને ગમે તેટલું કરતી પણ પરિસ્થિતિ જે હતી તેના કરતાં વધારે ખરાબ થઈ શકવાની નહોતી. ગામની શાળામાં હું સારી રીતે ભણતો હતો. મને અભ્યાસ કરવો ગમતો હતો અને શીખવા માટે સારી એવી નામના જીતી હતી. મેં વૃદ્ધ લોકો માટે કાગળો લખ્યા અને વાંચ્યા. મેં અમારી અત્યંત મામૂલી લાયબ્રેરીમાંનાં બધાં જ પુસ્તકો વાંચ્યાં અને સાંજ પડતાં બીજાં બાળકોને મારાં પોતાનાં થોડાંક શબ્દોનાં ઉમેરાં સાથે તેમાંથી વાર્તાઓ કહી. પણ મને મહાન પ્રતિષ્ઠા રાજ્ય બૉન્ડનાં વિજેતા નંબરોને તપાસવાથી મળી. લોકોએ યુદ્ધ દરમિયાન ઘણાં બધાં રાજ્ય બૉન્ડનો સંગ્રહ કર્યો હતો, વિજેતાઓની યાદીઓ ઝડપથી આવતી હતી અને જ્યારે આ યાદીઓ આવતી ત્યારે દરેકે દરેક વ્યક્તિ પોતાનાં રાજ્ય બૉન્ડ મારી પાસે લઈ આવતાં. તેઓ કહેતાં કે મારી આંખો નસીબદાર છે: વાસ્તવિકપણે વિજેતા નંબરો ઓચિંતા નજરે આવી ચડતા; સામાન્યપણે ઈનામની રકમ ઘણી ઓછી હતી પણ તે દુકાળના વર્ષોમાં સામૂહિક ખેડૂતો થોડાક સિક્કાઓથી પણ ખુશ થઈ જતા હતા. અને અહીં હું કેટલાક અણધાર્યા આકડાઓ જાહેર કરતો. થોડોક આનંદ મારી ઉપર પણ રેલાઈ આવતો; બીજા બધા છોકરાઓની વચ્ચે માત્ર મને અલગ તારવવામાં આવતો. ઘણીવાર મને ખાસ ખાવાનું પણ આપવામાં આવતું. એક દિવસ નામીચા કંજૂસ કાકા ઈલ્યા ચારસો રૂબલનું ઇનામ જીત્યા પછી એક ડોલ ભરીને બટાકા મારા માટે લઈ આવ્યા; અને તે વસંતમાં બટાકાની ડોલ બહુ કિમતી હતી.

તેમ હતું કારણ કે હું રાજ્ય બૉન્ડો ઉપરના નંબરો સમજી શકતો હતો



તેથી લોકોએ માને કહેવાનું શરૂ કર્યું: "તમારા પેલા છોકરામાં સાચે જ ભેજું છે. તમારે તેને ભણાવવો જ જોઈએ. ભણતર કદી નકામું નથી જતું."

આમ અમારી બધી જ મુશ્કેલીઓ હોવા છતાં પણ માએ મને તૈયાર કર્યો અને બધી ગોઠવણો કરી. જોકે તે પહેલાં કોઈપણ શહેરની શાળામાં ગયું નહોતું. હું સૌથી પહેલો હતો. કુદરતી રીતે મારી સામે શી પરિસ્થિતિ આવવાની છે તેનો મને કોઈ સ્પષ્ટ ખ્યાલ નહોતો કે ન તો આ નવી જગ્યામાં મારે કઈ મુશ્કેલીઓનો સામનો કરવો પડશે એનો વિચાર સુદ્ધાં આવ્યો હતો.

ત્યાં શાળામાં પણ મેં સારું કામ કર્યું. ગમે તેમ હું તેના માટે જ તો આવ્યો હતો, મને બીજો કોઈ રસ નહોતો. તે સમયે મેં હંમેશાં કોઈપણ કામ માટે મારાથી બનતું બધું જ કર્યું હતું, તે માત્ર એક જ રસ્તો હું જાણતો હતો. હું એક પણ પાઠ તૈયાર કર્યા વિના શાળાએ જવાની હિમ્મત ભાગ્યે જ કરતો અને તેના પરિણામ સ્વરૂપ મને હંમેશાં સૌથી વધારે માર્ક—પાંચ માર્ક—મળતાં. માત્ર ફ્રેંચ ભાષા સિવાય.

ફ્રેંચ ભાષા સાથે મારી મુશ્કેલી ઉચ્ચારણની હતી. હું સહેલાઈથી શબ્દો અને વ્યાકરણ યાદ રાખી શકતો હતો, અનુવાદ ઝડપથી કરી શકતો હતો, બધી જ જોડણીની આંટી ઘૂંટીઓને પહોંચી વળ્યો હતો પણ ઉચ્ચારણમાં હું નબળો હતો. પેઢીઓ દર પેઢીઓથી ચાલ્યા આવતા અંગારાના મારા પૂર્વજોમાંથી કોઈએ પણ કદી વિદેશી શબ્દો ઉચ્ચાર્યા નહોતા જો તેમણે તેમના અસ્તિત્વ વિશે આશંકા કરી હોય તો પણ. હું અમારા ગામની બોલીની જેમ ફ્રેંચ ભાષા ઝડપથી બોલી જતો, અડધા સ્વરો ફાલતુમાં ખાઈ જતો અને બીજા અડધા ટૂંકા શોરબકોર જેવી બૂમરાણો કરતો હોઉં તેમ જોર જોરથી તાડૂકીને બોલતો. જ્યારે ફ્રેંચ શિક્ષિકા લીદિયા મિખાઈલોવ્ના મને સાંભળતી ત્યારે તેના ચહેરો દુ:ખી થઈ જતો અને તે પોતાની આંખો બંધ કરી લેતી. તેણે કદી આવી બોલી સાંભળી નહોતી. ફરીથી ને ફરીથી તે નાસિક શબ્દો અને સ્વર સમૂહો કેવી રીતે ઉચ્ચારવા તે સમજાવતી અને બતાવતી અને મને તેની સાથે સાથે ફરીથી બોલવા કહેતી. પણ હું જડ જીભ વડે બોલવામાં માત્ર ગોટાળાં જ કરતો. તેનો કોઈ લાભ નહોતો.

મારો ખરાબ સમય હતો જ્યારે હું શાળામાંથી પાછો આવતો. ત્યાં હું હંમેશાં કોઈ ને કોઈ કામમાં વ્યસ્ત રહેતો, કંઈક ને કંઈક કરતો રહેતો, બીજાં છોકરાંઓ મને તેમની સાથે ઘસડી જતાં; ગમે કે ન ગમે મારે તે

તેમની સાથે દોડવું પડતું અને તેમની રમતોમાં જોડાવું પડતું અને પાઠ વખતે ધ્યાન તેની ઉપર રાખવું પડતું. પણ કોઈક વખત જ્યારે હું એકલો પડતો ત્યારે ઘરના વિરહનું દુ:ખ અત્યંત જોર સાથે મારી ઉપર છવાઈ જતું; મને ઘર માટે, ગામ માટે દુ:ખ થતું. હું કદી મારા કુટુંબથી એક દિવસ માટે પણ દૂર રહ્યો નહોતો અને અપરિચિત લોકોની વચ્ચે રહેવા માટે બિલકુલ તૈયાર નહોતો. તે કોઈપણ જાતની માંદગી કરતાં વધારે ખરાબ એવી સંકુચિત લાગણી હતી. માત્ર એક જ વસ્તુ હું ઈચ્છતો, માત્ર એક જ વસ્તુનું હું સ્વપ્ન જોતો અને તે—ઘેર જવાનું. હું એટલો દૂબળો પાતળો થઈ ગયો હતો કે જ્યારે સપ્ટેમ્બરના અંતમાં મા મને મળવા આવી ત્યારે મને જોતાં ગભરાઈ ગઈ. જ્યારે તે અહીં રહેતી ત્યારે હું મારી જાત ઉપર કાબૂ રાખતો, મેં કદી તેની સામે ન તો ફરિયાદ કરી કે ન આંસુ વહેવડાવ્યાં. પણ જ્યારે તે વાસ્તવમાં ચાલી જતી હતી ત્યારે મારું દિલ ભાંગી જતું. અને હું જોર જોરથી રડતો ખટારાની પાછળ પાછળ દોડતો. તે ખટારાની પાછળથી મારી તરફ હાથ હલાવતી: “રોકાઈ જા, પોતાની અને મારી ફજેતી ન કર!” એમ કહેતી—પણ તેમાંની કોઈ વાત મારા સુધી ન પહોંચતી. ત્યારબાદ તે નિર્ણય કરતી અને ડ્રાઈવરને રોકવા કહેતી.

જ્યારે હું તેની નજીક દોડીને પહોંચતો ત્યારે તે ટૂંકમાં કહેતી: “તારી વસ્તુઓ લઈ આવ. તને જોતાં લાગે છે કે તેં ભણવાનું પૂરું કરી લીધું છે, તેથી હવે આપણે ઘેર પાછા જઈશું.”

હું પોતાની જાતને કાબૂમાં લઈ લેતો અને પાછો દોડી જતો.

માત્ર ઘરની યાદ જ એક એવી વાત નહોતી કે જેણે મને દૂબળો કરી નાંખ્યો હતો. મારી પાસે કદી પૂરતું ખાવાનું નહોતું રહેતું. પાનખરમાં જ્યારે કાકા વાન્યા શહેરની નજીકના રાજ્યના અનાજ વેચવાના કેંદ્રમાં આવતાં ત્યારે તેમની સાથે અઠવાડિયે એક વખત નિયમિત રૂપે મા મને ખોરાક મોકલી આપતી. પણ મુશ્કેલી એ હતી કે તે કદી પૂરતો ન રહેતો. તેમાં માત્ર પાઉંરોટી અને બટાકા હતાં અને કોઈક કોઈક વાર દહીની બોટલ આવતી જેના માટે મા કોઈક સાથે વસ્તુનું સાટુ કરતી હતી કારણ કે અમારી પાસે અમારી પોતાની ગાય નહોતી. જ્યારે તે લઈ આવતાં ત્યારે તે ઘણું લાગતું પણ બે ચાર દિવસમાં જ બધું ખલાસ થઈ જતું. થોડાં જ વખતમાં મેં જોયું કે મારી પાઉંરોટીનો અડધો ભાગ રહસ્યપૂર્ણ રીતે ગાયબ થઈ જતો હતો. મેં તપાસ રાખી અને જોયું કે



તે સાચું હતું. હમણાં પાઉંરોટી ત્યાં હતી અને થોડીવારમાં ગાયબ થઈ ગઈ હતી. બટાકા માટે પણ એમ જ બનતું. હું કદી જાણી ન શક્યો કે કોણ તે લઈ જતું હતું: મારી માલિકણ—ઘોંઘાટી વ્યસ્ત સ્ત્રી એકલી જ પોતાના ત્રણ બાળકોની એટલે કે બે મોટી છોકરીઓમાંથી એક કે નાનાં ફેદ્કાની સાર સંભાળ લેવામાં વ્યસ્ત હતી. હું તેના વિષે વિચારતાં પણ કતરાતો હતો ત્યાં તે શોધી કાઢવાનો પ્રયત્ન કરવાની તો વાત ક્યાંય દૂર રહી. પણ તે અસહ્ય હતું મને ખવડાવવા પીવડાવવા માટે મા નાનાં બાળકો પાસે જે કંઈ હતું તેમાંથી મારા માટે લઈ આવતી હતી. અને તેમાંથી પણ સારો એવો હિસ્સો મને કદી ન મળતો. ગમે તેમ પણ મેં આ વાતને પણ સ્વીકાર્ય કરવા મારી જાતને તૈયાર કરી. આ સત્ય જણાવીને હું માને વધારે દુ:ખી ન થવા દેતો.

અહીં ભૂખ્યા રહેવું એ ગામમાં ભૂખ્યા રહેવા કરતાં તદ્દન જુદી જ વાત હતી. ખાસ કરીને પાનખરમાં, તેમ હંમેશાં ખાવા માટે કંઈક ને કંઈક આંચકી લેવા, ચૂંટી લેવા, ખોદી કાઢવા શોધી શકતા હતા: અગારામાં માછલાં અને જંગલમાં પક્ષીઓ હતાં. પણ અહીં ચારે બાજુ કંઈ કરતાં કંઈ નહોતું—હતાં માત્ર અપરિચિત લોકો, અપરિચિત ઘરઆંગણાની વાડીઓ, અપરિચિત જમીન. નાનકડી નદી માછલાં પકડવાની જાળોથી ગળાઈ રહી હતી. તેમની દસ હરોળો હતી. એક રવિવારે હું મારી માછલાં પકડવાની પાતળી સોટી લઈને આખો દિવસ બેસી રહ્યો, અને પરિણામસ્વરૂપે નાની ચમચી જેટલી ત્રણ નાનકડી માછલી પકડી શક્યો. આવાં પ્રકારનાં માછલાં પકડવાથી કોઈ ફાયદો ન વળે. શા માટે સમય વેડફવો એમ વિચારી હું ફરીથી કદી ન ગયો. સાંજ પડતાં હું ચાઘર અને બજારની ફરતે આંટા મારતો રહેતો વસ્તુઓની કિંમતો નોંધતો, મુખરસ ગળતો, અને છેવટે ખાલી હાથે પાછો જતો. ભઠ્ઠી ઉપર કિટલી રહેતી; હું મારા પેટને થોડી હૂંફ આપવા ગરમ પાણી પીતો અને સૂઈ જતો. સવારે ફરીથી સ્કૂલ જતો. જ્યારે કાકા વાન્યા દરવાજા તરફ ખટારો હાંકી લાવી બારણું ઠોકતા તે ખુશીની ક્ષણ સુધી આમ ને આમ ચાલ્યા કરતું. હું ખાવા માટે એટલો વલખતો હતો અને સાથે સાથે એ પણ ખૂબ સારી રીતે જાણતો હતો કે ખાવાનું લાંબો વખત નહિ ચાલે, ગમે તેમ પણ હું ખૂબ ખાતો હતો. જ્યાં સુધી હું ખૂબ ખાવાના દરદને કારણે પેટ આમળાવા ન લાગે ત્યાં સુધી ખાતો. અને ત્યારબાદ એક કે બે દિવસ પછી ફરીથી ભૂખ્યા રહેવાનું શરૂ થઈ જતું.

* * *

હજી સેપ્ટેમ્બર મહિનો ચાલતો હતો. એક દિવસ ફેદ્કાએ મને પૂછ્યું. "તને 'જુગાર' રમતા આવડે છે?"

"એ શું છે?"

"તે પૈસાથી રમાય છે. જો તારી પાસે હોય તો ચાલ આવ આપણે રમીશું."

"મારી પાસે એક પણ પૈસો નથી."

"મારી પાસે પણ. ભલે, ચાલ આપણે જઈએ અને જોઈએ. તું જોશે કે તે કેવી મહાન રમત છે."

ફેદ્કા મને શાકભાજીની વાડીની પાછળ દોરી ગયો. ત્યારબાદ અમે એકદમ કાળી અને કોકડું વળેલી કૌવચથી ગાઢ થયેલ લાંબી પાળ પસાર કરીને ગયાં. આ કૌવચનાં ઝુંડો ઉપર ઝેરીલાં બીજ લટકતાં હતાં. અમે એક ટેકરેથી બીજા ટેકરા ઉપર કૂદતાં જૂનાં ઉકરડાની પેલે પાર ગયાં. અમે બખોલમાં નીચે ઊતર્યાં જ્યાં અમે નાનકડી સમતલ જગ્યા ઉપર છોકરાંઓનું ઝુંડ જોયું. જ્યારે તેઓએ અમારી તરફ નજર નાખી ત્યારે અમે તેમની વધારે નજીક ગયાં. તેઓ બધાં લગભગ મારી ઉંમરનાં જ હતાં. માત્ર એક જ છોકરો લાંબો પહોળો ખડતલ હતો. તેના કપાળ ઉપર લાંબો લાલાશ પડતો વાળનો ગુચ્છો હતો. એમ લાગતું હતું કે તે તેમનો ઉપરી હતો. મને યાદ આવ્યું કે તે સ્કૂલમાં સાતમા ધોરણમાં હતો.

"તું શા માટે તેને અહીં લાવ્યો?" તેણે ફેદ્કાને પૂછ્યું.

"તે સારો છોકરો છે, વાદિક, તે અમારી સાથે રહે છે," ફેદ્કાએ તેની ખુશામત કરતાં કહ્યું.

"રમવા ઇચ્છે છે?" વાદિકે મને પૂછ્યું.

"મારી પાસે પૈસા નથી."

"ખબરદાર રહેજે—જો તેં અમારી ચાડી ખાવાનો પ્રયત્ન કર્યો તો—!"

"હું કદી ચાડી નથી ખાતો!" મેં ગુસ્સામાં કહ્યું.

ત્યારબાદ કોઈએ મારી તરફ વધારે લક્ષ ન આપ્યું, હું વધારે નજીક ખસ્યો અને જોતો રહ્યો. તેઓ બધાં નહોતાં રમતાં. માત્ર છ કે સાત જ રમતાં હતાં. બીજાં બધાં મારી જેમ જ જોતાં ઊભાં હતાં. તેઓ બધાં વાદિકને ઉત્તેજન આપતાં લાગતાં હતાં. જે દેખીતી રીતે આ મંડળીમાં મુખ્ય પ્રભાવી વ્યક્તિ હતો.



રમત સમજવા પૂરતી ખૂબ સરળ હતી. દરેક ખેલાડી દસ કોપેક મૂકતો. ત્યારબાદ સિક્કાની આકૃતિની પાછળની બાજુને ઉપરની તરફ રાખી સિક્કાઓને ઢગલીમાં ગોઠવવામાં આવતા અને આ ઢગલીથી થોડાં મીટર દૂર જાડી લીટી દોરી ગોળ બનાવવામાં આવતું. ત્યારબાદ બીજા છેડે એક મોટો પથ્થર હતો જે જ્યારે ખેલાડી ગોળ સપાટ પથ્થર ફેંકતો ત્યારે આધાર તરીકે કામ આવતો હતો. આ ગોળ પથ્થરનું નિશાન એવી રીતે તાકવાનું હોતું કે જેથી તે પેલી દોરેલી લીટીને પસાર ન કરે પણ તેની શક્ય તેટલી વધારે નજીક ગબડતો જાય. જે સૌથી વધારે નજીક સુધી ગબડાવતો ત્યારબાદ તેને ઢગલી તોડવાનો હક્ક મળતો. તે જ સપાટ પત્થર વડે તે એવી રીતે કરવામાં આવતું કે જેથી કરીને સિક્કાની આકૃતિ વાળી બાજુ એટલે કે હેડ્સ ઉપરની તરફ આવી જાય. આ સિક્કા રમનારના થઈ જતા. એ લઈને ફરીથી બીજી વખત પ્રયત્ન કરો. પણ વાસ્તવમાં જીતવામાં વધારે મહત્વની વાત ત્યારે હતી જ્યારે ફેંકાયેલો પથ્થર ઢગલીને અથડાય; ત્યારબાદ જો તે ઢગલીમાંથી એક સિક્કાની પણ હેડ્સવાળી બાજુ ઉપર તરફ થઈ જાય તો આખી ઢગલી તમારા ખિસ્સામાં જતી અને રમત નવેસરથી શરૂ થતી.

વાદિક ચાલાક હતો. તે જ્યારે આખું દૃશ્ય સ્પષ્ટ થઈ જતું અને આગળ વધવા માટે ક્યાં પથ્થર ફેંકવો તે જોઈ શકતો ત્યારે જ સૌથી છેલ્લો મોટા પત્થર પાસે જતો. પહેલાં દ્વારા જીતાયેલાં પૈસા ભાગ્યે જ છેલ્લાં ખેલાડીઓ સુધી ટકતાં. કદાચ દરેકે દરેક વાદિકની ચાલાકીને સમજતા હતા પણ કોઈની એક શબ્દ કહેવાની હિમ્મત ન ચાલતી. તે સાચી વાત છે, તે કુશળતાથી રમતો હતો. મોટા પથ્થર પાસે તે ઘૂંટણિયે થોડેક ઝૂકતો, આંખો ઝીણી કરતો, લક્ષ્ય તરફ પથ્થરનું નિશાન તાકતો, જરાપણ ઉતાવળ વિનાની સરળતાથી ઊભો થતો અને પથ્થર તેના હાથમાંથી હળવેથી સરકી સીધો ત્યાં જ પહોંચતો જ્યાં તેણે નિશાન તાક્યું હતું. ઝડપથી તે પોતાના કપાળ ઉપરની ઝુલ્ફને પાછી ઉછાળતો, બેદરકારીથી એક તરફ થૂંકતો અને હેતુપૂર્વક ધીમી ગતિએ પૈસા તરફ આગળ વધતો હતો. જો સિક્કા ઢગલામાં પડ્યા હોય તો તે જોરદાર રીતે વાગે તેવો ફટકો મારતો પણ જ્યારે સિક્કા છૂટા છવાયા પડ્યા હોય ત્યારે હળવેથી સાવધાનીપૂર્વક મારતો જેથી કરીને સિક્કો બહુ ઊંચો ન ઊછળે કે વારંવાર ગબડતો ન જાય પણ થોડેક ઊછળીને તેની બીજી બાજુ ઉપર આવી ફરી નીચે ગોઠવાઈ જાય. બીજું કોઈ તેમ કરી શકતું નહોતું.

છોકરાઓ વગર વિચાર્યે જોરથી ફટકો મારતાં અને ત્યારબાદ બીજાં વધારે સિક્કાઓ કાઢતા જેમની પાસે સિક્કા ન રહેતા તેઓ દર્શકોની સાથે જોડાઈ જતાં. જો મારી પાસે પૈસા હોત તો! મને લાગ્યું હું રમી શક્યો હોત. ગામમાં અમે "નકલબોન્સ" રમત રમી હતી. તેમાં પણ ચોક્કસ નજરની જરૂર પડે છે. વળી વધારામાં મને નિશાન તાકવામાં મઝા આવતી હતી. હું મુઠ્ઠીભર પથ્થરો એકઠાં કરતો અને કોઈ મુશ્કેલ નિશાન શોધી કાઢતો. જ્યાં સુધી દસમાંથી દસ નિશાન બરોબર ન પડે અને મારી વસ્તુ પ્રાપ્ત ન કરું ત્યાં સુધી પથ્થરો ફેંકતો જતો. હું મારા ખભાને ગોળ ધૂમાવીને નીચેથી, ઉપરથી, પત્થરને મારા નિશાન ઉપર નીચે લાવતાં, ફેંકતો. એટલી કુશળતા મારામાં હતી. પણ મારી પાસે પૈસા નહોતાં.

મા મને પાઉંરોટી મોકલતી હતી કારણ કે તેની પાસે પૈસા નહોતાં, નહિ તો હું જ્યાં હતો ત્યાંથી જ પાઉંરોટી ખરીદી શક્યો હોત. સહકારી ખેતરમાં ક્યાંથી અમને તે મળવાનાં હતાં? બે વખત મા પત્રમાં પાંચ રૂબલની નોટ—નાણા સુધારણા પછી (૧૯૬૦) પૈસા દસ ગુણા ઓછા થઈ ગયા હાલના પચાસ કોપેક સરકાવ્યાં હતાં. જેથી હું પોતાને માટે દૂધ ખરીદી શકું. ચોક્કસપણે તે કંઈ વધારે મોટી રકમ નહોતી પણ તેના વડે બજારમાંથી હુ દૂધનાં અડધા લીટરની પાંચ બોટલો ખરીદી શકતો હતો. એક બોતલ એક રૂબલની હતી. ઍનીમિઆના કારણે મારે દૂધ પીવું જરૂરી હતું. કોઈપણ દેખીતા સ્પષ્ટ કારણ વિના ઘણીવખત મને ચક્કર આવવાની ફરિયાદ રહેતી હતી.

ત્રીજી વખત મને પાંચ રૂબલની નોટ મળી. ગમે તેમ પણ મેં તે દૂધ ઉપર ન ખર્ચી, હું તેને નાના સિક્કાંઓમાં વટાવી ને ઉકરડા તરફ ગયો. બેશક જગ્યા સારી રીતે પસંદ કરવામાં આવી હતી. ટેકરાંઓ દ્વારા ઢંકાયેલ સમતલ જગ્યા. જે ક્યાંયથી નજરે પડે તેવી નહોતી. ઘેર ગામમાં જ્યાં મોટેરાંઓ તમે જે કરતાં જોઈ શકતાં હતાં ત્યાં જુગાર રમવામાં મુશ્કેલીમાં ઝડપાઈ શકતાં હતાં કે હેડમાસ્તર કે મિલિશાની પણ કોઈક વાર ધમકીઓની બીક રહેતી. પણ અહીં અમને હેરાન કરનાર કોઈ નહોતું. વળી તે જગ્યા નજીકમાં પણ હતી, દસ મિનિટમાં ત્યાં પહોંચી શકાય એમ હતું.

પહેલી વખત મેં નેવું કોપેક ગુમાવ્યાં, બીજી વખત સાઠ. પૈસાને જતાં જોઈને મને તિરસ્કાર ચઢતો પણ મને લાગ્યું મારા હાથમાં ફાવટ આવી રહી હતી, મારી આંગળીઓ પથ્થર સાથે ટેવાવા લાગી હતી,



હું એ શીખતો હતો કે માત્ર કેટલી તાકાત વાપરવી જોઈએ જેથી કરીને તે પથ્થર ત્યાં સુધી જાય જ્યાં હું ઈચ્છતો હતો. જ્યારે મારી આંખો એ અટકળ લગાવી શકે કે ક્યાં તે પથ્થર પડશે અને કેટલે દૂર સુધી તે ગબડશે. સાંજ પડતાં જ્યારે બીજાં બધાં જતાં રહેતાં ત્યારે હું પાછો જતો, મોટાં પથ્થર નીચે વાદિકે સંતાડેલા પથ્થરને બહાર કાઢતો, મારા ખિસ્સાંમાંથી પરચુરણ કાઢતો અને અંધારું છવાઈ જાય ત્યાં સુધી પથ્થર ફેંકતો જતો. અંતમાં દસ વાર પથ્થર ફેંકતાં તેમાંથી ત્રણ કે ચાર વાર પથ્થર સીધો પૈસા ઉપર પડતો.

છેવટે એક દિવસ એવો પણ આવ્યો જ્યારે રમતમાં મેં જીતેલી રકમ તેની બરાબર કરી શક્યો હતો.

તે સૂકી ગરમ પાનખરની ઋતુ હતી. જોકે તે ઑકટોબર મહિનો હતો તેમ છતાં પણ લોકો માત્ર ખમીસ પહેરીને બહાર જઈ શકતાં હતાં. વરસાદ ભાગ્યે જ પડતો હતો. અને ખરાબ હવામાન વાળી કોઈક જગ્યાએથી પવનની લહેરો દ્વારા ફેંકાયેલા લગભગ આકસ્મિક લાગતો હતો. આસમાન ઉનાળા જેવું આસમાની હતું. પણ વાદળાંથી ઘેરાયેલું હતું. સૂરજ વહેલો ડૂબી ગયો હતો. જ્યારે તે સ્પષ્ટ હતો ત્યારે નીચી ટેકરીઓ ઉપરનું વાતાવરણ જે સૂકા વર્મવુડની તીખી, માદક સુગંધથી ભરાયેલું આછું અજવાળિયું હતું. દૂરના અવાજો સ્પષ્ટપણે આવતા હતા અને પક્ષીઓ પોતાને ઘેર પાછાં જવા માટે ગોળ ફરતાં ઝુંડોમાં એકઠાં થઈ રહ્યાં હતાં. અમારી જગ્યા ઉપરનું ઘાસ જોકે હતું પીળું અને લવચીક તેમ છતાં હજી પણ નરમ અને જીવંત હતું. છોકરાંઓ રમતાં નહોતાં, ખાસ કરીને તેઓ જેઓ પોતાનાં બધાં પૈસા હારી ચૂક્યાં હતાં, ગાંડા કાઢતાં હતાં.

હવે હું દરરોજ શાળાના સમય પછી ત્યાં ઉતાવળે ઉતાવળે જતો. છોકરાંઓ બદલાઈ ગયાં હતાં. કેટલાંક જતાં રહ્યાં હતાં અને કેટલાક નવા ચહેરા આવી ગયા હતા. માત્ર વાદિક કદી રમત ચૂકતો નહોતો અને ખરેખર તેના વિના કદી રમત ચાલુ ન થતી. ઠીંગણો, કપાયેલા વાળવાળાં મોટાં માથાવાળો, એક છોકરો હંમેશાં તેની પાછળ પાછળ પડછાયાની જેમ ફરતો હતો. બધાં તેને "ચીકન" કહીને બોલાવતાં હતાં. મેં આ ચીકનને સ્કૂલમાં કદી જોયો નહોતો પણ અપેક્ષા કરતાં બીજાં સત્રમાં તે અમારા માથા ઉપર બરફની જેમ અમારા ધોરણમાં ઊતરી આવ્યો હતો. એમ લાગતું હતું કે પાંચમા ધોરણમાં તે બીજા વર્ષમાં રહી ગયો હતો

પણ કોઈને કોઈ બહાના ઉપર પોતાની રજા જાન્યુઆરી સુધી લંબાવડાવી શક્યો હતો. ચીકન પણ સામાન્ય રીતે હંમેશાં જીતતો—વાદિક જેટલું તો નહિ પણ તેમ છતાં તે હંમેશાં જેટલાં પૈસા સાથે આવતો તેના કરતાં સારાં એવાં વધારે પૈસા સાથે પાછો જતો. કદાચ તેનું એક કારણ એ હતું કે વાદિકની સાથે તેના ઘનિષ્ઠ સંબંધો હતા અને તે તેને થોડી ગુપ્તપણે મદદ કરતો હતો.

અમારા ધોરણનો એક બીજો છોકરો તિશિકન પણ કોઈક કોઈક વખત આવતો હતો. તે આખો વખત આંખો મીંચકારતો રહેતો, રઘવાયો છોકરો હતો. તેને પાઠ દરમિયાન પોતાના હાથ હંમેશાં ઊંચા કરવાનો શોખ હતો. પછી ભલે ને તે જવાબ જાણતો હોય કે ન જાણતો હોય. ત્યારબાદ જ્યારે તેને પૂછવામાં આવતું ત્યારે તે ચૂપ રહેતો.

"શા માટે તેં હાથ ઊંચો કર્યો હતો?"

તે આંખ મીંચકારતો. "મને તે યાદ હતું પણ જ્યારે હું ઊભો થયો ત્યારે ભૂલી ગયો."

મેં તેની સાથે મિત્રતા નહોતી કરી. તે સમયે મેં કોઈની સાથે મિત્રતા નહોતી કરી. જેના મુખ્ય કારણ હતા ઓછાબોલાપણું, શરમ, ગામની સંકોચશીલતા. પણ બધાંમાં મુખ્યત્વે કરીને જે કારણ હતું તે મારી ઘર માટેની ભયંકર વિરહ વેદના. જેના કારણે મને કોઈની સાથે મિત્રતા કરવાની ઇચ્છા ન થતી. તેઓએ પણ મારી સાથે મિત્રતા કરવાની કોઈ ઇચ્છા ન દર્શાવી તેથી હું એકલો રહી ગયો. એ અનુભવ્યા વગર કે હું એકલવાયો હતો કે તેનાથી ભાગી છૂટવાનો પ્રયત્ન કરતો હતો. ગમે તેમ પણ હું એકલો અટૂલો હતો કારણ કે હું અહીં હતો નહિ કે ગામમાં કે ઘરમાં જ્યાં મારાં ઘણાં મિત્રો હતાં.

તિશિકન રમતના અમારા મેદાન ઉપર મારી તરફ ધ્યાન ન આપતો એમ લાગતું હતું. તે ઝડપથી પોતાનાં પૈસા ગુમાવી દેતો, અદૃશ્ય થઈ જતો અને થોડા સમય સુધી પાછો ન ફરતો.

હું જીતતો હતો. મેં દરરોજ નિયમિતપણે જીતવાનું શરૂ કરી દીધું હતું. મેં મારી રમતની યોજના તૈયાર કરી લીધી હતી: પહેલાં ફટકા માટે પ્રયત્ન કરતાં પથ્થરને જમીન ઉપર ન ગબડવા દેવો. જ્યારે ઘણાં બધાં ખેલાડીઓ હોય ત્યારે આ કામ એટલું સરળ અને સહેલું નહોતું. તમે જેટલાં રેખાની વધારે નજીક આવતાં તેટલો પથ્થરનો તેની ઉપર ગબડી જવાનો ભય વધારે રહેતો. અને છેલ્લા રહેવામાં પણ ભય રહેતો. વાત



હતી પૈસાની ઢગલીને ત્યારે આવરી લેવાની જ્યારે તમે પથ્થર ફેંકો. હું તે પ્રમાણે કરતો હતો. ચોક્કસપણે તે જોખમ હતું પણ મારી કુશળતા સાથે જોખમ મૂલ્યવાન હતું. હું લગાતાર ત્રણ કે ચાર વાર પૈસા ગુમાવી શકતો હતો પણ પાંચમી વાર જ્યારે હું ભેગી થયેલ ઢગલી જીતતો ત્યારે વારમાં જેટલા પૈસા મેં ગુમાવ્યા હતા તે પાછા મેળવી લેતો. ત્યારબાદ હું ફરીથી પૈસા ગુમાવતો અને ફરીથી તે પ્રયત્ન કરી લેતો. હું ભાગ્યે જ સિક્કાઓને પથ્થર સાથે અથડાવતો. પણ અહીં પણ મારી પાસે મારી પોતાની આગવી રીત હતી. વાદિક સિક્કાને પોતાની તરફ ફેરવવા અથડાવતો હતો પણ તેનો અર્થ હતો કે પથ્થર સિક્કાને ગોળગોળ ફરતો રોકતો અને પાછો પડતા ઝટકો મારતો.

હવે મારી પાસે પૈસા હતા. હું સાંજ સુધી રમતમાં રોકાતો નહિ. મને રૂબલની જરૂર હતી. દરરોજ માત્ર એક રૂબલની. એક વખત મારી પાસે રૂબલ એકઠો થતા હું જતો રહેતો. બજારમાં દૂધની બોટલ ખરીદતો (બજારની સ્ત્રીઓ વિકૃત સિક્કાઓને જોઈને બબડતી પણ દૂધ આપતી), ત્યારબાદ હું વાળુ જમતો અને મારો અભ્યાસ કરવા બેસી જતો. હજી પણ મારી પાસે પૂરતું ખાવાનું નહોતું પણ હું દૂધ પીતો હતો એ વાતની જાણ મને તાકાત આપતી હતી અને મારી ભૂખને ઠંડક આપતી. પેલાં ચક્કર આવવાનું ઘણું ઓછું થઈ ગયું હતું.

શરૂઆતમાં તો વાદિકે મારી સફળતાને શાંતિથી સહી લીધી. એટલે કે તેમાં તેને કોઈ નુકસાન નહોતું. મને શંકા હતી કે તેના ખિસ્સામાંથી કંઈ કોઈપણ રીતે મારી પાસે આવતું હતું કે કેમ. કેટલીક વખત તેણે મારી પ્રશંસા પણ કરી હતી: પથ્થર ફેંકવાનો આ જ સાચો તરીકો છે, ઓ અણઘડો, શીખો કેવી રીતે કરવું તે. પણ થોડા જ વખતમાં તેણે જોયું કે હું ખૂબ ઝડપથી પણ ઘણે આગળ નીકળી ગયો હતો. એક દિવસ તેણે મને રોક્યો.

"એય, તેં પૈસાની ઢગલી પચાવી પાડી અને હવે ભાગી રહ્યો છે? બહુ ચાલાક છોકરો છે તું, કેમ ખરું ને? ચાલ આવ, રમ."

"પણ મારે મારો અભ્યાસ કરવાનો છે, વાદિક," મેં વિરોધ કર્યો.

"જો તું ભણવા ઇચ્છતો હોય તો અહીં ન આવ."

ચીકને તેની વાતને સમર્થન આપ્યું.

"તને આવો વિચાર ક્યાંથી આવ્યો કે પૈસા માટે તું આવી રીતે રમી

13—1133

શકે છે? સાવધાન રહેજે કે તું એવી કોઈ વસ્તુ જીતીશ જે તું ઇચ્છતો નહિ હોય! સમજ્યો મને?"

ત્યારબાદ વાદિકે કદી મને તેના કરતાં પહેલાં પત્થર પાસે જવા ન દીધો. તે સારી રીતે ફેંકતો હતો અને ઘણીવાર મારે પથ્થરને અડયા વિના જ મારા ખિસ્સા બીજા સિક્કા માટે ફંફોળવા પડતા હતા. પણ હું વધારે સારી રીતે ફેંકતો હતો. જો મને તક મળતી તો પથ્થર લોખંડ તરફ લોહચુંબક આકર્ષાય તેમ સીધો પૈસા તરફ જતો. પોતાની કુશળતા ઉપર મને પોતાને આશ્ચર્ય થતું હતું. તેને પાછો પકડમાં લેવા, ધ્યાનને આકર્ષિત કર્યા વિના રમવાની મારામાં પૂરતી સૂઝ હોવી જોઈએ. પણ હું હજી ઘણો સીધો સાદો હતો. મેં પૈસાની ઢગલી ઉપર મારો ચલાવવાનું ચાલુ રાખ્યું. મને એ વાતની કેવી રીતે ખબર કે આજ સુધી કદી. કોઈ નવા ખેલાડીને જૂના બાહોશ ખેલાડીથી આટલા આગળ વધી જવા માટે કદી માફ કરવામાં આવ્યો નથી. તેને ન તો કોઈની દયા માટે આશા કે ન કોઈ સંરક્ષક. બીજાંખોને માક તે આગળ વધેલો છે. અને તેના પ્રત્યે સૌથી વધારે ઘૃણા એ જ વ્યક્તિ કરે છે જે તેની પાછળ પાછળ જ ચાલી રહી હોય છે. આ હતું રમતનું સાચું જ્ઞાન જે મેં મહામુશ્કેલીથી એ પાનખરમાં જાણ્યું હતું.

મેં ફરીથી પૈસા ઉપર પથ્થર ફેંક્યો. અને હું પૈસા ભેગા કરવા ગયો ત્યારે મેં જોયું વાદિક થોડેક દૂર એક બાજુ પડેલા સિક્કા ઉપર પોતાનો પગ રાખી ઊભો હતો. બીજા બધા સિક્કાઓની "ટેઇલ્સ" ઉપર હતી. આવી પરિસ્થિતિમાં, જો કોઈ "હેડ્સ" ન આવે તો ઢગલીને ફટકો મારવા માટે પૈસા ફરીથી એકત્રિત કરવા માટે પથ્થર ફેંકતાં પહેલાં રિવાજ પ્રમાણે "વેરહાઉસ" એમ બૂમ પાડવાની હોય છે. પણ સામાન્ય રીતે મારી સફળતા ઉપર વિશ્વાસ કરતાં મેં બૂમ નહોતી પાડી.

"વેરહાઉસ નથી," વાદિકે જાહેર કર્યું.

હું આગળ ગયો. મેં સિક્કા પરથી તેનો પગ ખસેડવાનો પ્રયત્ન કર્યો. પણ તેણે મને ધક્કો મારી દૂર કર્યો, ઝડપથી સિક્કો ઉપાડીને મને "ટેઇલ્સ" બતાવી. પણ મને એ જોવાનો સમય મળ્યો હતો કે તે સિક્કો "હેડ્સ" ઉપર સાથે પડેલો હતો — જો એમ ન હોત તો તેણે તે સિક્કાને પગ વડે ઢાંકી ન દીધો હોત.

મેં કહ્યું: "તેં તેને ઊલટાવી નાંખ્યો હતો. તે 'હેડ્સ' હતો, મેં જોયું હતું."



તેણે પોતાની મુઠ્ઠી મારા નાક આગળ ધરી.

"અને આ — તું જુએ છે તે? સૂંઘી લે જરા!"

મેં પડતું મૂક્યું. આગ્રહ ચાલુ રાખવાનો કોઈ ફાયદો નહોતો. જો લડાઈ શરૂ થાત તો કોઈપણ મારા પક્ષે આવવાનું નહોતું. તિશ્કિન પણ નહિ. તે પણ ત્યાં હતો. વાદિક ગુસ્સામાં આંખો ઝીણી કરતાં મારી તરફ ઘૂરક્યો. મેં નીચાં નમીને, સૌથી નજીકના સિક્કાને પથ્થર મારી ઊલટાવી દીધો અને બીજાં તરફ ખસ્યો. "જો એક રીતે નહિ તો બીજી રીતે," મેં નિર્ણય કર્યો. "ગમે તેમ હું તે બધા સિક્કા ભેગા કરી લઈશ." ફરીથી મેં નિશાન તાકવા પથ્થર પકડયો પણ ફટકો પૂરો કરવાની તક ન મળી: પાછળથી કોઈએ મને જોરથી ઘૂંટણ માર્યો અને હું કઢંગી રીતે ગબડી પડયો. મારો ચહેરો સીધો જમીન ઉપર અથડાયો. બધાં જોર જોરથી હસવા લાગ્યાં. હું પાછળ ફર્યો. મારી પાછળ ચીકન દાંતિયાં કાઢતો ઊભો હતો. હું દંગ રહી ગયો.

"તેં શા માટે આમ કર્યું?"

"કોણે કહ્યું કે મેં કર્યું હતું? તું કોઈ સ્વપ્ન જોઈ રહ્યો છે?"

"મને તે આપી દે!" વાદિકે પત્થરની ગોટી માટે પોતાનો હાથ આગળ ધર્યો પણ મેં તે પકડી રાખ્યો. ગુસ્સાએ ભયને ભસ્મ કરી દીધો હતો. હું કોઈપણ વસ્તુથી ડરતો નહોતો. શા માટે તેઓએ મારી સાથે આ પ્રમાણે કર્યું? શેના માટે? મેં તેમનું શું બગાડયું હતું?

"તે અહીં આપી દે!" વાદિકે હુકમ કર્યો.

"તેં સિક્કો ઊલટાવી નાંખ્યો હતો!" હું જોરથી બરાડયો. "મેં તે જોયું હતું, મેં તને તેમ કરતાં જોયો હતો! હા, મેં જોયું હતું!"

"ફરીથી કહે તો," તેણે જંગલીની જેમ મારી ઉપર ધસી આવતાં કહ્યું.

"તેં સિક્કાને ઊલટાવી નાંખ્યો હતો," હવે શું બનવાનું હતું તે જાણતાં મેં વધારે નરમાશથી કહ્યું.

સૌથી પહેલા મને મારનાર હતો ચીકન. તેણે ફરીથી મને પાછળથી માર્યું. હું વાદિકની તરફ ધકેલાયો જેણે ઝડપથી નિશાન તાક્યા વિના ચોક્કસપણે પોતાનું માથું મારા ચહેરા ઉપર જોરથી માર્યું. લોહી નીતરતાં નાકે હું પડી ગયો. હું મહામુશ્કેલીથી ઊભો થયો ત્યાં જ ચીકન ફરીથી મારી તરફ ધસી આવ્યો. હું જુદો પડીને ભાગી જઈ શકતો હતો. પણ કોઈક કારણસર મેં તે વિચારસુદ્ધાં ન કર્યો. હું ભાગ્યે જ પોતાને બચાવતો,

લોહી નીતરતાં નાક ઉપર હાથ રાખી વાદિક અને ચીકન વચ્ચે અથડાતો ઊછળતો હતો અને અસહાયપણે, ઝનૂને ભરાઈ ક્રોધથી ધૂઆંપૂઆં થતાં દૃઢતાથી બૂમો પાડતો રહ્યો: "તેં સિક્કાને ઊલટાવી નાંખ્યો હતો! તેં એમ કર્યું હતું! તેં એમ કર્યું હતું!"

તેઓ વારાફરતી મને મારતા હતા, એક અને બે, એક અને બે. કોઈક ત્રીજા નાના અને દુષ્ટ છોકરાએ મારા પગ ઉપર લાત મારી—પાછળથી મેં જોયું મારા પગ મારને લીધે કાળીને ભૂખરી ચામડીવાળા થયેલા હતા. મારા મનમાં માત્ર એક જ વિચાર ચમકતો હતો, ન પડવાનો, પછી ભલેને ગમે તે થાય. તે કપરી ક્ષણોમાં પણ મેં અનુભવ્યું કે તેમ કરવાથી ફજેતી થશે. પણ અંતમાં તેઓએ મને ભોંય ભેગો કરી જ દીધો અને રોકાઈ ગયા.

"તને મારી નાંખું તે પહેલાં ભાગી જા અહીંથી," વાદિક ગર્જ્યો. "ઊભો થા!"

હું જડ થયેલા નાક વડે સૈડકા ભરતો, ડૂસકાં ભરતો ઊભો થયો અને ટેકરી ચઢી ગયો.

"જરા પણ લવારો કરવાનો પ્રયત્ન કર્યો—હું તને જાનથી મારી નાખીશ, સમજ્યો!" વાદિકે પાછળથી બૂમ પાડીને કહ્યું.

મેં જવાબ ન આપ્યો. હું માનભંગ અને ગુસ્સાની ગાંઠથી જકડાયેલ હતો. હું બળજબરી એક પણ શબ્દ ઉચ્ચારી ન શક્યો. માત્ર જ્યારે હું ટેકરીની ટોચ ઉપર પહોંચ્યો ત્યારે જાણે મારી અંદરથી કંઈક ફાટી નીકળ્યું હોય અને ઝનૂને મને ગાંડો કરી દીધો હોય તેમ બધી તાકાત એકઠી કરી બરાડી ઊઠ્યો. એટલી જોરથી કે આખી જગ્યામાં ગૂંજી ઊઠે, "તેં તેને ઊલટાવી નાંખ્યો હતો!"

ચીકન મારી પાછળ આવવા લાગ્યો પણ તરત જ રોકાઈ ગયો—કદાચ વાદિકે અનુભવ્યું કે તેઓએ મારી પૂરતી મરમ્મત કરી હતી અને તેને પાછો બોલાવી લીધો. લગભગ પાંચેક મિનિટ હું સમતલ જગ્યા તરફ જોતો ઊભો રહ્યો જ્યાં તેઓએ ફરીથી રમવાનું શરૂ કરી દીધું હતું. ત્યારબાદ હું કાળી પડેલ કૌવચથી ભરાયેલાં ટેકરીની બીજી બાજુની બખોલમાં જતો રહ્યો, જ્યાં કર્કશ, સૂકા ઘાસ પર ફસડાઈ પડ્યો અને મોટા અવાજે રડવા લાગ્યો.

આખી દુનિયામાં તે દિવસે મારા કરતાં વધારે દયનીય કોઈ નહોતું.



* * *

સવારે મેં પોતાનું મોં અરીસામાં જોયું. હું ગભરાઈ ગયો. મારું નાક બટાકાની જેમ સૂજી ગયું હતું. મારી આંખો કાળી હતી અને તેની નીચે ડાબા ગાલ ઉપર લોહીથી ભરેલાં ઉઝરડાં હતાં. આવા દીદારે કેવી રીતે હું સ્કૂલ જઈ શકતો હતો! પણ મારે જવું જરૂર જોઈતું હતું, ગમે તે બને પણ હું એ છોડી શકતો નહોતો. કંઈ નહિ, કુદરતે ઘણાં લોકોને મારા કરતાં પણ મોટા નાક આપ્યા હતા જેની તમે કદી કલ્પના પણ ન કરી શકો કે એ જગ્યા માટે કે જ્યાં તે હતું તે નાક હશે. પણ આ ઉઝરડાં અને કાળી આંખો—તેને દૂર કરવા માટે કોઈ સ્પષ્ટ સમજૂતી નહોતી. કોઈપણ સમજી શકતું હતું તે મારી પોતાની ઈચ્છા નહોતી કે તે ત્યાં ચળકી રહ્યાં હતાં.

હાથ વડે મારી આંખોને ઢાંકીને હું વર્ગમાં ઝડપથી સરકી ગયો, મારા ઢાળિયા પાસે બેસી ગયો અને તેની ઉપર માથું ઢાળી દીધું. ચોક્કસપણે પહેલો પાઠ હતો ફ્રેંચનો. અમારા ધોરણની વર્ગશિક્ષિકા લીદિયા મિખાઇલોવ્ના વિશેષ કરીને જાગૃત હતી અને તેનાથી કંઈ છુપાવવું બહુ મુશ્કેલ હતું. તે વર્ગમાં પ્રવેશતી અને નમસ્તે કહેતી પણ તે અમને બેસવા કહે તે પહેલાં અમારામાંથી દરેકે દરેકને ધ્યાનથી જોતી. અને ટીકા કરતી. જોકે તે મજાકના રૂપમાં વ્યક્ત કરાયેલી હોતી તેમ છતાં પણ તેનો અર્થ થતો હતો તેની આજ્ઞાને પાળવાની હતી. ચોક્કસપણે મારા ચહેરા ઉપરના નિશાનોને છુપાવવા માટેના મારા ગમે તેટલા ભગીરથ પ્રયત્નો કરવા છતા તેણે તરત જ જોયા. મેં જોયું કે તે દરમિયાન બીજાઓએ મારી તરફ ફરી જોવાનું શરૂ કરી દીધું હતું.

"ઠીક છે," રજીસ્ટર ખોલતાં લીદિયા મિખાઇલોવ્નાએ કહ્યું. "હું જોઉં છું કે આજે આપણી વચ્ચે ઘવાયેલાં પણ છે."

બીજાં હસ્યાં અને લીદિયા મિખાઇલોવ્નાએ ફરીથી મારી તરફ આંખો ઊંચી કરીને જોયું. તેની નજર થોડીક ત્રાંસી હતી અને મને ઊડતી નજરે જોતી લાગતી હતી. પણ તે સમય દરમિયાન તે વાસ્તવમાં ક્યાં જોઈ રહી હતી તે જાણવાનું અમે શીખી ગયાં હતાં.

"તને શું થયું?" તેણે પૂછ્યું.

હું એકદમ ઉતાવળે બોલી પડ્યો: "હું પડી ગયો હતો," સાંભળતાં જ સાચી લાગે તેવી સમજૂતી તૈયાર કરી રાખવાનો મને વિચાર જ નહોતો આવ્યો.

"બિચારો, કેવું કમનસીબ. ગઈકાલે પડી ગયો હતો કે આજે?"

"આજે, ના, મારો મતલબ હતો ગઈકાલે, જ્યારે અંધારું થઈ ગયું હતું."

"ફેહેહેહે... પડી ગયો!" હરખથી ઘેલો થયેલ રૂંધાયેલા અવાજે તિશ્કિન ચીસ પાડી ઊઠયો. "તે તો સાતમા ધોરણનાં વાદિકે તેને પ્રસાદ ચખાડયો. તઓ જુગાર રમતાં હતાં. તેણે દલીલ કરવાની શરૂઆત કરી અને તેના બદલામાં તેને આ ઇનામ મળ્યું. મેં મારી આંખે જોયું હતું. અને કેવી રીતે તે કહે છે કે તે પડી ગયો હતો!"

આવા વિશ્વાસઘાતથી હું તો સ્તબ્ધ જ થઈ ગયો. તે માત્ર મૂરખ જ હતો કે પછી તે કોઈ હેતુસર તેમ કરી રહ્યો હતો? જુગાર રમવાને કારણે સ્કૂલમાંથી કાઢી પણ મૂકવામાં શકવા આવે તેમ હતું. મારી એ જ દશા થશે મારી આંખો સામે અંધારું છવાવા લાગ્યું અને મારા કાનમાં જાણે સીટીઓ વાગવા લાગી. હું એકદમ ભાન ભૂલી ગયો હતો. તિશ્કિન! તેણે મને સારો બદલો વાળ્યો! હવે બધું હાથ બહાર જતું રહ્યું હતું.

"તિશ્કિન, હું તને બીજું કંઈ પૂછવા ઇચ્છતી હતી," લીદિયા મિખાઇલોવ્નાએ જરાપણ આશ્ચર્ય ન બતાવતાં, એ જ શાંત સ્થિર અવાજે બોલતાં તેની ઊલટતપાસ લીધી. "પાટિયા પાસે આવ, કારણ કે તું વાત કરવા ઇચ્છે છે કેમ ખરું ને? જરા જવાબ આપવા તૈયાર થઈ જા." તેણે રાહ જોઈ. જ્યારે મૂંઝાયેલો અને ભોંઠા પડવાને કારણે અસ્વસ્થ થયેલ તિશ્કિન આગળ આવ્યો અને ત્યારબાદ મને ટૂંકમાં કહ્યું: "સ્કૂલ છૂટયા પછી તું રોકાજે."

મારો સૌથી મોટો ભયંકર ભય એ હતો કે લીદિયા મિખાઇલોવ્ના મને હેડમાસ્તર પાસે લઈ જશે. આનો અર્થ એ હતો કે આજની વાતમાં વધારો, આવતીકાલની સભામાં મારે આગળ આવવું પડશે અને આવા શરમજનક કાર્યમાં સંડોવાવા માટે મને કોણે પ્રેર્યો હતો તે સમજાવવું પડશે. હેડમાસ્તર વાસીલી આન્દ્રેયેવિચ હંમેશાં ગુનેગારને આવી રીતે જ સવાલ પૂછતા હતા. પછી ભલેને તેણે ગમે તે કર્યું હોય — બારી તોડી હોય કે મૂતરડીમાં ધૂમ્રપાન કર્યું હોય: "આવું શરમજનક કાર્ય કરવા માટે શેણે તને પ્રેર્યો હતો?" તે પીઠ પાછળ હાથ રાખી સ્કૂલની સામે આમતેમ આંટા મારતાં, આંટા મારતી વખતે પોતાના ખભાને આગળની તરફ ઝાટકાં આપતા જેથી કરીને એમ લાગે કે જાણે તેમનો



...સલો, બટણવાળો આગળ પડતો ફ્રેંચ કોટ હેડમાસ્તરથી થોડીક વિરુદ્ધ દિશામાં સ્વતંત્ર રીતે હાલે. તે શોચનીય છોકરાને "જવાબ આપ, જવાબ આપ, અમે રાહ જોઈએ છીએ. જો આખી શાળા તું શું કહેવા માંગે છે તે સાંભળવા આતુર છે." એમ કહીને ઉતાવળ કરાવતાં. છોકરો તોતડાતાં તોતડાતાં કોઈ માફી માંગવાનો પ્રયત્ન કરતો પણ હેડમાસ્તર તેની વાત વચ્ચેથી જ કાપી નાંખતા: "પ્રશ્નનો જવાબ આપ; પ્રશ્નનો. પ્રશ્ન શો હતો?" "શેણે મને પ્રેર્યો હતો"—"બરાબર. શેણે તને પ્રેરણા આપી. ઠીક. તો અમે સાંભળીએ છીએ."

નિયમ પ્રમાણે તે આખા પ્રસંગનો આંસુઓમાં અંત આવતો; માત્ર ત્યારબાદ જ હેડમાસ્તરને સંતોષ થતો અને અમે અમારાં વર્ગોમાં જતાં. મોટા છોકરાઓ કે જેઓ રડવા ઇચ્છતા નહોતા તેમના માટે તે થોડુંક વધારે મુશ્કેલ બની જતું, પણ વાસીલી આન્દ્રેયેવિચના પ્રશ્નનો જવાબ ન આપી શકતા. એક વખત પહેલો પીરિયડ દસ મિનિટ મોડો શરૂ થયો; તે આખો વખત હેડમાસ્તરે નવમાં ધોરણનાં છોકરાંને પકડમાં લીધો હતો. પણ તેના મોમાંથી કોઈ સુસંગત વાત મળી નહિ અને તેને પોતાના દફતરમાં લઈ ગયા.

પણ હું શું કહી શકીશ? વધારે સારું એ થશે કે તેઓ તરત જ મને કાઢી મૂકે. જ્યરે મેં આમ વિચાર્યું ત્યારે મારા મનમાં એક વિચાર વીજળીની જેમ ઝબૂકી ઊઠયો કે ત્યારબાદ હું ઘેર પાછો જઈ શકતો હતો—પણ આમ વિચારતાં જ જાણે હું દાઝી ઊઠયો હોઉં તેમ ભયથી કાંપી ઊઠયો: ના, આવી ફજેતી સાથે હું ઘેર પાછો જઈ શકતો નહોતો. જો હું પોતે સ્કૂલ છોડી દઉં તો એ બીજી વાત હતી. પણ ત્યારબાદ કદાચ તેઓ એમ કહી શકતા હતા કે મારા ઉપર વિશ્વાસ રાખી શકાય તેમ નહોતો કારણ કે હું જે ઇચ્છતો હતો તે કરવા સમર્થ નહોતો અને દરેક દરેક મારી તરફ ના, તેમ પણ ન થવું જોઈએ. છેવટ સુધી તે તિરસ્કારપૂર્વક જોશે. હું અહીં જ સહન કરી શકતો હતો, મારે તેનાથી ટેવાવાનું હતું પણ તેવી રીતે ઘેર પાછા જવું તે—ના, કદી નહિ!

સ્કૂલનો સમય પૂરો થયા પછી હું પરસાળમાં ભયને કારણે અધમૂઆ જેવો થયેલો લીદિયા મિખાઇલોવ્નાની રાહ જોતો હતો. તે શિક્ષકોના ઓરડામાંથી બહાર આવી અને વર્ગના ઓરડામાં જવા તેની પાછળ પાછળ આવવા માથું સંકેતમાં નમાવીને કહ્યું. હંમેશની જેમ તે મેજ પાસે બેઠી; મેં વધારે દૂર રહેવા પાછળની હરોળમાં જવા ઇચ્છયું. પણ

તેણે બિલકુલ પોતાની સામે આગળના ઢાળિયા તરફ આંગળી ચીંધી.

"શું એ વાત સાચી છે કે તું જુગાર રમે છે?" તેણે તરત જ સવાલ પૂછવાનું શરૂ કર્યું.

તે ખૂબ મોટેથી બોલી હતી. હું એમ અનુભવતો હતો કે અહીં સ્કૂલમાં આવી વાતો માત્ર ગુસપુસ અવાજે જ થવી જોઈએ અને આથી મારો ભય વધી ગયો. પણ તેમાંથી બહાર નીકળવાનો પ્રયત્ન કરવો વ્યર્થ હતો. તિશ્કિને મને તદ્દન ઉઘાડો પાડી દીધો હતો.

"સાચું છે," હું ગણગણ્યો.

"ભલે—તું સામાન્યપણે જીતે છે કે હારે છે?"

કહેવા માટે કઈ વસ્તુ સૌથી સારી હતી તે હું જાણતો નહોતો તેથી મેં કંઈ ન કહ્યું.

"ચાલ હવે, મને સાચું સાચું કહે. હું ધારું છું કે તું હારે છે?"

"ન—ના, હું જીતું છું."

"ગમે તેમ પણ તે એક સારી વાત છે. તો તું જીતે છે. પૈસાથી શું કરે છે?"

લીદિયા મિખાઈલોવ્નાના અવાજથી ટેવાવામાં મને ઘણો સમય લાગ્યો હતો, એ અવાજે મને હંમેશાં ગૂંચવણમાં મૂકી દીધો હતો. અમારા ગામમાં લોકો પોતાનાં ઊંડાણમાંથી ક્યાંકથી પોતાનાં અવાજો એકદમ ઊંચા લાવતાં જેથી કરીને તે ઘૂઘવતો અવાજ લાગે. પણ લીદિયા મિખાઈલોવ્નાનો અવાજ ટૂંકો અને હળવો હતો. તેને ધ્યાનપૂર્વક સાંભળવો પડતો હતો. તેનું કારણ એ નહોતું કે તે અવાજ ધીમો હતો. જો તે ઈચ્છતી તો જોરથી બોલી શકતી હતી. એમ લાગતું હતું કે જાણે તે બીનજરૂરી બચાવની જેમ પોતાના શ્વાસને પાછો પકડી રાખતી હતી. હું ફ્રેંચ ભાષાને દોષ આપવા તૈયાર હતો; કુદરતી રીતે જ્યારે તે ભણતી હતી, વિદેશી ભાષાથી ટેવાતી હતી ત્યારે તેનો અવાજ બળપૂર્વક કર્યો હોય તેવો થઈ જતો અને પીંજરામાં પૂરોયેલાં પક્ષીની જેમ નબળો થઈ જતો. તે પોતાની પ્રબળતા અને જોર પુનઃપ્રાપ્ત કરતો ત્યાં સુધી રાહ જોવી પડતી. હમણાં પણ લીદિયા મિખાઈલોવ્નાએ મારી તરફ એવી રીતે સવાલ કર્યો જાણે તે કોઈક બીજી વસ્તુ, કોઈક વધારે મહત્ત્વનાં કામમાં વ્યસ્ત હતી. પણ તેનાં સવાલોને કોઈપણ રીતે ટાળી શકાય તેમ નહોતું.

"ઠીક છે? તેં જીતેલાં પૈસાથી તું શું કરે છે? મીઠાઈઓ ખરીદે છે?



કે ચોપડીઓ? કે પછી કોઈક વસ્તુ માટે બચાવી રહ્યો છે? અત્યાર સુધીમાં તો તેં ઘણું બધું ખરીદી લીધું હોવું જોઈએ."

"ના, વધારે નહિ. હું માત્ર રૂબલ જ જીતું છું."

"અને પછી વધારે નથી રમતો?"

"ના."

"અને રૂબલ? શા માટે માત્ર રૂબલ જ? એનું તું શું કરે છે?

"હું દૂધ ખરીદું છું."

"દૂધ?"

તે મારી સામે બેસી ગઈ. સ્વચ્છ—સુઘડ, શાણી, તેનાં કપડાં પહેરવાની ઢબમાં અને તેનાં જુવાન સ્ત્રીસાહજિકતાપણામાં તે તરફ જોવું મનને ગમતું હતું. જેને મેં અસ્પષ્ટપણે અનુભવ્યું હતું. અત્તરની સુગંધની લહેર મારી તરફ દોડી આવી. મેં વિચાર્યું તે તેનો ઉચ્છ્વાસ હતો. અને ત્યારબાદ વળી તે તે શીખવતી હતી તે ગણિત કે ઈતિહાસ માત્ર નહોતો, પણ પેલી રહસ્યપૂર્ણ ફ્રેંચ ભાષા હતી. તે પણ કંઈક જાદુ ધરાવતી હતી જે સામાન્ય લોકોને સાધ્ય નથી. ઠીક દાખલા તરીકે મારા જેવાને. તેની તરફ આંખો ઊંચી કરીને જોવાની મારી હિમ્મત નહોતી ચાલતી પણ તેને છેતરવાની પણ હિમ્મત નહોતી ચાલતી. અને ગમે તેમ, શા માટે મારે જૂઠ્ઠું બોલવું જોઈએ?

તે ચૂપચાપ મારી તરફ જોતી બેસી રહી. મારાં રોમેરોમમાં એ લાગણીની અનુભૂતિ પસાર થઈ ગઈ કે થોડી ત્રાંસી દૃષ્ટિવાળી તેની આંખોની ટકટકી હેઠળ બધી જ મુશ્કેલીઓ અને સમસ્યાઓ દુષ્ટ શક્તિની સાથે પ્રચંડ થઈ ગઈ અને વધી ગઈ હોય તેવી લાગતી હતી. નિશંકપણે તેના માટે મારી તરફ જોવા માટે કંઈક હતું: દૂબળો પાતળો, ઘવાયેલાં ચહેરાવાળો, તેની સામે અસ્વસ્થ થયેલો, મા વિહોણો, વિખરાયેલા વાળવાળો, એકલો અટૂલો અણઘડ છોકરો ત્રાંસા ખભાવાળા જૂના ઘસાયેલા જાકીટમાં ઊભો હતો. જે છાતી ઉપર તો બંધ બેસતું હતું પણ બાંયો ઘણી ટૂંકી હતી. તેણે લંગડાતાં પગમાં પિતાના ઘુડ સવારી માટેના સુરવાળમાંથી બનાવેલ ઝાંખા લીલા રંગનું પેંટ પહેરેલું હતું જેને ખરબચડાં "ચીરીકી" કહેવાતા સપાટ જોડામાં દબાવેલું હતું. અને ગઈકાલની લડાઈનાં ચિહ્નો ધરાવતો હતો. મેં નોંધી લીધું હતું કે લીદિયા મિખાઈલોવ્નાની આતુર નજરો મારી ચીરીકી તરફ ચોંટેલી હતી. અમારા ધોરણમાં બીજું કોઈ તે પહેરતું નહોતું. બીજા જ પાનખરમાં

હવે એક વખત પણ તે પહેરીને સ્કૂલમાં જવાનો મેં સ્પષ્ટપણે ઈનકાર કર્યો. જેથી માએ અમારો એક માત્ર અમૂલ્ય ખજાનો—સિલાઈ મશીન વેચી નાંખ્યું અને મને ઊંચા બૂટ ખરીદી આપ્યાં.

"ગમે તેમ પણ તારે પૈસા માટે ન રમવું જોઈએ," લીદિયા મિખાઈલોવ્નાએ વિચારપૂર્વક કહ્યું. "કોઈપણ રીતે તું તેના વિના ચલાવી શકે છે. કેમ સાચું ને?"

એ માનવાની ભાગ્યે જ હિમ્મત કરતાં કે મને છોડી દેવામાં આવવાનો હતો, મેં સહેલાઈથી વચન આપ્યું: "હા—હું ચલાવી શકું છું."

હું ખરા દિલનો હતો પણ જો આ નિખાલસતાને દોરડા વડે બાંધી ન શકાતી હોય ત્યાં કોઈ શું કરી શકે!

સાચું પૂછો તો તે દિવસોમાં પરિસ્થિતિઓ મારા માટે બહુ ખરાબ હતી. પાનખર એકદમ સૂકો હતો. સહકારી ખેતરોએ પોતાના અનાજની વહેંચણી વહેલી પૂરી કરી લીધી હતી. કાકા વાન્યા ફરી ન આવ્યા. હું જાણતો હતો કે મા મારા માટે ખૂબ ચિંતા કરતી હશે. પણ તેનાથી કોઈ પરિસ્થિતિ જરા પણ બદલાવાની નહોતી. છેલ્લા ફેરા વખતે કાકા વાન્યાએ લાવેલ બટાકાનો કોથળો એટલી ઝડપથી ખાલી થઈ ગયો હતો કે જાણે તે જાનવરોને ન ખવડાવવામાં આવ્યાં હોય. એક વાત એ સારી હતી કે બહાર આંગણામાં એક ન વપરાતી છાપરીમાં કેટલાંક બટાકા સંતાડી દેવાનો મને વિચાર આવ્યો હતો. અને તે આ ગુપ્ત ભંડાર હતો જેણે મને જીવતો રાખ્યો. સ્કૂલ પૂરી થતાં હું ચોરની જેમ બહાર છટકી જતો, છાપરીમાં સરકી જતો, થોડાંક બટાકાં મારાં ખિસ્સાઓમાં ઠાંસી લેતો અને કોઈ આરામપ્રદ ગુપ્ત જગ્યામાં તાપણું કરવા ટેકરીઓ તરફ દોડી જતો. હું સતત રીતે ભૂખ્યો હતો, ઊંઘમાં પણ હું મારા પેટમાં ભૂખની સૂકી આંકડીની લહેરો અનુભવી શકતો હતો.

બીજાં જુગારિયાઓ શોધવાની આશા કરતાં મેં પડોશની ગલીઓની શોધતપાસ કરવાનું, વેરાન જગ્યાઓમાં રખડવાનું અને ટેકરીઓ તરફ જતાં છોકરાંઓને ધ્યાનથી જોવાનું શરૂ કર્યું. પણ તે જરાપણ સારું નહોતું. ઋતુ ઊતરી ગઈ હતી. અને ઠંડા ઑક્ટોબરના પવન સાથે પૂરી થઈ હતી. માત્ર અમારી પેલી ભૂતપૂર્વ જગ્યામાં જ છોકરાંઓ હજી પણ એકઠાં થતાં હતાં. હું તે જગ્યાની નજીકમાં જ રખડતો હતો. સૂર્ય પ્રકાશમાં ચળકતાં પથ્થરને જોતો હતો. બીજાંઓને આદેશ કરતાં વાદિકના



આમતેમ વીંઝાતા હાથ જોતો હતો. પૈસાની ઢગલી ઉપર ઝૂકેલ પરિચિત આકૃતિઓને જોતો હતો

છેવટે હું પોતાની જાતને વધારે ન રોકી શક્યો અને નીચે ગયો. હું જાણતો હતો આ માનભંગ હતું. પણ એક વારમાં મારી પોતાની જાતની સાથ સમજૂતી કરી લેવી અને બધાં દ્વારા માર ખાવો અને હાંકી કઢાવું આ માનભંગ કરતાં ઓછું નહોતું. મારા પ્રવેશથી વાદિક અને ચીકન કેવી રીતે વર્તાવ કરશે અને હું પોતે કેવો વર્તાવ કરીશ તે જોવાની મને તીવ્ર ઇચ્છા થતી હતી. પણ મુખ્ય ફરજ પાડનાર બળ હતું મારી ભૂખ. મને રૂબલની જરૂર હતી—દૂધ માટે નહિ પણ પાઉંરોટી માટે. હું રોટી કમાવા માટે બીજો કોઈ રસ્તો પણ જાણતો નહોતો.

જેવો હું નજીક પહોંચ્યો, રમત બંધ થઈ ગઈ. અને બધાં મારી તરફ ફરીને તાકવા લાગ્યાં. ચીકને ઉપર તરફ વાળેલી કાનપટ્ટીઓવાળી ટોપી અને ટૂંકી બાંયોવાળું, પેન્ટની બહાર લટકતું ચોકડીવાળું ખમીસ પહેર્યાં હતાં. વાદિક ઝીપરવાળા બંધબેસતાં જાડા ખમીસમાં રૂઆબદાર લાગતો હતો. જાકીટ અને કોટોનો નજીકમાં ઢગલો કરવામાં આવ્યો હતો જેની ઉપર પાંચ કે છ વર્ષનો નાનકડો છોકરો બેઠો હતો.

સૌથી પહેલાં બોલનાર હતો ચીકન.

"તું શા માટે આવ્યો છે? હજી એવો જ પ્રસાદ વધારે ખાવા ઇચ્છે છે?"

"હું રમવા આવ્યો છું," વાદિકની તરફ જોતાં શક્ય તેટલી શાંતિપૂર્વક મેં કહ્યું.

"અને કોણે કહ્યું અમે તને રમાડવા ઇચ્છીએ છીએ, હેં," ચીકને બીજાં થોડાં પ્રચલિત વિશેષણો ઉમેર્યાં.

"કોઈએ નહિ."

"એય, વાદિક આપણે તેને હમણાં જ મઝા ચખાડીશું કે પછી થોડી રાહ જોવી જોઈએ?"

"ચીકન, તેને એકલો રહેવા દે," વાદિકે આંખો ઝીણી કરતાં મારી તરફ જોયું. "તું જોઈ શકતો નથી, અહીં કોઈ વ્યક્તિ રમવા આવી છે. કદાચ તે આપણાંમાંથી દરેકનાં દસ રૂબલ જીતવાં ઇચ્છે છે."

"તારી પાસે દસ રૂબલ છે જ નહિ," હું ડરતો ન હતો માત્ર એટલું જ દર્શાવવા બોલ્યો.

"તું વિચારે છે તેના કરતાં અમારી પાસે વધારે છે. તારા નીચે

મૂક અને ચીકન સાચે જ ગુસ્સે ભરાય તે પહેલાં મોં બંધ કર. તે ગરમ મિજાજવાળો છોકરો છે."

"જો હું તેને એક ચખાડી જ દઉં તો કેમ રહેશે, વાદિક?"

"ના, તેને રમવા દે." વાદિકે બીજાંઓ તરફ આંખ મીચકારી. "તે સાચે જ સારું રમે છે, આપણને બધાંને સફાચટ કરી જાય છે."

ગમે તેમ પણ હું મારો પાઠ શીખી ચૂક્યો હતો અને જાણતો હતો કે વાદિકની પરોપકારિતાની કેટલી કિંમત હતી. કદાચ તે શુષ્ક, રસહીન રમતથી કંટાળી ગયો હતો અને તેથી મને રમતમાં લેવાનો નિર્ણય કર્યો હતો જેથી કરીને રમતને વધારે રસપ્રદ બનાવી શકે. મને રમવા તો દેતો હતો પણ જો ક્યાંક મેં તેના સ્વાભિમાનને છંછેડ્યું તો પછી મારી ફરીથી એ જ ગત થવાની હતી. તેણે થોડી જ વારમાં કોઈ દેખીનું કારણ શોધી લીધું અને ચીકન વધારે પડતો આતુર હતો.

મેં સાવધાનીપૂર્વક રમવાનો અને કોઈ મોટો ફટકો ન મારવાનો નિર્ણય કર્યો. અકસ્માતપણે પૈસાને પથ્થર અથડાઈ જવાના ડરથી બીતાં બીતાં મેં પથ્થર ફેંક્યો. ત્યારબાદ ચીકન મારી પાછળ હતો કે નહિ તેની ખાતરી કરતી નજર નાંખ્યા પછી હું ચૂપચાપ જુદા પડેલા સિક્કાઓ તરફ લપકતો. તે શરૂઆતના દિવસોમાં હું એક રૂબલ વિષે વિચારવાનું સાહસ નહોતો કરતો. પાઉંરોટીના ટૂકડા માટે વીસ કે ત્રીસ કોપેક ઘણાં હતાં—કંઈ ન હોવા કરતાં એટલું જ વધારે સારું હતું, હું માત્ર એટલું જ ઈચ્છતો હતો.

પણ ચોક્કસપણે અંત નિશ્ચિત હતો. ચોથા દિવસે જ્યારે મેં રૂબલ જીતીને જવા ઈચ્છ્યું ત્યારે હું ફરીથી ઝૂડાયો. એ વાત સાચી કે આ વખતે મેથીપાક થોડો ઓછો હતો પણ ખરાબ રીતે સૂજેલા હોઠ તેની ચાડી ખાતાં હતાં. સ્કૂલમાં આખો વખત મારે હોઠ ચાવતાં રહેવું પડ્યું હતું. પણ લીદિયા મિખાઈલોવ્નાએ મેં જે કંઈ પણ કર્યું હતું તે જોયું હતું. તેણે મને પાટિયા પાસે બોલાવ્યો અને મારી પાસે ફ્રેંચ પાઠ વંચાવડાવ્યો. દસ સારા સાજાસમા હોઠો વડે જ્યાં હું સાચું ઉચ્ચારણ કરી શકતો નહોતો ત્યાં વળી એક સૂજેલા હોઠ વડે તો કરી શકવાની કોઈ શક્યતા જ નહોતી.

"બંધ કર, ઓફ બંધ કર!" જાણે કોઈ વસ્તુને દૂર કરતી હોય તેમ પોતાનો હાથ ઊંચો કરતાં લીદિયા મિખાઈલોવ્ના બૂમ પાડી ઊઠી.



"આનો અર્થ શું છે? ના, મારે તને વધારાના પાઠ આપવા જ પડશે. તેના સિવાય બીજો કોઈ રસ્તો નથી."

* * *

તે મારા કષ્ટમય અસુવિધાભર્યા દિવસોની શરૂઆત હતી. સવારથી જ હું એ સમયની ધાસ્તી ભરી રાહ જોતો કે જ્યારે મારે લીદિયા મિખાઈલોવ્નાના સાથે એકલા રહેવું પડતું અને તેણે ઉચ્ચારેલા શબ્દોનું પુનરુચ્ચારણ કરવાનો પ્રયત્ન કરવો પડતો. જે માત્ર માનસિક યાતના આપવા જ સર્જાયા હતા. હવે જરા એમ કહો કે શા માટે આ ધરતી ઉપર ત્રણ સ્વરોને એક સાથે મેળવી ઘેરા લાંબા "ઓ" શબ્દમાં ઉચ્ચારવા જોઈએ, એ જાણીબૂઝીને અપાયેલી માનસિક અને શારીરિક યાતના સિવાય બીજું શું હોઈ શકે?—જેવી રીતે શબ્દ "બાણું"માં તમારો શ્વાસ રોકી રાખી શકતાં હતાં? જ્યારે નાક હંમેશાં તદ્દન બીજાં જ હેતુ માટે કાર્ય કરતું હતું? ત્યારે શા માટે નાકમાંથી જ ધીમો દર્દભર્યો અવાજ કરવો સામાન્ય બુદ્ધિસમજની પણ સીમા હોવી જોઈએ. હું પરસેવાથી રેબઝેબ થઈ જતો, ચહેરો લાલચોળ થઈ જતો અને શ્વાસ રૂંધાઈ જતો, જ્યારે લીદિયા મિખાઈલોવ્ના કોઈપણ જાતની દયા દાખવ્યા વિના કે એક પળ વિરામ કરવા રોકાયા દીધા વિના મારી બિચારી જીભને મરોડવા બળજબરી કરતી. અને તેમાંય વળી શા માટે માત્ર મને એકલાને જ? સ્કૂલમાં એવાં ઘણાં છોકરાંઓ હતાં જેઓ મારા જેટલી જ ખરાબ રીતે ફ્રેંચ ભાષા બોલતાં હતાં. પણ તેઓ બહાર રમતાં હતાં, જે કંઈ પણ ઈચ્છે તે કરી રહ્યાં હતાં જ્યારે હોળીનાં નાળિયેરની જેમ હું એકલો જાણે તે બધાંની સજા ભોગવતો હતો.

પણ હજી આવનારી સ્થિતિ તેનાથી વધારે ખરાબ હતી. લીદિયા મિખાઈલોવ્નાએ એકાએક નિર્ણય કર્યો કે સ્કૂલની બીજી પાળી પહેલાંનો સમય ઘણો ઓછો રહેતો હતો તેથી મને દરરોજ સાંજે પોતાને ઘેર આવવા કહ્યું. તે સ્કૂલની પાછળ શિક્ષકોના ઘરોમાંથી એકમાં રહેતી હતી. ઘરનાં અડધા ભાગમાં તે અને બીજા વધારે મોટા ભાગમાં હેડમાસ્તર રહેતા હતા.

જાણે યાતના કોઠરીમાં જતો હોઉં તેમ હું ગયો. સ્વભાવે હું શરમાળ અને અનાડી હતો, બિનમહત્ત્વની વસ્તુઓથી મૂંઝાયેલો હતો અને વળી

વધારામાં તેનાં સાફસુથરા ઘરમાં શ્વાસ લેવાથી પણ હું ગભરાતો હતો. મને મારો કોટ ઉતારવાનું કહેવામાં આવવાનું હતું, અંદર આવવાનું અને બેસવાનું કહેવામાં આવવાનું હતું. મારે રાચરચીલાના નમૂનાની જેમ એક જગ્યાએથી બીજી જગ્યાએ ખસતાં રહેવાનું હતું, અને આ બધા કારણે મારા મોંમાથી એક શબ્દ કાઢવા માટે સાચા અર્થના પ્રયત્નની જરૂર હતી. આ બધું મારી ફ્રેંચ ભાષામાં ભાગ્યે જ મદદ કરવાનું હતું. પણ—વિચિત્ર વાત!—સ્કૂલ કરતાં વધારે ઓછો સમય અમે અહીં કામ કરતાં હતાં. જ્યારે લીદિયા મિખાઇલોવ્ના કહેતી કે સ્કૂલની બીજી પાળી જલ્દી શરૂ થવાની હોવાને કારણે ત્યાં સમય નહોતો મળતો. ન માત્ર આટલું જ પણ લીદિયા મિખાઇલોવ્ના પોતાના રોજીંદા ઘરેલુ કામકાજમાં વ્યસ્ત રહેતી, મને સવાલો પૂછતી અને પોતાના વિષે વાતચીત કરતી. મને લાગે છે તેમણે મારા માટે જ આ બધી વાતો ઘડી કાઢી હતી કે સ્કૂલમાં તેમને પણ ફ્રેંચ શીખવામાં ખૂબ મુશ્કેલી પડતી હતી, એટલા માટે જ તેમણે આગળ પણ ફ્રેંચ ભણવાનો જ નિર્ણય કર્યો જેથી કરીને એ બતાવી શકે કે તેઓ પણ કોઈથી ઓછાં ઊતરે એવાં નથી.

એક ખૂણામાં સંતાયેલો બેઠેલો હું ધ્યાનથી સાંભળતો અને એ ક્ષણની ઉત્કટતાથી રાહ જોતો કે ક્યારે તે મને જવા દેશે. ઓરડામાં ઘણા બધાં પુસ્તકો હતાં અને બારીની નજીક સ્ટૂલ ઉપર મોટો સુંદર રેડિયોગ્રામ હતો જે તે સમયે કિમતી વસ્તુ હતી અને મારા માટે અદ્‌ભુત. લીદિયા મિખાઇલોવ્ના રેકોર્ડ વગાડતી અને ફરીથી માણસનો સારી રીતે સ્વરસપ્તક બદલતો અવાજ ફ્રેંચ શીખવતો. તેનાથી ભાગી છૂટવાનો કોઈ માર્ગ નહોતો. લીદિયા મિખાઇલોવ્ના સાદા ઘરના ફ્રોક અને નરમ સપાટ સ્લીપરો પહેરીને ઓરડામાં આમતેમ ફરતી રહેતી અને દરેક વખતે જ્યારે મારી નજીક આવતી ત્યારે હું બે ડગલા પાછો હઠી જતો. હું બિલકુલ એમ માની શકતો નહોતો કે હું તેમના ઓરડામાં બેઠો હતો. દરેકે દરેક વસ્તુ મારા માટે વિલક્ષણ અને ચોંકાવનારી હતી. આ બધું મારા માટે અસાધારણ અને અપ્રત્યાશિત હતું. અહીંની હવા પણ મારા માટે હું જાણતો હતો તે કરતાં જુદાં જ પ્રકારના જીવનની આછી અપરિચિત સુગંધથી તરબોળ હતી. હું અનુભવતો હતો કે આ જીવનમાં હું ચોરીછૂપી ડોકિયાં કરી રહ્યો હતો અને વિચિત્ર શરમમાં મારા ફાટેલા તૂટેલા જાકીટમાં વધારે દુબકી જતો.

તે વખતે લીદિયા મિખાઇલોવ્ના પચીસેક વર્ષની હોવી જોઈએ.



મને તેમનો ચહેરો સારી રીતે યાદ છે. તેમનો ચહેરો પદ્ધતિસરના નાકનકશાવાળો હોવાને કારણે વધારે ઉલ્લાસપૂર્ણ નહોતો, તેમની આંખો ત્રાંસી દૃષ્ટિને છુપાવવા થોડીક ઝીણી થયેલી હતી, તેમનું કસેલું સ્મિત ભાગ્યે જ મુક્ત હાસ્યમાં પરિણમતું અને તેમના વાળ ટૂંકા કાળા હતા. પાછળથી મેં નોંધ્યું હતું કે તેમના ચહેરામાં તે કઠોરતા નહોતી જે શિક્ષકોની વ્યવસાયી લાક્ષણિકતા લગભગ વર્ષો વીતતા આવી જાય છે. પછી ભલેને તેઓ સ્વભાવે ગમે તેટલા મૃદુ અને ઉદાર હોય. પણ લીદિયા મિખાઇલોવ્નાના ચહેરા ઉપર સતર્કતા અને ચાલાકીભર્યું વિસ્મય જ છલકતું લાગતું જે પોતાના જ પ્રતિ જોતાં જાણે આશ્ચર્ય કરતાં હોય: કેવી રીતે હું અહીં આવી અને અહીં શું કરી રહી હતી? હું હવે માનું છું કે તે પરિણિતા હતી. તેમના અવાજમાં, તેમની લવચીક, મુક્ત અને આત્મવિશ્વાસભરી ચાલમાં, તેમની આખી ચાલઢાલ અને વર્તનવ્યવહારમાં આત્મવિશ્વાસ અને અનુભવ છલકતાં હતાં. તદુપરાંત હું હંમેશાં એમ વિચારતો હતો કે જે છોકરીઓ ફ્રેંચ કે સ્પેનીશ ભાષા શીખે છે તે પોતાની જ ઉંમરની રશિયન કે જર્મન ભાષા શીખવાવાળી છોકરીઓ કરતાં પહેલાં નારીત્વ પ્રાપ્ત કરે છે.

હવે એ યાદ કરતાં પણ શરમ આવે છે કે અમારો પાઠ પૂરો થતાં જ્યારે લીદિયા મિખાઇલોવ્ના મને જમવા માટે બોલાવતી ત્યારે હું કેવી રીતે બી જતો અને શરમાઈ જતો હતો. તે વખતે ભલેને હું ગમે તેટલો ભૂખ્યો તરસ્યો હોતો પણ આ આમંત્રણની સાથે જ મારી બધી ભૂખ ગાયબ થઈ જતી. ના, ના! લીદિયા મિખાઇલોવ્નાની સાથે એક જ મેજ ઉપર જમવા બેસવું! અસંભવ! એના કરતાં વધારે સારું એ હતું કે આવતી કાલે ને આવતી કાલે આખી ફ્રેંચ ભાષા કડકડાટ શીખી લેવી જેથી કરીને ફરીથી કદી અહીં આવવું જ ન પડે! પાઉંરોટીનો એક નાનકડો ટૂકડો પણ મારા ગળામાં અટકાઈ ગયો હોત! હું એમ માનતો નહોતો, મેં ન તો પહેલાં કદી એવી કલ્પના પણ કરી હતી કે લીદિયા મિખાઇલોવ્ના અમારા બધાંની જેમ જ સાદો ખોરાક ખાતી હતી. તે અત્યંત અસાધારણ અને બીજાં બધાંથી ભિન્ન પ્રકારની લાગતી હતી.

મેં ખાઈ લીધું છે, મારે કશું ખાવું નથી એના વિષે ગણગણતો હું એકદમ કૂદીને ઊભો થઈ ગયો. અને દીવાલની સાથે સાથે લપકતો દરવાજા તરફ જવા લાગ્યો. વિસ્મિત અને દિલ દુઃખાયેલી લીદિયા મિખાઇલોવ્ના મારી તરફ જોવા લાગી પણ કોઈપણ વસ્તુ મને રોકી ન

શકી. હું પાછો ફરીને દોડી ગયો. આમને આમ ઘણી વખત બન્યું. છેવટે લીદિયા મિખાઈલોવ્ના એ પડતું મૂક્યું અને મને જમવા માટે બોલાવવાનું બંધ કરી દીધું. મેં રાહતનો દમ લીધો.

ત્યાર પછી એક દિવસ મને કહેવામાં આવ્યું કે મારા માટે એક પાર્સલ કોઈ લઈ આવ્યું હતું. ચોક્કસ કાકા વાન્યા જ હતા, બીજું કોણ હોઈ શકે! કદાચ ઘર બંધ હતું અને સ્કૂલનો સમય પૂરો થાય ત્યાં સુધી કાકા વાન્યા રાહ જોઈ શકે એમ નહોતા. તેથી તેઅ ત્યાં તે છોડી ગયા હતા. પાઠ પૂરો થયો ત્યાં સુધી હું મારી જાતને મહામુશ્કેલીથી રોકી શક્યો. પાઠ પૂરો થતાં જ હું નીચે દોડ્યો. અમારી સ્કૂલના સફાઈ કરનારે ખૂણામાં પડેલી પાર્સલ માટે જ વપરાતી સફેદ પ્લાયવુડની પેટી તરફ આંગળી ચીંધી. તેથી મને આશ્ચર્ય થયું—પેટી શા માટે? સામાન્યપણે મા સાધારણ કોથળામાં જ ખાવાનું મોકલતી હતી. કદાચ તે પાર્સલ મારા માટે હતું જ નહિ કે શું? ના, તેની ઉપર મારું નામ અને ધોરણ લખેલાં હતાં. કાકા વાન્યાએ ચોક્કસ અહીં એ લખ્યા હોવા જોઈએ જેથી બીજાં કોઈની સાથે ભળી ન જાય. જુઓ તો કેવો શહેરી ઢંગ લાગતો હતો!

અંદર શું હતું તે જાણ્યા વિના હું પેટી ઘેર લઈ જઈ શક્યો નહિ. ચોક્કસપણે બટાકા તો નહોતાં જ. પાઉંરોટી માટે તે નાની અને અગવડભરી હતી. તદુરાંત થોડા વખત પહેલાં જ તેણે પાઉંરોટી મોકલાવી હતી. જેમાંથી હજીપણ થોડી મારી પાસે હતી. તો પછી તેમાં હતું શું? મને યાદ આવ્યું કે ત્યાં પગથિયાંની નીચે કુહાડી પડી હતી. મેં તે તરફ સરકીને કુહાડી શોધી કાઢી અને પેટી ઉઘાડી. પગથિયાં નીચે અંધારું હતું તેથી હું બહાર સરકી આવ્યો. આજુબાજુ નજર નાંખીને પેટી મેં નજીકની બારીની પાળી ઉપર મૂકી.

પેટીમાં નજર નાંખતાં જ હું દંગ રહી ગયો. ઉપર સાફ કાગળથી ઢંકાયેલી મકારોની તેમાં પડી હતી. આ થઈને કોઈ વાત! લાંબી લાંબી પીળાશ પડતી મકારોની સમાન રીતે ગોઠવેલી તેમાં પડી હતી. મારા માટે આ ક્ષણે આનાથી વધીને મૂલ્યવાન સંપત્તિ બીજી કોઈ નહોતી. હવે એ વાત સ્પષ્ટ થઈ ગઈ હતી કે માએ શા માટે પેટી શોધીને મોકલાવી—જેથી કરીને મકારોની તૂટી ન જાય કે ચૂરા ન થઈ જાય પણ સહીસલામત મારા સુધી પહોંચી શકે. મેં ધીમેથી એક મકારોનીની ટ્યૂબ કાઢી, તેના છિદ્રમાંથી ઝાંકીને જોયું અને મનને ન વાળી શકતાં ઝટપટ ચાવવા લાગ્યો



ત્યારબાદ મેં બીજી અને ત્રીજી મકારોની લીધી. હું વિચારી રહ્યો હતો કે મારી માલિકણની ઓરડીમાં ધૂતારાં ઉંદરોથી ઘણે દૂર મકારોનીને સલામત રાખવા આ પેટીને હું ક્યાં રાખી શકતો હતો. આ તે ઉંદરોને ખાવા માટે નહોતી. માએ પોતાના પરસેવાથી કમાયેલી એક એક પાઈ આ ખરીદવામાં ખર્ચી નાંખી હતી, ના, કોઈપણ ભોગે આ મકારોનીને હું એમ ગુમાવવા નહિ દઉં. આ કંઈ બટાકાં નહોતાં.

હું એકદમ ચમકીને ઝબક્યો. મકારોની. હા. પણ માને તે ક્યાંથી મળી હશે? ગામમાં તો તે કદી મેં જોઈ નહોતી, ગમે તેટલા પૈસા ખર્ચવા તૈયાર હોવા છતાં કોઈ તે ખરીદી શકતું નહોતું. તો પછી આ બધાંનો અર્થ શો હતો? આશામાં અને નાસીપાસ થતાં મેં ઉતાવળે ઉતાવળે મકારોની એક તરફ કરીને તેની નીચે જોયું તો ખાંડનાં કેટલાંક ટુકડાં અને હેમેટોજીનનાં બે સ્તરો ચોસલાં પડેલાં જોયાં. તે વાત ચોક્કસ હતી કે આ પાર્સલ માએ નહોતું મોકલ્યું. પણ તો પછી કોણે મોકલ્યું હતું? મેં પેટી ઉપર ફરીથી જોયું—હા, મારું ધોરણ, મારું જ નામ. વિચિત્ર વાત—હા તદ્દન વિચિત્ર વાત.

પેટીના ઢાંકણાને પાછું બંધ કરવા મેં ખીલીઓ તેના છિદ્રોમાં પાછી ખોસી દીધી. અને પેટીને બારીની પાળી ઉપર જ છોડીને દાદરા ચઢી ગયો. શિક્ષકોના ઓરડાના બારણે ટકોરો માર્યો. પણ લીદિયા મિખાઈલોવ્ના ઘેર જતી રહી હતી. તેનો કોઈ વાંધો નહોતો. તે ક્યાં રહેતી હતી તે હું ચોક્કસપણે જાણતો હતો. તો વાત આમ હતી: જો તમે મેજ ઉપર તેમની સાથે જમવા ન બેસો તો ખાવાનું તમને ઘેર મોકલવામાં આવશે. બીજો કોઈ સવાલ જ નહોતો ઊઠતો. તેના સિવાય બીજું કોઈ ન હોઈ શકે. એટલું ચોક્કસ હતું કે આ પેટી માએ નહોતી મોકલી. જો તેણે મોકલી હોત તો તેણે પેટીમાં એક ચબરખી લખીને નાંખી હોત કે આ બધી સંપત્તિ ક્યાંથી અને કેવી રીતે તેણે મેળવી હતી.

જ્યારે હું એક તરફ આગળ વધ્યો અને પેટી તેની સામે મેં મૂકી ત્યારે તેણે મૂંઝવણભરી નજર નાંખી.

"આ શું છે? તું શું લાવ્યો છે? શા માટે?" તેણે આશ્ચર્યભર્યા સ્વરે કહ્યું.

"એ તમે મોકલી હતી," મેં કાંપતા તૂટક અવાજે કહ્યું.

"મેં મોકલી હતી? શેના વિષે તું વાત કરે છે?"

"તમે આ સ્કૂલે મોકલી હતી. હું જાણું છું તે તમે જ મોકલાવી હતી."

લીદિયા મિખાઈલોવ્નાનો ચહેરો લાલ થઈ ગયો અને તે મૂંઝાયેલી લાગતી હતી. કદાચ તે માત્ર એક જ એવો સમય હતો કે જ્યારે હું સીધું તેમની આંખોમાં તાકતાં ગભરાયો નહોતો. હું એ વાતની પરવા નહોતો કરતો કે તે મારી શિક્ષિકા હતી કે મારી પોતાની સગી કાકી હતી. હવે તે નહિ પણ હું તેમને સવાલો પૂછી રહ્યો હતો અને સવાલો ફ્રેંચમાં નહિ પણ રશિયનમાં પેલાં ઉપપદો વિના પૂછી રહ્યો હતો. અને તેઓને જવાબ આપવા દો.

"શા માટે તું વિચારે છે કે મેં આ પેટી મોકલી હતી?"

"કારણ કે મારા ઘેર અમે કદી મકારોની જોઈ નથી. કે ન તો અમારા ઘરમાં હેમેટોજીન હતું."

"શું? કદી નહિ?" તેમનું આશ્ચર્ય એટલું સ્વાભાવિક હતું કે તે તેમણે સંપૂર્ણપણે પોતાના વર્તાવ દ્વારા ઉઘાડું પાડ્યું.

"ના. અમે કદી ખાધી નથી. તમારે એ જાણતા હોવું જોઈએ."

લીદિયા મિખાઈલોવ્ના હસતાં હસતાં લોથપોથ થઈ ગઈ અને મને બાથમાં ભીડવાનો પ્રયત્ન કર્યો પણ મેં તેમને ટાળી દીધાં.

"હા, તે સાચું છે. મારે તે શોધી કાઢવું જોઈતું હતું. કેવી રીતે હું તેને ધ્યાનબહાર રાખી શકી હતી?" તેણે પળવાર વિચાર કર્યો. "સાચું પૂછો તો—તેવી ધારણા કરવી પણ મુશ્કેલ હતી! હું હમેશાં શહેરોમાં રહી છું. હા, તો નેં શું કહ્યું, તમારાં ગામમાં મકારોની કદી જોવા નથી મળતી? તો પછી તારા ગામમાં શું હોય છે?"

"વટાણા અને શિયાળામાં મૂળા."

"વટાણા, શિયાળામાં મૂળાં. અમારા કુબાનમાં સફરજન છે. ઓહ, હવે તો ઘણાં બધાં સફરજન હોવાં જોઈએ ત્યાં! હું આ વર્ષે કુબન જવા ઈચ્છતી હતી પણ કોઈપણ રીતે હું ત્યાંના બદલે અહીં આવી ગઈ." લીદિયા મિખાઈલોવ્નાએ નિસાસો નાંખીને ઝડપથી મારી તરફ નજર નાંખી. "મારા ઉપર ગુસ્સે ન થા. મારો ઉદ્દેશ્ય સારા માટે હતો. કોણે ધાર્યું હતું કે મકારોની વડે હું મારી જાતને ઉઘાડી પાડી શકતી હતી? કંઈ વાંધો નહિ. હું વધારે સારી રીતે જાણીશ. પણ મકારોની લઈ લે..."

"ના!" મેં તેમની વાત વચ્ચેથી જ કાપી.

"શા માટે તું આમ કરે છે? હું જાણું છું તને પૂરતું ખાવાનું નથી



મળતું. હું એકલી રહું છું અને મારી પાસે ઘણા પૈસા છે. હું જે પણ ઈચ્છું તે ખરીદી શકું છું. પણ જ્યારે હું એકલી છું—અને ગમે તેમ હું વધારે ખાતી નથી, અને વજન વધી જવાની બીક રહે છે."

"મારી પાસે હું ઈચ્છું તે બધું જ ખાવાનું છે."

"દલીલ ન કર. હું જાણું છું. મેં તારી માલિકણ સાથે વાત કરી છે. જો તું પેલી મકારોની લઈ લઈશ અને પોતાનું વાળું વધારે સારું બનાવીશ તો તેમાં ખોટું શું છે? શા માટે હું તને મદદ ન કરી શકું—માત્ર એક વખત? બીજું વધારે કોઈ પાર્સલ ન મોકલવાનું હું વચન આપું છું. પણ માની જા અને આ લઈ લે. જો તારે ભણવું હોય તો પૂરતું ખાવાનું ખાવું જ જોઈએ. અમારી પાસે ઘણાં બધાં ખાતાંપીતાં ઘરનાં લોકો છે જેઓ કશું મગજમાં ઉતારતાં નથી અને કદાચ કદી ઉતારશે પણ નહિ, પણ તું તો હોશિયાર છોકરો છે, તારા માટે સ્કૂલ છોડવી એ તો બહુ ખરાબ કહેવાય."

તેના અવાજ ઘેનની અસરવાળો થવાનો શરૂ થઈ ગયો હતો. મને ડર હતો કે ક્યાંક તે કદાચ મને વધારે આગ્રહ કરશે. મને મારી જાત ઉપર ગુસ્સો આવ્યો કારણ કે હું જાણતો હતો કે તે સાચું કહી રહી હતી અને કારણ કે હું તે સ્વીકારી શકતો નહોતો. માથું ધુણાવતો અને કંઈક બબડતો હું દરવાજા તરફ ધસી ગયો.

* * *

અમારા પાઠ બંધ નહોતા થયા. મેં લીદિયા મિખાઈલોવ્નાનો પાસે આવવાનું ચાલુ રાખ્યું હતું. પણ હવે તે વાસ્તવમાં પોતાના કામ ઉપર આવી ગઈ હતી. એમ લાગતું હતું કે તેણે નિશ્ચય કર્યો હતો: જો માત્ર ફ્રેંચ જ ભણવી હોય તો ભલે એમ જ થવા દો. સાચે સાચ જ તેમાંથી કોઈ ને કોઈ પરિણામ નીકળી આવ્યું. ધીમે ધીમે હું ફ્રેંચ શબ્દો યોગ્ય રીતે ઉચ્ચારવાનું શીખ્યો. શબ્દો હવે કોઈ પથ્થરની જેમ આવી પડતાં નહોતાં પણ વાતાવરણમાં ગૂંજતા હતાં અને પ્રસરાવાનો પ્રયત્ન કરતાં હતાં.

"સરસ," લીદિયા મિખાઈલોવ્નાએ મને પ્રોત્સાહન આપ્યું. "તને આ સત્રમાં પાંચ માર્ક તો નહિ મળે પણ આવતા સત્રમાં ચોક્કસ મળશે."

અમે કદી પાર્સલનો ઉલ્લેખ ન કર્યો, પણ કોઈપણ રીતે હું સતર્ક હતો. કંઈ કહી શકાય નહિ કે લીદિયા મિખાઈલોવ્ના કદાચ શું વિચારી નાંખે. હું પોતે એ જાણતો હતો: જો કોઈપણ ઇષ્ટ પરિણામ ન નીપજે તો તમારે તે પડતું ન મૂકવું જોઈએ. તમારે તેને માટે બીજો કોઈ રસ્તો શોધી કાઢવાનો પ્રયત્ન કરવો. હું અનુભવી શકતો હતો કે લીદિયા મિખાઈલોવ્ના મારી તરફ અપેક્ષાભરી નજરે જોતી હતી. અને ત્યારબાદ મારા સ્વચ્છંદી શરમાળ સ્વભાવ ઉપર મનમાં ને મનમાં હસતી હતી. તેનાથી મને ગુસ્સો ચઢતો. પણ કદાચ વિચિત્ર વાત એ હતી કે એ ગુસ્સો મને વધારે આત્મવિશ્વાસ પ્રદાન કરી રહ્યો હતો. હવે હું અહીં પગલું ભરનાર પેલો આજ્ઞાધીન, અસહાય છોકરો નહોતો રહ્યો. ધીરે ધીરે હું લીદિયા મિખાઈલોવ્ના અને તેમના ઓરડાથી ટેવાવા લાગ્યો હતો. હું હજી પણ શરમાતો શરમાતો એક ખૂણામાં લપાઈ જતો હતો. મારી ચીરીકી ખુરશી નીચે સંતાડી દેતો. પણ મારો ભૂતપૂર્વ બોલવાનો સંકોચ દૂર થઈ ગયો હતો. હું લીદિયા મિખાઈલોવ્નાને પ્રશ્નો પૂછવાનું સાહસ કરતો હતો અને ઘણીવાર દલીલ પણ કરતો હતો.

તેમણે ફરીથી એક વખત મને સાથે જમવા બેસાડવાનો પ્રયત્ન કર્યો પણ તેનો સવાલ જ ઊભો થતો નહોતો. તેનાથી કંઈ વળ્યું નહિ. હું મક્કમ રહ્યો. મારી એકલાની જિદ્દ દસની જિદ્દને પહોંચી વળે તેવી હતી.

કદાચ હવે આ ઘેર ભણવાના વધારાના પાઠ પૂરા થઈ શકતા હતા. મેં મુખ્ય મુશ્કેલીઓ ઉપર કાબૂ પ્રાપ્ત કરી લીધો હતો. મારી જીભ પણ લવચીક બની ગઈ હતી. સામાન્ય પાઠોમાં હું રાહત અનુભવી શકતો હતો. આગળ હજી ઘણા વર્ષો હતા. જો શરૂઆતથી અંત સુધી હું હમણાં જ શીખી લઈશ તો પાછળથી હું શું કરીશ? પણ લીદિયા મિખાઈલોવ્નાને આ વિષે કંઈ કહેવાનું હું સાહસ ન કરી શક્યો. દેખીતું હતું કે તે એમ વિચારતી નહોતી કે અમારે અમારો કાર્યક્રમ પૂરો કરવો. તેથી મેં ફ્રેંચનો કમરકસીને અભ્યાસ કરવાનું ચાલુ રાખ્યું. પ્રસંગોવશાત, શું તે વાસ્તવમાં કંટાળાજનક કામ હતું? કોઈપણ એક કે બીજી રીતે હું પોતે ભાગ્યે જ એ જાણતો હતો કે કેવી રીતે મને ભાષામાં રસ પડવાનો શરૂ થયો હતો અને ખાલી સમયમાં કોઈપણ જાતની બળજબરી વિના હું શબ્દકોષ લઈને બેસી જતો અને પાઠ્ય પુસ્તકના જે પાઠો સુધી હજી અમે પહોંચ્યાં નહોતાં તે પાઠો વાંચવાનું શરૂ કરતો. કંટાળો અનંદદાયક બની ગયો હતો. અને વળી હું એ ગર્વને કારણે પણ પ્રેરાતો હતો: હું ફ્રેંચ ભાષા



બોલવામાં બિલકુલ અસમર્થ હતો પણ હવે હું બોલી શકતો હતો અને ન માત્ર બોલી પણ સૌથી સરસ બોલતો હતો. શું હું તેમના કરતાં પણ વધારે ખરાબ હતો? જો માત્ર મારે લીદિયા મિખાઈલોવ્નાના ઘેર જવું ન પડ્યું હોત તો... હું એકલો પણ તે કરી શક્યો હોત. તો...

પાર્સલ મોકલ્યાના લગભગ પખવાડિયા પછી એક દિવસ લીદિયા મિખાઈલોવ્નાએ મને પૂછ્યું: "શું તું હવે પૈસા માટે જુગાર રમતો નથી? કે પછી હજી પણ કોઈક જગ્યાએ એકઠાં થઈને ચોરી ચોરી રમે છે?"

"હવે અમે કેવી રીતે રમી શકીએ?" બારીમાંથી બહાર જોતાં મેં કહ્યું, જ્યાં ચારે બાજુ હિમ છવાયેલો હતો.

"કઈ રમત હતી? કેવી રીતે તમે રમતાં હતાં?"

"તમે શા માટે જાણવા ઇચ્છો છો?" હું સંદેહમાં પડી ગયો.

"માત્ર રસ ખાતર. જ્યારે હું નાની હતી ત્યારે હું પણ રમતી હતી. હું જાણવા ઇચ્છતી હતી કે તે તે જ રમત હતી કે બીજી. મને કહે, ગભરા નહિ."

"હું શેનાથી બીઉં?"

મેં તેને કહ્યું—ચોક્કસપણે વાદિક, ચીકન, અને રમવામાં હું જે નાની નાની યુક્તિઓ વાપરતો હતો તે બધાં વિષે કંઈપણ કહ્યા વિના.

"ના," લીદિયા મિખાઈલોવ્નાએ નકારમાં માથું ધુણાવ્યું. "મેં પહેલાં કદી આ જુગારની રમત વિષે નહોતું સાંભળ્યું. અમે 'ચીકા' રમતાં હતાં. એ રમત તું જાણે છે?"

"ના."

"આમ જો." તે જ્યાં બેઠી હતી ત્યાંથી હળવેથી નીચે ઊતરી આવી, પોતાના પર્સમાંથી કેટલાક સિક્કા કાઢ્યા અને ખુરશીને દીવાલથી દૂર ખસેડી લીધી. "અહીં આવ. જો. હું આ સિક્કો દીવાલ સાથે અથડાવું છું." તેણે હળવા ઝાટકા સાથે સિક્કો અફળાવ્યો. સિક્કો ખણખણતો વાંકો વળી જમીન ઉપર પડ્યો. "હવે..." તેણે મને બીજો સિક્કો આપ્યો. "તું માર. પણ ધ્યાન રાખ જે—તારે પોતાના સિક્કાને શક્ય તેટલા મારા સિક્કાની નજીક પાડવાનો છે. માપણીમાં બંને એક વેંત જેટલા દૂર હોવા જોઈએ. કેટલીક વાર અમે તેને 'માપણી' પણ કહેતાં હતાં. જો તું એટલા અંતરે પહોંચી જાય તો બંને સિક્કા તારા.

લે પ્રયત્ન કર." મેં સિક્કો દીવાલ સાથે અથડાવ્યો પણ તે તેની કિનારી ઉપર નીચે પડ્યો અને ખૂણામાં ગબડી ગયો.

"હવે તું શરૂ કર. પણ બીજી વાત. જો મારો સિક્કો તારા સિક્કાની કિનારીને પણ અડી જાય તો હું બમણાં પૈસા જીતીશ. તેને 'ચીકા' કહે છે. હું ધારું છું તે 'ચીકનટ', 'સ્પર્શવુ' તેના ઉપરથી છે, સમજ્યો?"

"તેમાં કંઈ મુશ્કેલ નથી."

"આપણે રમીશું?"

મને મારા કાન ઉપર વિશ્વાસ ન બેઠો.

"આપણે—તમારી સાથે રમું?"

"શા માટે નહિ?"

"પણ તમે તો શિક્ષિકા છો!"

"તો, તેમાં શું? તું એમ વિચારે છે કે શિક્ષક એ માણસ નથી? કેટલીક વખત હું બીજાં કશાંથી નહિ પણ શિક્ષિકા હોવાથી, આખો વખત ભણાવવાને ભણાવવાથી થાકી જાઉં છું. જેનો કોઈ અંત નથી. હંમેશાં પોતાની જાતને ટોકતી રહું છું આમ ન કરવું જોઈએ, તેમ ન કરવું જોઈએ." લીદિયા મિખાઇલોવ્નાની આંખો હંમેશાં કરતાં વધારે ઝીણી થઈ ગઈ. જાણે તે વિચારમગ્ન, વ્યગ્ર ચિત્તે બારીમાંથી બહાર જોતી હતી. "કેટલીક વખત હું શિક્ષિકા છું એ ભૂલી જવું એ જ સારું છે—નહિ તો માણસ વાસ્તવિક જીવનમાં પોતાની આસપાસનાં લોકો માટે જ્યાં સુધી કંટાળાજનક ન બની જાય ત્યાં સુધી 'કરવું જોઈએ' અને 'ન કરવું જોઈએ'નાં ચક્કરોમાં ઘૂમરાતો રહે છે. હું કેટલીક વખત વિચારું છું કે શિક્ષક માટે સૌથી મહત્ત્વની વાત એ છે કે પોતાને અત્યંત ગંભીર રીતે ન લે, એ યાદ રીખે કે ગમે તેમ તે કોઈકને થોડું ઘણું જ શીખવી શકે છે." તેણે હળવો ઝટકો આપ્યો અને પાછી આનંદમાં આવી ગઈ. "જ્યારે હું નાની હતી ત્યારે હું હંમેશાં કોઈપણ વસ્તુ માટે તૈયાર થઈ જતી, હંમેશાં મારાં હાથપગ ઉપર ઉઝરડા પડી જતાં. મારા લીધે મારાં માબાપ ખૂબ મુશ્કેલીમાં પડી જતાં. હમણાં પણ ઘણી વખત હું દોડવા, કૂદવા કે કોઈક જગ્યાનો પીછો કરવા કે એવી કોઈ વસ્તુ કરવા ઈચ્છું છું જે કાર્યક્રમમાં કે સમયપત્રકમાં નથી. માત્ર હું કંઈક કરવા ઈચ્છું છું. લોકો ઘણા વર્ષો જીવ્યા એટલે મોટા થઈ ગયા—વાત એમ નથી. પણ તેઓ મોટા માત્ર ત્યારે જ થઈ જાય છે જ્યારે પોતાનું બાળપણ ભૂલી જાય છે. હું દરેકે દરેક દિવસ રમવા કૂદવા



ઊંઘતી હતી પણ વાસીલી આન્દ્રેયેવિચ બાજુમાં જ રહે છે. અને તે ગંભીર સ્વભાવના માણસ છે. તેમણે કદાપિ એ ન જાણવું જોઈએ કે આપણે 'ચીકા' રમીએ છીએ."

"પણ આપણે રમતાં નથી. તમે તો માત્ર મને બતાવ્યું હતું."

"આપણે પૈસા માટે નહિ પણ ગમ્મત ખાતર રમી શકીએ છીએ. પણ સાથે સાથે એ પણ યાદ રાખજે કે વાસીલી આન્દ્રેયેવીચની સામે મને ઉઘાડી ન પાડતો."

અરે બાપરે, એવું તે કદી બની શકે! કેવાં કેવાં કૃત્યો દુનિયામાં થાતી રહ્યાં છે! જુગાર રમવા માટે લીદિયા મિખાઇલોવના મને હેડમાસ્તર પાસે લઈ જશે એ બીકથી મારા ડર્યાને વધારે લાંબો સમય નહોતો વીત્યો અને હવે તે પોતે પોતાની પોલ ઉઘાડી ન પાડવા મને કહી રહી હતી. અદ્‌ભુત ચમત્કાર, બીજું કંઈ નહિ. હું જાણે કોઈ વાત પર ભયભીત જેવો આમતેમ નજર દોડાવવા લાગ્યો. હું પોતે એ નહોતો સમજી શકતો કે શા માટે. અને મૂંઝવણમાં વારંવાર આંખો પટપટાવી રહ્યો હતો.

"હા, તો પછી આપણે પ્રયત્ન કરીશું? જો તને મજા નહિ પડે તો આપણે રમત બંધ કરીશું."

"ભલે," મેં ઉતાવળે જવાબ આપ્યો.

"તું શરૂ કર."

અમે અમારા સિક્કા ઉપાડ્યા. હું જોઈ શકતો હતો કે લીદિયા મિખાઇલોવ્ના સાચે જ આ રમત રમી હતી. જ્યારે હું માત્ર તે રમતી તેની ઉપર નજર રાખી રહ્યો હતો. હજી પણ મને એ સ્પષ્ટ નહોતું થયું કે કેવી રીતે—સિક્કાને દીવાલ સાથે અથડાવવો જોઈએ, કિનારીએથી કે સપાટ બાજુએથી, કેટલી ઊંચાઈએ અથડાવવો જોઈએ, મારે કેટલી તાકાત વાપરવાની જરૂર હતી. મારાં ફટકાં વણવિચાર્યાં હતાં. જો અમે હિસાબ રાખતાં હોત તો પહેલી થોડી મિનિટોમાં ચોક્કસપણે મેં ઘણા પૈસા ખોયા હોત. જો કે વાસ્તવમાં "ચીકા" રમત કોઈ એટલી મુશ્કેલ નહોતી. અને વળી બેશક લીદિયા મિખાઇલોવ્ના સાથે રમવામાં શરમ આવતી હતી. આ શરમે મારી મુશ્કેલીમાં ઉમેરો કર્યો. મેં કદી સ્વપ્નમાં પણ નહોતું વિચાર્યું, મનમાં ગમે તેટલા ખરાબ વિચારો આવતા હોય તો પણ હું એવી ન કલ્પના કરી શકું. પોતાના સંકોચમાંથી છુટકારો મેળવવામાં મને ઘણો સમય લાગ્યો. જ્યારે મેં છૂટકારો મેળવ્યો ત્યારે

રમત તરફ ધ્યાન આપવાનું શરૂ કર્યું. લીદિયા મિખાઈલોવ્નાએ રમત બંધ કરી.

"ના, આમાં તો કોઈ મઝા નથી આવતી," આંખો પરથી વાળ દૂર કરતાં અને સીધાં થતાં તેણે કહ્યું. "જો આપણે રમવું હોય તો પછી સાચે સાચ રમીએ; આપણે તો ત્રણ વર્ષના છોકરાની જેમ રમી રહ્યાં છીએ!"

"પણ, તે તો પછી જુગાર થશે," હું ખમચાતાં ખમચાતાં બોલ્યો.

"ચોક્કસ. પણ આપણાં હાથમાં શું છે? પૈસાથી રમવામાં જે વાત છે તે પૈસા વગર રમવામાં આવી જ ન શકે. તે સારું પણ છે અને ખરાબ પણ. આપણે ભલેને ગમે તેટલી નાની બાજી માંડીએ પણ ત્યારે જ તેમાં રસ પડે છે, જોશ આવે છે, મઝા આવે છે." મેં કંઈ પણ ન કહ્યું—હું શું કહેવું તે જાણતો નહોતો.

"તું સાચે જ ડરે છે?" લીદિયા મિખાઈલોવ્નાએ મને ઉશ્કેર્યો.

"ના, ના! હું કશાથી ડરતો નથી."

મારી પાસે થોડાક સિક્કા હતા. મેં લીદિયા મિખાઈલોવ્નાને તેનો સિક્કો પાછો આપ્યો અને મારા ખિસ્સામાંથી મારા પોતાના પૈસા કાઢ્યા. ભલે લીદિયા મિખાઈલોવ્ના, જો તમે ઈચ્છતાં હો તો આપણે જુગાર રમીશું. હું શા માટે પરવા કરું, મેં શરૂઆત નથી કરી. વાદિકે પણ પહેલાં મારા વિષે કંઈ નહોતું વિચાર્યું પણ પાછળથી પોતાનો વિચાર બદલીને પોતાની મુઠ્ઠીઓ વાપરી. હું ત્યાં શીખ્યો હતો અહીં પણ હું શીખી શકું છું. આ કંઈ ફ્રેંચ ભાષા નથી! અને થોડા સમયમાં એ ફ્રેંચ ભાષાની લગામ પણ મારા હાથમાં લઈ લઈશ!

મારે એક શરત માનવી પડી: લીદિયા મિખાઈલોવ્નાનો પંજો મોટો હતો અને આંગળીઓ લાંબી હતી તેથી તે અંગૂઠા અને વચલી આંગળી વડે માપતી. જ્યારે હું અંગૂઠો અને નાની આંગળી વાપરતો. આ ન્યાયની વાત હતી અને હું સહમત થયો.

અમે ફરીથી શરૂઆત કરી. અમે ઓરડામાંથી બહાર નીકળી પ્રવેશ તરફ આવ્યાં ત્યાં બીજો ઓરડો હતો. સપાટ લાકડાનાં પાટિયા પર અમે સિક્કા અથડાવ્યા. અમે સિક્કા ફેંકતાં, ઘૂંટણે ઉપર બેસી જતાં, ભોંયતળિયા ઉપર ઘસડાતાં, માપવા માટે અમારી આંગળીઓ ફેલાવતાં. જ્યારે લીદિયા મિખાઈલોવ્ના હિસાબ જાહેર કરતી હતી. તે અવાજ કરતી, ચીસો પડતી, તાળીઓ વગાડતી અને મને ચીડાવતી રમતી



હતી. તે શિક્ષિકા કરતાં વધારે વિદ્યાર્થીની લાગતી હતી. કેટલીક વખત મને બૂમ પાડીને તેને ચૂપ કરવાની ઈચ્છા થતી. પણ તે જ સમયે તે જીતતી અને હું હારતો. હું ક્યાં હતો તે પોતે જાણું તે પહેલાં જ હું એંશી કોપેક હાર્યો. મહા મુશ્કેલીથી મેં તેને ઘટાડીને ત્રીસ કર્યાં. પણ ત્યારબાદ લીદિયા મિખાઈલોવ્નાનો સિક્કો મારા સિક્કાથી થોડેક દૂર પડ્યો જ્યાં મારું ઋણ ફરીથી પચાસ સુધી પહોંચી ગયું. મને ચિંતા થવાની શરૂ થઈ. અમે રમતના અંતમાં હિસાબ કરવા સહમત થયાં હતાં પણ જો આમને આમ જ ચાલ્યું તો મારી પાસે કંઈ નહિ બચે. મારી પાસે એક રૂબલ કરતાં થોડાક જ વધારે પૈસા હતા તેથી કોઈપણ સંજોગોમાં મારે રૂબલ ન ખોવો જોઈએ નહિ તો એ અપમાનજનક વાત હતી. આજીવન કોઈને મોં દેખાડવા લાયક નહિ રહું.

અચાનક મેં જોયું કે લીદિયા મિખાઈલોવ્ના જીતવાનો પ્રયત્ન નહોતી કરતી. જ્યારે તે માપતી ત્યારે પોતાની આંગળીઓ વાળી લેતી; અને કદી તેની આંગળીઓ સિક્કા સુધી પહોંચી શકતી નહોતી. મારી આંગળીઓ વિના મુશ્કેલીએ પહોંચી જતી. હું ઊભો થયો. મેં વિરોધ કર્યો.

"ના," મેં કહ્યું. "હું આવી રીતે નહિ રમું. આ ઈમાનદારી નથી."

"પણ હું સાચે જ પહોંચી શકતી નથી," તેણે બચાવ કર્યો. "મારી આંગળીઓ જાણે લાકડા જેવી છે."

"તમે પહોંચી શકો છો."

"ભલે, ભલે, હું પ્રયત્ન કરીશ."

હું નથી જાણતો ગણિતમાં તે કેવી રીતે છે પણ જીવનમાં સૌથી સ્પષ્ટ સાબિતી વિરોધાભાસોમાંથી મળી આવે છે. બીજા દિવસે જ્યારે મેં જોયું કે લીદિયા મિખાઈલોવ્ના સિક્કાને સ્પર્શવા માટે ચોરીછૂપી સિક્કાને વધારે નજીક ખસેડતી હતી ત્યારે હું આભો જ બની ગયો. ગમે તેમ પણ જ્યારે તેણે મારી તરફ જોયું ત્યારે એમ લાગતું નહોતું કે મેં તેમની દેખીતી છેતરપીંડી જોઈ હતી. તેણે સિક્કાને ખસેડવાનું ચાલુ રાખ્યું.

"તમે શું કરી રહ્યાં છો?" મેં ચીડાઈને કહ્યું.

"મેં? તું શું કહેવા માંગે છે?"

"શા માટે તમે સિક્કો ખસેડયો?"

"પણ કોણે કહ્યું? મેં સિક્કો ખસેડયો જ નથી. તે અહીં જ પડયો

હતો." તેણે સ્પષ્ટ ઇનકાર કર્યો. લીદિયા મિખાઇલોવ્નાએ બિલકુલ વાદિક કે ચીકનની જેમ જ નફ્ટાઈથી અને લગભગ ખુશ થતાં તેમ કર્યું.

નવાઈની વાત! શિક્ષિકા પણ! મેં મારી પોતાની આંખે વીસ સેંટીમીટરની દૂરી પરથી જોયું હતું કે તે સિક્કાને અડી હતી અને હવે તે એ વાત ઉપર અડગ હતી કે તે સિક્કાને અડી નહોતી. અને મારી તરફ હસતી પણ હતી. શું તે એમ વિચારતી હતી કે હું આંધળો હતો? કે નાનો છોકરો હતો? ફ્રેંચ ભાષાની શિક્ષિકા! હું સંપૂર્ણપણે ભૂલી ગયો કે હજી ગઈકાલે તો તે મને જીતાડવાનો પ્રયત્ન કરતી હતી અને હું માત્ર જોતો હતો કે તે છેતરપીંડી ન કરે. લીદિયા મિખાઇલોવ્ના, સાચે જ કમાલ છે!

તે દિવસે ફ્રેંચના પાઠ ઉપર અમે માત્ર પંદર કે વીસ મિનિટ વીતાવી. અને ત્યારબાદ તો તેનાથી પણ ઓછો સમય. અમને બીજાં કામમાં રસ પડ્યો હતો. લીદિયા મિખાઇલોવ્ના એક ફકરો વાંચી સંભળાવતી, મારી ભૂલ સુધારતી, ફરી એક વખત મને સાંભળતી અને ત્યારબાદ અમે રમત શરૂ કરતાં. બે દિવસની થોડી હાર પછી મેં જીતવાનું શરૂ કર્યું. થોડા જ વખતમાં મને "ચીકા" શું હતું તે ખબર પડી ગઈ, તેનાં બધાં રહસ્યો બારીકીથી તપાસી લીધાં, કેવી રીતે અને ક્યાં સિક્કો અથડાવવો તે જાણી લીધું.

આમ ફરીથી મારી પાસે પૈસા હતા. હવે હિમાચ્છાદિત બજારોમાં જઈને હું દૂધ ખરીદી શકતો હતો. ડિસ્ક દૂધ ઉપર જામેલી મલાઈને ધીમેથી કાપતો અને બરફવાળાં ટૂકડાં મોંમાં મૂકતો. તેની મીઠાશ આખા શરીરમાં ફેલાતી અનુભવતો. ત્યારબાદ ડિસ્કને ઊંધી કરી દેતો અને ચપ્પા વડે લીલાશ પડતાં મીઠાશવાળા તળિયાના દૂધને ખુરેદતો. બાકી વધેલાને હું ઓગળવા દેતો અને કાળી પાઉંરોટીનાં ટૂકડા સાથે તે પી જતો.

આમ હવે બધું ઠીકઠાક હતું, હું ખાવાપીવાની વ્યવસ્થા કરી શકતો હતો. નજીકના ભવિષ્યમાં જ્યારે યુદ્ધના ઘા ભરાઈ જશે ત્યારે પરિસ્થિતિ દરેકે દરેક વ્યક્તિને માટે વધારે સારી થશે.

બેશક લીદિયા મિખાઇલોવ્ના પાસેથી પૈસા લેતાં મને અટપટું લાગતું હતું પણ મેં મનમાં વિચાર્યું આ પ્રમાણિક જીતના પૈસા હતા. મેં કદી રમવા માટે નહોતું કહ્યું. હંમેશાં તેણે સૂઝાવ આપ્યો હતો. ના પાડવાનું



સાહસ હું કરતો નહોતો. મેં વિચાર્યું તેને તેમાં મઝા આવતી હતી, તે ઉલ્લાસિત હતી, તે હસતી અને મને ઉતાવળ કરાવતી.

કાશ, અમને ખબર હોત કે આ બધાંનો અંત કેવો આવશે!..

...એકબીજાની સામે ઘૂંટણે બેસીને અમે હિસાબ માટે દલીલો કરતાં હતાં. હું માનું છું કે તે પહેલાં અમે બીજી કોઈ વસ્તુ માટે પણ દલીલો કરતાં હતાં.

"અરે જાડી અક્કલવાળાં તારાં ભેજામાં કંઈ ઘૂસ્યું કે નહિ," પોતાનાં હાથ હલાવતા, મારી તરફ ખસતાં તેણે કહ્યું. "શા માટે હું તને છેતરું? ગણતરી હું કરું છું, તું નહિ, સમજ્યો. હું વધારે સારી રીતે જાણું છું હું એકધારી ત્રણવાર હારી હતી અને તે પહેલાં એક 'ચીકા' હતી."

"હું તે નહિ ગણું."

"શા માટે નહિ?"

"તમારી પણ 'ચીકા' હતી."

અમે એકબીજાની વાત વચ્ચેથી કાપતાં બૂમો પાડી રહ્યાં હતાં. ત્યાં જ અચાનક અમે આશ્ચર્યપૂર્ણ પણ કડક ગૂંજતો અવાજ સાંભળ્યો.

"લીદિયા મિખાઇલોવ્ના!"

અમે તો જાણે થીજી જ ગયાં. બારણામાં વાસીલી આન્દ્રેયેવિચ ઊભા હતા.

"તમને શું થઈ ગયું છે? આ શું ચાલી રહ્યું છે?"

ધીરે ધીરે અત્યંત ધીરે ધીરે લીદિયા મિખાઇલોવ્ના ઘૂંટણેથી ઊભી થઈ. તેનો ચહેરો લાલચોળ થયેલો હતો અને વાળ વિખરાયેલા હતા. વાળને પાછળ કરી હાથ ફેરવતાં તેણે કહ્યું: "વાસીલી આન્દ્રેયેવિચ, મારે તમારાથી એ આશા રાખવી જોઈએ કે અંદર પ્રવેશતાં પહેલાં તમે બારણે ટકોરો મારો."

"મેં બારણું ખખડાવ્યું હતું. કોઈએ જવાબ ન આપ્યો. અહીં શું ચાલી રહ્યું છે—તમે મને સમજાવશો? હેડમાસ્તર તરીકે મને એ જાણવાનો હક્ક છે."

"અમે 'ચીકા' રમી રહ્યાં છીએ." તેણે શાંતિથી કહ્યું.

"તમે પૈસા માટે રમી રહ્યાં છો—તેની સાથે?" વાસીલી આન્દ્રેયેવિચે મારી તરફ આંગળી ચીંધી. ગભરાયેલો હું ઓરડામાં સંતાવા

પાટિયાની પાછળ સરકી ગયો. "જુગાર—વિદ્યાર્થી સાથે? હું તમને બરાબર સમજ્યો છું, કેમ ખરું ને?"

"હા."

"તમે—" હેડમાસ્તરનું ગળું રૂંધાઈ ગયું. તેમનું મોં ઉઘાડું રહી ગયું. "મને તમારા માટે, તમારા વ્યવહારવર્તન માટે શબ્દો નથી જડતા! આ ગુનો છે! ભ્રષ્ટાચાર! દુષ્ટતા! અને—અને—મેં સ્કૂલમાં વીસ વીસ વર્ષો સુધી કામ કર્યું છે, મેં આ વર્ષો દરમિયાન ઘણું બધું જોયું છે પણ આ—!" તેમણે પોતાનો હાથ ગુસ્સામાં ઉછાળ્યો.

* * *

ત્રણ દિવસ બાદ લીદિયા મિખાઈલોવ્ના જતી રહી. છેલ્લી સાંજે તે મને સ્કૂલ પૂરી થયા પછી મળી અને મારી સાથે ઘર સુધી આવી.

"હું કુબાન પાછી જઈ રહી છું," જ્યારે અમે જુદાં પડયાં ત્યારે તેણે કહ્યું. "તું તારો અભ્યાસ આગળ ચાલુ રાખજે. ચિંતા ન કરતો. આ મૂર્ખામીભર્યા કામને કારણે તને કશું નહિ થાય. દોષ માત્ર મારો છે. દોષી હું છું. તેથી અભ્યાસ કરજે અને ખૂબ ખૂબ સારી રીતે આગળ વધજે." તેણે મારા માથે હાથ ફેરવ્યો અને જતી રહી હતી.

મેં ફરીથી કદી તેને ન જોઈ.

જાન્યુઆરીની રજાઓ પછી તરત જ શિયાળાની મધ્યમાં ટપાલ દ્વારા મને એક પાર્સલ મળ્યું. દાદરા નીચેની પેલી જ કુહાડી વડે જ્યારે મેં પેટી ખોલી ત્યારે મેં જોયું તેમાં મકારોની વ્યવસ્થિત રીતે પડી હતી. તેની નીચે કપડામાં લપેટાયેલાં ત્રણ લાલ સફરજન હતાં.

પહેલાં મેં માત્ર ચિત્રોમાં જ સફરજન જોયાં હતાં, પણ પછી સમજ્યો કે આ તો સાચે સાચ જ સફરજન હતાં.

૧૯૭૩



# યૂરી નાગીબિન

## યૂરી નાગીબિન
## (જન્મ ૧૯૨૦)

યૂરી નાગીબિન કેટલાંક દાયકાઓથી સામાન્ય વાચકવર્ગમાં પ્રચલિત છે. તેમની વાર્તાઓ 'ધી પાઈપ', 'વીન્ટર ઓક', 'કોમારોવ'; તેમની ફિલ્મો માટેની પટકથાઓ 'ધી ચેરમેન', 'ચાયકોવ્સ્કી', 'ધી રીઆલમ ઓફ વીમેન'; અને તેમની આત્મચરિત્રાત્મક વાર્તાઓ 'ધી બુક ઓફ ચાઈલ્ડહુડ' તેમના માટે બહોળો આવકાર લાવી.

નાગીબિનની ખાસ આવડતની વ્યાખ્યા કરવી સહેલ નથી. તેમની કૃતિઓમાં પૂર્ણતા લાવવા એટલી વિવિધતા અને એટલી જ અકલ્પનીય મૌલિકતા છે. તેમનો મર્મગ્રાહી અને એકધાર્યો રસ તે કાળની અગત્યની સમસ્યાઓમાં ઉલ્લેખી શકાય છે. જેમાંની ઘણી બધી સમસ્યાઓ તે "વિશ્વવ્યાપી" બની તેના ઘણા સમય પહેલાં જ મનમાં કલ્પી લીધી હતી. (દાખલા તરીકે માનવી અને પ્રકૃતિ વચ્ચેનો સંબંધ). તેમના ભૂતકાળનાં સાહિત્ય અને કળામાં વ્યાવસાયિક રસે તેમને માનસશાસ્ત્ર સંબંધી ગદ્ય અને યુદ્ધ વિષયો ઉપરના લેખકના પારંગત તરીકે ખ્યાતિ આપી...

નાગીબિનની સૌથી પહેલી ટૂંકી વાર્તા 'અ ડબલ મીસ્ટેક' ૧૯૪૦માં પ્રકાશિત થઈ. ૧૯૪૨માં જ્યારે તેઓ વોલ્ખોવ મોરચા ઉપર હતા ત્યારે તેમને પ્રતિનિધિ દ્વારા સોવિયેત સંઘ લેખકોના સંઘના સભ્ય તરીકે સ્વીકારવામાં આવ્યા.

નાગીબિન બહુ હોશિયાર વાર્તા કહેનાર છે. તેમણે રશિયન અને સોવિયેત નવલકથાની પદ્ધતિઓને આત્મસાત કરી છે. તેમણે પોતાની 'નાગીબિન' વાર્તા સર્જી. જે અ. પદ્ધતિઓના અસંખ્ય ઉદાહરણોની વચ્ચે સહેલાઈથી ઓળખી શકાય તેવી છે.

# જુવાન પતિ

વોરોનોવે તેને પ્રા નદીની પેલે પાર લઈ જનાર વૃદ્ધા પાસેથી જાણ્યું કે પોદ્સ્વ્યાત્યેમાં શિકારી શોધવાનો પ્રયત્ન કરવો એ અત્યંત કપરું કામ હતું. તે ઊંચી અને સુડોળ કાયાવાળી હતી. તેના બૂટ પહેરેલા પગ મજબૂત હતા. તેના પહોળા ગોળ ખભા રૂવાળા ખાખી જાકીટથી ઢંકાયેલા હતા. ઉનાળો હોવા છતાં પણ તેનું માથું ગરમ લશ્કરી ટોપીથી ઢંકાયેલું હતું જે તેના સફેદ વાળને છુપાવતી હતી. જ્યારે તે હાથ વતી કુશળતાથી થાંભલા વાપરતી વખતે પોતાનો કરચલીઓવાળો નાનકડો ચહેરો વોરોનોવથી બીજી બાજુ ફેરવી લેતી ત્યારે તેને નિહાળવી આનંદદાયક હતું. કાળની સાથે સાથે તેની કાયા તો જળવાઈ ગઈ હતી પણ હાથ ખખડી ગયા હતા—તેના હાથ સૂકા, ગાંઠોવાળા અને સૂજેલા થઈ ગયા હતા. હજી પણ તેના કરચલીઓવાળા ચહેરા ઉપર નીલાશ પડતી સફેદ ચમકતી આંખો જેમની તેમ જળવાયેલી હતી. પોતાની ચેતનવંતી તેજસ્વી આંખોનાં તોફાનીપણે પલકારાં મારતાં વૃદ્ધાએ વિગતવાર સમજાવ્યું: "તું થોડોક મોડો પડ્યો છે. શિકારની ઋતુ શરૂ થવાના બે દિવસ પહેલાં કોઈ શિકારી શોધતાંય જડી ન શકે. ત્યાં એ એકદમ અણીના સમયે તો તેને શોધવાનો પ્રયત્ન કરવો વ્યર્થમાં સમય વેડફવા જેવું છે!.. સાચી વાત છે, પહેલાં એ કામ વધારે સહેલું હતું. પણ હમણાં તેમનામાંના કેટલાંક શિકારીઓએ તો તે કામ તદ્દન છોડી દીધું છે કારણ કે આજકાલ સહકારી ખેતર માટેના કામમાં વધારે સારાં પૈસા મળે છે—મારા સૌથી નાના વાસ્કાને જ લો—તે અને બીજા કેટલાક રાજ્ય માટે કામ કરવા જતા રહ્યા છે. પણ સૌથી સારામાં સારા શિકારીઓ સરોવર ઉપર દેખરેખ રાખવા ગયા છે. મારા સૌથી મોટા અનાતોલી ઈવાનોવિચની જેમ. હું ધારું છું મોસ્કોમાં તું તેના વિષે ભાગ્યે

જ જાણે છે..." તેના છેલ્લા શબ્દોમાં શોધી શકાતો તિરસ્કારનો થોડોક અણસારો રાજધાની સુધી ન ફેલાયેલી પોતાના દીકરાની દુર્બોધતાને સંબધિત નહોતો પણ વોરોનોવની અજ્ઞાનતા તરફ હતો.

"ના, પણ શા માટે?" વોરોનોવે વાંધો ઊઠાવ્યો. "મેં ઘણીવાર સાંભળ્યું છે કે અનાતોલી ઇવાનોવિચ શિકારમાં સૌથી ભરોસાપાત્ર માણસ છે."

"મોસ્કોમાં લોકો મેશ્ચોરા વિષે નથી જાણતા," વૃદ્ધાએ દોષારોપણ કરતાં કહ્યું. "અનાતોલી ઇવાનોવીચ પાસે હોડીના સફર ઉપર રાજધાનીમાંથી અતિથિઓ લાવવા સિવાય બીજું કંઈ વધારે સારું કામ કરવાનું છે? તે અમારા ક્ષેત્રને સુરક્ષિત રાખી રહ્યો છે!"

"તો તમે મને શું કરવાની સલાહ આપો છો?" વોરોનોવે પૂછ્યું.

વોરોનોવને શિકાર કરવો બહુ ગમતો હતો: તેનામાં સહનશક્તિ હતી, ભેદક આંખ અને સ્થિર હાથ હતાં. પણ તે અનુભવી ખેલાડી નહોતો, વળી વધારામાં મેશ્ચોરાની તેની આ પહેલી મુલાકાત હતી.

"હું તને કોઈ સલાહ ન આપી શકું," વૃદ્ધ સ્ત્રીએ ચપળતાથી લહેરની પેલે પાર નાની હોડી તરફ ઇશારો કરતાં જવાબ આપ્યો. "હું એક વાત કહીશ: પ્રયત્ન કર અને કોઈ વૃદ્ધનાં બારણાં ઠોકી જો, તેમની પાસે કરવા માટે કંઈ કામ નથી અને તેમને શિકાર કરવો ગમે છે. પણ મને શંકા છે કે તને કોઈ મળશે કે કેમ."

હોડી નદીના તળિયા ઉપર ખરર ખરર ઘસાવા લાગી અને ઓચિંતી રોકાઈ ગઈ. કિનારો બે કે ત્રણ મીટર દૂર હતો. પોતાનો સ્કર્ટ સંકોરીને વૃદ્ધાએ એક પગ એક બાજુ ઉપર મૂક્યો ત્યારબાદ બીજો, પોતાની છાતીને વહાણના પાછલા ભાગ પાસે લાવી અને હોડીને કિનારા તરફ ધકેલી દીધી.

કિનારાની દૃઢ જડતાંને કારણે વોરોનોવ પાછળની તરફ ધકેલાયો. તેણે દસ રૂબલની નોટ કાઢીને વૃદ્ધાને આપી.

"આ લો બાકીનાં પૈસા," તેણે કહ્યું. વોરોનોવના વિરોધનાં હાવભાવના જવાબમાં ઉમેર્યું, "આ તો અમારો ભાવ જ છે: નદી પાર કરાવવાનાં પાંચ, રાતમાં સમયનાં ત્રણ; શિકારી માટે ચોવીસ કલાકનાં પચીસ... સાંભળ, પેલી ઝૂંપડીનું બારણું ઠોકવાનો પ્રયત્ન કર. ડોસા વિષે પૂછજે, કદાચ તું તેની સાથે વાત કરી શકશે."



વોરોનોવે તેનો આભાર માન્યો. ટેકરાવાળા કિનારા પરથી તેણે દર્શાવેલાં ઘરની તરફ જવા નીકળી પડ્યો.

વિચિત્ર રીતે હોડીની સ્ત્રીના જેવી જ વૃદ્ધાએ બારણું ઉઘાડ્યું. જુવાન કાયા અને કાળી ચેતનવંતી બટણ જેવી આંખોવાળો કરચલીઓવાળો નાનકડો ચહેરો. તેણે કપડાં પણ તેવી જ રીતે પહેરેલાં હતાં: ગોદડી જેવું ખાખી જાકીટ, બૂટ અને કાનપટ્ટીવાળી અને ધારદાર ખાંચાવાળા ખૂણા કે જ્યાં લશ્કરી સિતારો લાગેલો હતો તેવી ફરની ટોપી. "એમ લાગે છે કે જાણે અહીંની બધી વૃદ્ધ સ્ત્રીઓ હજી પણ પોતપોતાના યુદ્ધ લડી રહી છે," વોરોનોવે સ્મિત સાથે વિચાર્યું.

"ના ભાઈ, ડોસો નહીં જાય. તે માંદો છે," તેણે કહ્યું. "તે માત્ર હજી ગઈકાલે જ વેલીકોયેથી માંડ માંડ પાછો આવ્યો હતો..."

તેમ છતાં તેણે વોરોનોવને ઝૂંપડીમાં આવવા દીધો જ્યાં માંદો માલિક ઘેટાંની ખાલનાં ઢગલાં નીચે ઊંચા ઓશીકાવાળા પલંગ ઉપર પડ્યો હતો. ડોસો નજરે નહોતો પડતો. તમાકુનાં ધૂમાડાથી પીળા રંગે ખરડાયેલી સફેદ દાઢીની ફાચરનો બહાર નીકળી આવેલો ભાગ માત્ર જ દેખાતો હતો.

"જો માની લઈએ કે હું સારાં પૈસા ચૂકવીશ તો?" વોરોનોવે કહ્યું.

"તું સાંભળે છે? એય મા?" પથારીનાં ખૂબ ઊંડાણમાંથી નબળો અવાજ આવ્યો અને સફેદ ફાચર હાલી.

"મોં બંધ કર!" તેની પત્નીએ બરાડો પાડી કહ્યું. "તે તાવમાં તપે છે પણ તેમ છતાં હજી કામ કરવા તૈયાર છે! તમે જોઈ શકો છો અમે તમને મદદ નહીં કરી શકીએ, ભાઈસાહેબ," તેણે કડકાઈથી વોરોનોવને કહ્યું.

"તો હું હવે ક્યાં કોઈ શિકારીને શોધવા જાઉં?" વોરોનોવે આગ્રહ કર્યો.

"જ્યાં કોઈપણ નથી ત્યાં તમે કોઈએકને શોધવા કેવી રીતે જશો?" ઘરની માલિકણે ગુસ્સાથી કહ્યું.

થોડાંક વર્ષો પહેલાં આવી વાતચીત અસ્તિત્વમાં હતી, તે હવે ત્યાં પૂરી થશે, વોરોનોવનો મેશ્ચોરાનો શિકાર કદી શરૂ થયા વિના જ પૂરો થઈ જશે. પહેલાં પહેલાં તો તે જીવનની આપત્તિઓને ખૂબ વધારી વધારીને મનને વાળતો હતો. સૌથી વધુ અર્થહીન અંતરાય તેને પહેલાં

અલંઘનીય લાગ્યો. પણ વર્ષો વીતતાં તેનામાં આનંદિત આત્મવિશ્વાસ વિકસ્યો કે કોઈ નિરાશાજનક કપરી દશા નથી. શાંત અને સૌમ્ય ખંતીલાપણું કોઈપણ અડચણને દૂર કરવા સમર્થ છે. જ્યારે તેણે પૂછ્યું ત્યારે તેનો અવાજ લગભગ ઉલ્લાસપૂર્ણ હતો: "તો ગમે તેમ પણ શિકારી વિશે શું?"

વૃદ્ધાની પાતળી પાંપણો ભયમાં ઊંચે ચઢી ગઈ.

"પણ ભલા માણસ તમને એકેય ક્યાં મળવાનો છે?" તેણે કહ્યું. આ વખતે ગુસ્સામાં નહીં પણ નિરાશામાં કહ્યું.

"એ જ તો હું તમને પૂછું છું." વોરોનોવે કહ્યું.

વૃદ્ધાની આંખો જમણીથી ડાબી તરફ ધીમેથી ફરી વળી જાણે કદાચ ખરેખર જ તે પાડોશમાં ક્યાંક એ શિકારી પેલો સંતાઈ રહ્યોહતો જેના વિષે આ મોસ્કોવાસી સારી અને સાચી રીતે જાણતો હતો.

"હું સાચે જ નથી જાણતી કે શું કહેવું... કદાચ તમે તેના માટે જુવાન પતિની તો વાત નથી કરતાં?"

"જાણે જુવાન પતિ ચાલ્યો જશે," ઘેટાંની ખાલનાં ઢગલાં નીચેથી અવાજ આવ્યો.

"તે જશે," વૃદ્ધાના વતી વોરોનોવે જવાબ આપ્યો. "તેને ક્યાં શોધવો?"

"અમારી ડાબી બાજુની છેલ્લી ઝૂંપડીએ," વૃદ્ધાએ સમજાવ્યું. "ભાઈ, તેની પાસે જાઓ કદાચ તે તમારું કામ કરવા તૈયાર થઈ જાય. પણ ધ્યાનમાં રાખજો જ્યારે તે પરણી ગયો ત્યારે જ તેણે શિકારે જવાનું છોડી દીધું હતું."

"તે નહીં જાય." ઘેટાંની ખાલો નીચેથી ફરીથી અવાજ આવ્યો. "તે પોતાની પત્નીને નહીં છોડે."

"આ જુવાન પતિનું નામ શું છે?" વોરોનોવે પૂછ્યું.

"વાસ્કા," વૃદ્ધાએ જવાબ આપ્યો. "બીજું શું હોઈ શકે?"

"તે નહીં જાય," જ્યારે તે પ્રવેશદ્વારમાં પહોંચી ચૂક્યો હતો ત્યારે તેના કાને અવાજ પહોંચ્યો. અને તેણે નિર્ણય કર્યો કે સુલભ ધનના પ્રલોભન તરફ જુવાન પતિનો વિરોધ એ મેશ્ચોરાના નોંધપાત્ર લક્ષણોમાંનું એક હતું. જેનો સ્થાનીય લોકો ગર્વ લેતાં હતાં.

વોરોનોવ એ પૂછવાનું ભૂલી ગયો કે ગલીની કઈ બાજુ ઉપર વાસ્કાનું ઘર હતું. બે છેલ્લી ઝૂંપડીઓમાંથી તેણે તે ઝૂંપડી પસંદ કરી



કે જે થોડીક વધારે સ્વચ્છ દેખાતી હતી અને છાપરાની ટોચ ઉપર લોખંડના નાના કૂકડા વડે અને હાલમાં જ સફેદ રંગે રંગાયેલ વાંકાં કાતરો વડે સુસજ્જિત હતી. ઘરને જોતાં જ એ ધારણા કરી લેવી જોઈએ કે નવપરિણિત દંપત્તી આવી ભવ્યતાનો દાવો કરતાં સ્વચ્છ. મકાનમાં જ રહેતાં હોવા જોઈએ. બારણું ખોલવા ધક્કો મારતાં વોરોનોવ મોટા અંધારિયા પ્રવેશદ્વારમાં ગયો જેમાં જાનવરનાં ચામડાં, પગ નીચેનાં સડતાં સૂકાં ઘાસ, મુરઘાની લીંડીઓ અને થોડાંક શિકારી બતકનાં માંસની વાસ મારતી હતી: પ્રવેશદ્વારની વચ્ચોવચ્ચ તેમનાં કૂલાઓમાં ઘાસની ઝૂડી ભરેલાં જંગલી બતક અને નાના બતકની સારી એવી મોટી ગાંસડી લટકતી હતી. "તો તેણે શિકાર કરવાનું તદ્દન જ છોડી નથી દીધું," વોરોનોવે ધ્યાનમાં લીધું. ઘોડેસવારી માટેનાં તંગ સુરવાળ અને વાળેલી બાંયોવાળું સફેદ ખમીસ પહેરેલ વાંકડિયા વાળવાળો, પહોળા ખભાવાળો યુવાન સીધો થયો—તે કુહાડી વડે કાપેલા થડને ચીરી રહ્યો હતો—અને વોરોનોવને તે શું ઇચ્છતો હતો તે વિષે પૂછ્યું.

"મને તમારું કામ છે," વોરોનોવે જવાબ આપ્યો.

જુવાને કુહાડી થડમાં ઘૂસાડી અને પહેલા ઝૂંપડીમાં ગયો. જ્યારે વોરોનોવ બારણામાં થઈને તેની પાછળ જતો હતો ત્યારે તેણે એક ભરેલી ડોલ લઈને જતી નાનકડી સ્ત્રી માટે જવાનો રસ્તો કર્યો.

નવપરિણિત દંપતિનું ઘર અંદરથી પણ બહાર જેટલું જ મિત્રતાપૂર્ણ હતું. હમણાં જ સફેદી કરેલ ભઠ્ઠી, રંગીન દીવાલપેપર, જિરેનિઅમનાં કૂંડાં વડે સજ્જ બારીનાં પાટિયાં, દીવાલ ઉપર ચોંટાડેલાં] ચળકતાં સામયિકોમાંથી કાપેલાં ઘણાં ચિત્રો હતાં. એક ખૂણામાં ખાનાંવાળું કબાટ પડ્યું હતું. તેની ઉપર લેસવાળું કપડું ઢાંકેલું હતું. જેની ઉપર સસ્તાં રંગીન કાચનો ઊંચો પ્યાલો, બે મોટાં, ભારે એવાં પ્રકારનાં દરિયાઈ છીપલાં જેમાં "દરિયાઈ ખળખળ અવાજ" થતો હતો તે, ઘોડી ઉપર વચમાં અનિવાર્યપણે એક યુવા દંપત્તિ સહિત કેટલીક છબીઓ ઇત્યાદિ હતાં.

બારણાં પાસે બાંકડા ઉપર રૂવાળી જાકીટ અને બૂટ પહેરીને એક વૃદ્ધા બેઠી હતી. દેખીતી રીતે મેશ્ચોરા ઘરેલુ કામકાજ માટે તે હોવી જોઈએ એમ વોરોનોવે છેવટે નિર્ણિત કર્યું. પણ આ સ્ત્રીને વોરોનોવ ઓળખી ગયો. તે તેને નદી પાર કરાવી લાવનાર સ્ત્રી હતી. વોરોનોવે ધારણા કરી કે તે નવ પરિણિત વાસ્કાની મા હોવી જોઈએ. બારી પાસેનાં

બીજા બાંકડા ઉપર જુવાન સ્ત્રી બેઠી હતી. તેનો સ્કાર્ફ ખભા ઉપર પડી ગયો હતો. તેનો સુતરાઉ બ્લાઉઝ મોટા ભરાવદાર વક્ષઃસ્થળની ફરતે કસાયેલો હતો.

"હુ તમારા ભલાની વાત કરવા ઇચ્છું છું," તેની તરફ ફરતાં વોરોનોવે કહ્યું. "તમારા પતિને મારી સાથે જવા દેશો?"

સ્ત્રીએ આશ્ચર્યમાં વોરોનોવ તરફ જોયું અને નીચે જોવા લાગી. તેની ભૂરા રંગના આછા ડોળાવાળી છાંટ વાળા ચળકતા સફેદ આંખો સુંદર હતી.

"તેનો હજી કોઈ પતિ નથી!" વાસ્કાએ હળવા સ્મિત સાથે ટીકા કરી. "તે મારી નાની બેન છે!"

વોરોનોવે ચીડમાં પોતાનાં હોઠ કરડ્યાં; તેણે તે અનુભવવું જોઈતું હતું કે આ પત્ની નહોતી. તે ગામમાં અતિથિઓ બેસે તેવી રીતે ઔપચારિકપણે બેઠી હતી. અને વળી વધારામાં તે તેના ભાઈને મળતી આવતી હતી: તેવાં જ વાંકડિયાં ચળકતાં બદામી રંગનાં વાળ, ગાલો ઉપર તેવી જ કાળાશ પડતી રતાશ. અને તેવી જ ઝાંખા ભૂરાં રંગના ડોળાવાળી પાણીભરેલી પ્રેમાળ આંખો.

"ઠીક છે, મારા સૂઝવ વિષે આપનો શો વિચાર છે?" વોરોનોવે પૂછ્યું.

"તેના જવાનો કોઈ સવાલ નથી!.. સમય વેડફવા જેવું છે!" આ શબ્દો વોરોનોવને બારણામાં જે જુવાન સ્ત્રી મળી હતી તેના તરફથી આવ્યા. તે ઉંબરા ઉપર ઊભી હતી, તેનું માથું નીચાં ઓતરંગની એકદમ નીચે હતું. અને કેડ પાસે ખાલી ડોલ પકડી હતી. વોરોનોવ એ જોતાં નિરાશ થયો કે વાસ્કાની જુવાન પત્ની તેના ખૂબસૂરત પતિ જેટલી દેખાવડી નહોતી. તે ઠીંગણી હતી અને તેનો ચહેરો વિશેષ કરીને કોઈ ભાવોનું નિરૂપણ નહોતો કરતો: તે નાની, બદામી રંગની, ઘેરી લીલી આંખોવાળી સ્ત્રી હતી. વળી વધારામાં આ જુવાન પત્ની એટલી જુવાન નહોતી; તેની ઉંમર કદાચ પચીસ વર્ષ કરતાં પણ વધારે હતી. તેણે જૂનો કસકસતો ટૂંકો પોશાક અને પગમાં ઘસાયેલી સ્લીપરો પહેર્યાં હતાં. પણ વોરોનોવે અનુભવ્યું હતું કે તેનામાં વિશિષ્ટ વ્યક્તિત્વ હતું અને એમાં તેને આશ્ચર્ય ન થયું જ્યારે પોતાની પત્નીની તીવ્ર ટીકાના જવાબમાં વાસ્કા માત્ર ચૂપચાપ હસ્યો અને ઇનકારમાં પોતાનાં હાથનાં હાવભાવ કર્યાં.



"જૂના પરિચયને ખાતર દાદીમા મને સહાય કરશે," વૃદ્ધ સ્ત્રીની તરફ ફરતાં વોરોનોવે કહ્યું.

"હું અહીં માલિક નથી," વાસ્કાની માએ જવાબ આપ્યો.

અહીં કોઈ નામરજી કે અવગણનાનો ઇરાદો નહોતો. માત્ર સામાન્યપણે જાણીતી અને વાજબી હકીકતનું નિશ્ચયપૂર્વક કરેલું વિધાન હતું.

વોરોનોવ હવે શું કરવું જાણતો હતો.

"હું તમારી સાથે બે વાત કરી શકું છું?" તેણે વાસ્કાની પત્નીને કહ્યું.

તેઓ પ્રવેશદ્વારમાં ગયાં. ધીમેથી અને ચોકસાઈપૂર્વક વોરોનોવે નાનકડી સ્ત્રીને સમજાવ્યું કે તે તેના પતિને માત્ર ત્રણ કે ચાર દિવસ માટે લઈ જશે, તે મેશ્ચોરોનાં રીતરિવાજો જાણતો હતો અને તે બદલામાં સારાં એવાં પૈસા ચૂકવશે કારણ કે તે બહુ વ્યસ્ત માણસ હતો અને શિકારે પણ પોતે ભાગ્યે જ જતો હતો. પણ જ્યારે તે જતો ત્યારે પૈસા તેના માટે મહત્ત્વની વાત નહોતી રહેતી. અંતમાં બીજા મોસ્કોના ખેલાડીઓની જેમ તે વાસ્કાને પોતે કોઈ શિકાર કરવા માટે પણ ઇનકાર નહીં કરે...

નાનકડી સ્ત્રીએ તેને ધ્યાનપૂર્વક સાંભળ્યો, તેના હોઠ હાલતા હતા. સ્પષ્ટ હતું કે તે એ ગણતરી કરતી હતી કે કેટલાં પૈસા મળશે. ગણતરીએ તેને સંતોષી; તે હસી; તેની ઘેરી લીલી આંખો ચમકી ઊઠી અને હાવભાવમાં કોઈપણ જાતની ઊણપ વિના તેણે વોરોનોવ સામે હાથ ધર્યા.

"તો આ સોદો પાકો!"

જ્યારે તેણે બાંયો ખોલી ત્યારે તેના ગોળમટોળ સુડોળ હાથ અને કોણી નજરે પડ્યાં. વોરોનોવ કે જેને સફળતાએ સંતુષ્ટ બનાવ્યો હતો તેણે અનુભવ્યું કે તેનામાં કંઈક વિશેષ હતું.

"વાસીલી, તૈયાર થઈ જાઓ!" તેણે દૃઢનિશ્ચયી અવાજે બૂમ પાડી. "તું અમારા મુલાકાતી સાથે શિકારે જશે."

"મારે ખેતરનાં અધ્યક્ષને પૂછવું જોઈએ..."

"હું પોતે કહી દઈશ. બીજા કોઈ દિવસે તે પૂછી રહી હતી શા માટે હંમેશાં બીજાં માણસો રજા માટે પરવાનગી માંગે છે, માત્ર મારો જ બંધાયેલો લાગે છે. તદુપરાંત મારે ભોયતળિયાઓને સાફ કરીને

ધોવાનાં છે — જેને તેં અહીં ગંદાં અને અવ્યવસ્થિત કરી નાખ્યાં છે!.."

વાસ્કાએ પોતાની પત્ની તરફ જોઈ નિસાસો નાંખ્યો અને પછી કોઈક જાતના આવેશનો સામનો ન કરતાં તૈયાર થવાનું શરૂ કર્યું.

શિકારીની તૈયારીમાં લાંબો સમય ન લાગ્યો. તેણે થોડુંક સૂકવેલું ઘાસ રબરનાં બૂટમાં ભર્યું, ફલાલીનનું ગરમ કપડું પોતાના પગે વીંટાળ્યું અને પોતાનાં ખડતલ પગ ઉપર સખત રીતે બૂટ ખેંચ્યો. તેણે પોતાની લશ્કરી સરંજામ માટેની કોથળીમાં કારતૂસો ભરી અને તેને કમર ફરતે પટ્ટામાં બાંધી. ત્યારબાદ નેપસેકમાં પ્રાણીઓને ફસાવવા માટે રબર અને લાકડાંનાં બનેલાં બતકો મૂક્યાં. વોરોનોવે તેની મુક્ત, સામાન્ય અને તેમ છતાં અત્યંત ચોક્સાઈપૂર્વકની હિલચાલ આનંદ સાથે નિહાળી. વળી વધારામાં વાસ્કા પોતાના દાંતમાંથી કંઈક સીટી જેવો અવાજ કરી રહ્યો હતો. તે પોતાની આકર્ષક આકૃતિથી જરાપણ મહિતગાર નહોતો.

"તમે ખૂબ ખુશ છો કે તમે ઘરથી દૂર જઈ રહ્યા છો!" તેની પત્નીએ દ્વેષથી ટીકા કરી, જે ભઠ્ઠીની પાછળ કપડાં ધોઈ રહી હતી.

"તું કહે તો હું નહીં જાઉં," વાસ્કાએ અધીરાઈથી પ્રત્યુત્તર વાળ્યો.

"કદાચ તે ન ગયો હોત! ચોક્કસપણે આપણે ત્યાં પૈસાદાર માણસ આવ્યો છે!"

વોરોનોવે આખો કોથળો ખાલી કરીને માત્ર જરૂરી વસ્તુઓ જેમાં પાઉંરોટી, માખણ, તૈયાર ડબ્બાનો ખોરાક, કડક ચાનો થર્મોસ, વધારાનાં મોજાં અને કામળો રહેવા દીધાં. વાસીલી આંગણામાંથી જીવતાં કર્કશ અવાજ કરતાં જંગલી બતકો ભરેલ નેતરની ટોપલી લઈ આવ્યો.

વાસીલીની પત્ની તેમને વિદાય કરવા આવી. તેણે કમરથી કસાયેલ મખમલનું જાકીટ અને ઊંચા રબરનાં બૂટ પહેર્યાં. જેનાથી તે એકદમ વધારે જુવાન દેખાવા લાગી.

"મને આપી દે, તે ? તરફ જઈએ," તેણે પોતાના પતિને કહ્યું અને તેની બંદૂક તેની પાસેથી લીધી. "તમે વેલીકોયે જઈ રહ્યા છો?"

"નાના તળાવ તરફ," વાસ્કાએ જવાબ આપ્યો.

તેણે આશ્ચર્યમાં ભ્રમરો વાંકી કરી અને વોરોનોવે કંઈક અયોગ્ય અનુભવ્યું. પાછા મોસ્કોમાં તેણે સાંભળ્યું હતું કે વેલીકોયેમાં જ શિકાર કરવો જોઈએ. અને તેના મનમાં પળવાર માટે એ શંકા પ્રસરી ગઈ કે દેખીતી રીતે વાસ્કા ઘરથી વધારે દૂર જવા નહોતો ઇચ્છતો.



"વેલીકોયે વધારે યોગ્ય નહીં રહે?" તેણે કહ્યું.

"વેલીકોયે પર લોકોનાં ટોળેટોળાં હશે," વાસ્કાએ વોરોનોવ તરફ નહીં પણ પોતાની પત્ની તરફ જોતાં જવાબ આપ્યો.

વોરોનોવે પણ વાસ્કાની પત્નીનાં ટેકાને ગણતરીમાં લેતાં તેની તરફ જોયું. પણ માત્ર પોતાના પાતળા ખભા મચકોડીને તે ઘાસની પાછળ નજરે પડતી હોડી તરફ આગળ ઝડપથી ચાલવા લાગી. ખરેખર ઘરમાં સત્તા ધરાવતી હોવા છતાં તે શિકારની બાબતમાં પતિની સત્તાને અવગણવાનો દાવો નહોતી કરતી.

વાસીલીએ કોણી વતી વોરોનોવને હડસેલો માર્યો અને હસતાં હસતાં પોતાની પત્ની તરફ માથું ધુણાવ્યું: લાંબી બંદૂકનો કૂંદો તેની એડીઓ સાથે ટકરાતો હતો.

"માત્ર અમારી પત્નીઓ જ છે જે મને અને મારા ભાઈ અનાતોલીને શિકારે જવા વિદાય કરે છે," તેણે થોડાંક ગર્વ સાથે જાહેર કર્યું અને પછી વિચારપૂર્વક ઉમેર્યું, "ગમે તેમ પણ નહીં તો તે પોતાનાં અસમર્થ બનવાને કારણે પોતાને ટકાવી ન શક્યો હોત..."

જ્યારે તેઓ નહેર તરફ ગયા ત્યારે હોડી છૂટી હતી અને તાજાં થોડાં થોડાં ભીનાશવાળાં ઘાસથી છવાયેલી હતી. આ ઘાસ વાસીલીની પત્નીએ સીધું કિનારા પરથી જ એકઠું કર્યું હતું. વાસીલીએ પોતાનો કોથળો, છાબડી, અને બંદૂક સાવધાનીપૂર્વક પોતાનાં કેનવાસના જાકીટ વડે ઢાંકતાં નીચે મૂક્યાં, અને ઘાસની નીચેથી હલેસું કાઢ્યું જે કોદાળી જેવું વધારે લાગતું હતું.

"અંદર ચઢી જાઓ, બિરાદર શિકારીભાઈ, અમે તમારું નામ નથી જાણતાં!"

"સર્ગેઈ ઈવાનોવીચ," વોરોનોવે અનાડીપણે હોડીના તળિયા ઉપર પોતાની જાતને નીચે ઉતારી; ડામરનાં જેવું કળણનું કાળું પાણી હોડીની વાંકી વળેલી કોર ઉપર ચઢી આવ્યું.

"સફળતા માટે શુભેચ્છાઓ!" વાસ્કાએ પોતાની પત્નીને કહ્યું.

વોરોનોવ તરફ ગમગીનતાથી જોતાં તેણે ઝડપી, ટૂંકી હિલચાલ સાથે પોતાના પતિને બાંયેથી ખેંચ્યો, પળવાર માટે તેની લગોલગ પોતાને દબાવી, શરમાળપણે હસી, તેને પાછો ધકેલીને આજુબાજુ જોયા વિના અને તેની કમર કરતાં પણ ઊંચા પેલાં ઘાસમાંથી ઘર તરફ જવા નીકળી પડી.

વાસ્કાએ કિનારામાં હલેસું ખોસ્યું અને ધક્કો માર્યો. હોડી સાંકડાં પાણીના રસ્તા તરફ ઊતરી આવી, કિનારાના બહાર નીકળી આવેલા ભાગ ઉપર હિલોળાં ખાતી અને રેઝર જેવાં તીક્ષ્ણ ઘાસથી જુદી પડતી સૂકો ખડખડાટ કરતી નાનકડી નહેર ઉપર આગળ વધવા લાગી.

વોરોનોવે પોતાના ખમીસનાં કોલરનાં બટણ ખોલી નાંખ્યાં. તેની બધી જ ચિંતાઓ ક્યાંય પાછળ રહી ગઈ હતી. તે પોતાના લક્ષ્ય તરફ તીરની જેમ ઝડપથી આગળ વધી રહ્યો હતો. તેને મોસ્કોમાં મેશ્ચોરામાં આવનારી મુશ્કેલ પરિસ્થિતિઓ વિષે, ત્યાંનાં લોકોનાં હઠીલાપણા વિષે, ઘણુંબધું કહેવામાં આવ્યું હતું, જો કોઈપણ વાત તેમનાથી ઊલટી થાય તો તેમને અનુરૂપ થવું જ જોઈએ કારણ કે તેઓ સમજી ન શકતાં અને મક્કમપણે આગ્રહણશીલ બની શકતાં હતાં. આ સંજોગોમાં તેણે પોતાને અત્યંત નસીબદાર અનુભવ્યો; તેણે જે ઇચ્છયું હતું તે તેને મળી ગયું હતું!

વાસ્કા જે કુશળતા અને કુનેહતાપૂર્વક હલેસું ચલાવી રહ્યો હતો તે નિહાળવું આનંદ માણવા જેવું હતું. નિરુદ્યોગિતાને કારણે થોડુંક ઢીલું પડી ગયેલું જુવાનનું ખડતલ શરીર સ્પષ્ટપણે કસરતનો આનંદ માણી રહ્યું હતું. તેનાં ખમીસની અંદરનાં ઉપસી આવેલાં સ્નાયુઓ ઉત્તેજિત થયેલાં હતાં અને તેનો શ્વાસોચ્છ્વાસ હળવો અને સામાન્ય હતો.

થોડી જ વારમાં કેનલ વાંકાંચૂકાં રસ્તાવાળી થવાની શરૂ થઈ ગઈ. અને જો વોરોનોવને હજી પણ જરાય શંકા બાકી રહી હોત કે વાસ્કાએ વધારે સરળ પ્રવાસ માટે નાનું તળાવ પસંદ કર્યું હતું તો તે હવે નામોનિશાન વિના અદૃશ્ય થઈ ગઈ હતી. લાંબી હોડી આવાં વળાંકો સામે ટક્કર લઈ શકતી નહોતી. દરેક વળાંક પહેલાં વાસ્કા પોતાની બધી જ તાકાત લગાડીને હલેસાંનો થાંભલા તરીકે ઉપયોગ કરતાં જોરથી ધક્કો મારતો અને હોડી ઝડપ પ્રાપ્ત કરતી છીછરાં પાણી ઉપર દોડી જતી. વાસ્કા પાણીમાં કૂદી પડતો, હોડીનો આગળનો ભારે સાંકડો ભાગ ઉપર કરતો અને તેને વળાંકની બીજી બાજુ તરફ ગોળ ફરતે ઘુમાવતો, જ્યાર પછી તે મોરો પાણીમાં ધકેલતો. હોડી ભારે હતી પણ જ્યારે વોરોનોવ મદદ કરવા ઇચ્છતો ત્યારે વાસ્કા ઇનકાર કરતો.

હમણાં જ પ્રામાં આવતા પહેલાં પણ, જ્યાં સાંકડી નહેર કળણવાળા કિનારા ઉપર છીછરાં ખુલ્લાં પાણીમાં ફેલાયેલી હતી ત્યાં હોડી લાંઘીને દોડી અને એટલી સખત રીતે અથડાઈ કે વોરોનોવને બહાર આવીને



મદદ કરવી પડે: તેમ હતું ત્યારે પણ તેણે તેના માટે ઇનકાર કર્યો.

"જો મારી પત્ની મને જુએ તો હું તેના માટે અડધો પણ નહીં રહું!" વાસ્કાએ ભરોસાપૂર્વક વાત કહી.

"શા માટે?"

"જ્યારે કોઈક કામ મારા માટે ઘણું કપરું થઈ જાય ત્યારે તે તે સહન નથી કરી શકતી."

વાસ્કા હસ્યો.

"તું તેને પ્રેમ કરે છે?" વોરોનોવે પૂછ્યું.

"નહીં તો શું બીજું?" વાસ્કાએ આનંદપૂર્વક અને આશ્ચર્યમાં કહ્યું. "તમે જોઈ તેને, કેવી છે તે!.. તેની સાથે તુલનામાં આવનાર હું કોણ?.." તેણે હાથ પડતાં મૂક્યા.

તે ઘૂંટણભર પાણીમાં બાંયો ઉપર ચઢાવેલી જરસી પહેરીને ઊભો હતો. તેના શામળા ચહેરા પરથી, લગભગ કાળી પડી ગયેલી ગરદન ઉપરથી અને તેના મજબૂત સ્નાયુવાળા હાથો પરથી ગરમ પરસેવો નીતરતો હતો; તેની ચામડી જાણે વાર્નિશ લાગડેલી હોય તેવી ચમકતી લાગતી હતી. વાસ્કા એટલો તો દેખાવડો, એટલો તો નિર્મળ અને નિષ્કપટ લાગતો હતો કે વોરોનોવે વિચાર્યું: "અરે છોકરા, તું તો તેના કરતાં ઘણો ચડિયાતો છે!" બેશક તેણે આમ કહ્યું નહીં અને તેઓ પ્રા નદીના જંગલથી ઘેરાયેલા કિનારાની સાથે સાથે આગળ વધવા લાગ્યા.

પ્રા નદી અહીં જરા પણ નદી જેવી નહોતી લાગતી. તે વાંસથી ઘેરેલા પાણીના બેટો અને સપાટ લીલા નાનકડા ટાપુઓવાળા વિશાળ સરોવરમાં વિસ્તરેલી હતી. જેની ઉપર માછીમારીની ઘેરી હોડીઓ જોઈ શકાતી હતી. સમુદ્રીપક્ષીઓ પાણી ઉપર છલાંગો મારી રહ્યાં હતાં; ઊંચે આસમાનમાં બતકો એક એક કરીને લાઇનબંધ ગોઠવાતા ઝુંડમાં ઊડતાં હતાં. વાદળાંની એકદમ ઉપર વિહાર કરતી સમડીએ નીચું ઘાલીને સીધી પાણીમાં ડૂબકી મારી અને પોતાના વાંકા વળેલા લાંબા તીક્ષ્ણ નહોરિયા વડે તેને સ્પર્શીને તેમાં માછલી સાથે ફરીથી ઊંચે ઊડી ગઈ. કાગડો પાઈન વૃક્ષની ટોચ ઉપરથી ઊડીને તેની પાછળ ગયો. તેણે ઝડપથી સમડીને પકડી પાડી અને તેનો શિકાર ઝૂંટવી લીધો. પોતાની રખેવાળીની જગ્યા ઉપર પહોંચતાં જ કાગડો ઝડપથી માછલી હડપ કરી ગયો અને

બીજી માછલી પકડી લાવનાર ઉદ્યમી સમડીની રાહ જોવા લાગ્યો...

તેઓ બીજી એકદમ સીધી અને સાંકડી નહેર તરફ વળ્યાં જે પહેલી નહેર કરતાં તદ્દન ભિન્ન હતી. કોઈ કોઈ વખત સાંકડો રસ્તો પહોળો થતો હતો, પાણી ટુકડાઓમાં ફેલાયેલું હતું—નહેર એક કળણવાળાં સરોવરમાંથી બીજા સરોવર તરફ જઈ રહી હતી. અહીં પણ કિનારો ઘણો નીચો હતો પણ ઘાસ માણસ કરતાં પણ ઊંચું ઊંચું ઊગેલું હતું અને ઝાડીઓ સાથે મળીને પાણીનાં કિનારા તરફ સીધું ઊતરી આવતું હતું, જે નહેરને ઘેરી અંધારી ટનલમાં પરિવર્તિત કરતું હતું. એમ લાગતું હતું કે જાણે અચાનક સંધ્યાકાળ થઈ ગયો હતો. વોરોનોવ એવી રીતે બેચેન થવા લાગ્યો જાણે તેઓ સૂર્યાસ્ત માટે મોડા પડી રહ્યા હતા.

"આપણે ઠીક સમય પર પહોંચી જઈશું," વાસ્કાએ ધીરજ આપતાં કહ્યું.

થોડી થોડી વારે એકદમ માથા ઉપર સારસ ઊડતું હતું કે પછી સૅંડ પાઈપર પાંખો ફફડાવતું ઘાસમાંથી બહાર નીકળી આવતું હતું. લગભગ હમણાં જ પાંખ આવેલા પક્ષી જેટલું જ બતકનું નાનકડું બચ્ચું કમળના કાળા સપાટ પાંદડાંની નીચેથી એકદમ બહાર નીકળી આવ્યું. અને અત્યંત વેગથી તેમની આંખો સામેથી દૂર થઈ ગયું. પોતાના કવચને બહુ મોડાં તોડીને બહાર આવનારું તે મોટાં થઈ જવા માટે નિર્મિત નથી એ વાતથી અભાન અભાગી પક્ષી કોઈપણ કિમતે પોતાની ટૂંકી જીંદગી બચાવવાનો પ્રયત્ન કરતું હતું. પોતાની અવિકસિત પાંખોનાં દયાજનક ઠૂંકાઓ વડે પાણી ઉપર આમતેમ નાસતું તે નહેરની સાથે સાથે ઝડપથી આગળ વધતું હતું. થોડી થાડી વારે હોડીનાં આગળના ભાગ દ્વારા પકડમાં આવી જતાં છેવટે તે કિનારા ઉપરની લીલોતરીમાં કૂદી ગયું. હજી તે આંખોથી ઓઝલ થયું જ હતું ત્યાં જ કંઈક ઘોંઘાટ સાથે ફફડતું બહાર નીકળીને ચાલ્યું ગયું. ક્ષણવાર માટે જંગલી બતકનું કાળું, ક્રોધિત, છાયાચિત્ર ઝાડીઓની વચ્ચેનાં પ્રકાશિત ભાગમાં ઊડવા લાગ્યું. અને અચાનક વોરોનોવના ચહેરા ઉપર ધડાકાના આશાજનક ભાવ રમવા લાગ્યાં. પડઘો શમી જાય તે પહેલાં જ પક્ષી વૃતખંડમાં ગોળ ફરીને ઝાડીઓમાં પડી ગયું.

વોરોનોવ પોતાનાં કાનની પાસેથી જ આવા અણધાર્યો બંદૂકના ધડાકાથી એટલો બધો ડગમગી ન ગયો કારણ કે તે ધડાકો વાસ્કાની અલૌકિક ઝડપ અને ચપળતા દ્વારા કરવામાં આવ્યો હતો જેણે બંદૂકને



ઉપાડવા અને આવા નોંધપાત્ર ચોક્કસ નિશાન તાકવાં હલેસું પડતું મૂક્યું હતું. વોરોનોવને વિચાર આવ્યો કે હમણાં પણ વાસ્કાએ પોતાની પત્નીને ખાતર કપરો પ્રયત્ન કર્યો હતો અને તેણે વિજયોલ્લાસિત છોકરા પ્રત્યે પીડ અનુભવી. તે આનંદિત મિજાજમાં તે બધાં જ બતક લઈ લેશે અને તેના માટે કંઈ નહીં રહે, વોરોનોવ...

"વાસીલી, હવે વાત આમ છે; આપણે એક કબૂલાત કરીએ: આપણે બંને એક સાથે પક્ષીઓનાં ઝુંડ ઉપર નિશાન તાકીશું, પણ હું માત્ર બેઠેલાં બતકો માટે પ્રયત્ન કરીશ."

"તમે સાચું કહો છો, સેર્ગેઈ ઇવાનોવીચ!" વાસીલી કિનારાની વધારે નજીક ઊભો રહ્યો અને હોડીમાંથી બહાર નીકળી ઊંચા ઘાસમાં આગળ વધ્યો. તેઓ તેની પાછળ એકદમ પાસે પાસે આવી ગયાં અને જ્યારે ફરીથી તેઓ છૂટા પડયાં ત્યારે વાસ્કાના હાથમાં લીલમ જેવાં લીલા રંગની ડોકવાળું મોટું નર બતક હતું.

"સેર્ગેઈ ઇવાનોવીચ, આપણે શરૂઆત કરી દીધી છે!"

"હા," વોરોનોવ શુષ્કપણે સહમત થયો.

અચાનક તેમની સામે સરોવર ખુલ્લું થઈ ગયું. સૂર્યાસ્તને કારણે રાતાચોળ થયેલાં વાદળાં પાણીનાં ગોળ અરીસા ઉપર તરતાં હતાં. કિનારા પાસેનું પાણી ઘેરું અને અંધકારમય હતું જે સરોવરની આસપાસનાં નીચાં ફર વૃક્ષોની ગીચોગીચ હરોળને પ્રતિબિંબિત કરતું હતું. વાસ્કાને સૌથી સારી જગ્યા માટે સરોવરના વિસ્તારનું સર્વેક્ષણ કરવાની જરૂર નહોતી; તેણે ઝડપથી ડાબી તરફના સૂર્યાસ્તની સામે પડતા કિનારા ઉપરના અડધા ડૂબેલા બેટ તરફ હોડી આગળ વધારી. એકવખત ત્યાં પહોંચ્યા પછી તેણે પેલાં લાકડાંનાં બતકો બહાર કાઢ્યાં અને શિકારને ફસાવવા લલચાવવા માટેના પાણી ઉપર મૂક્યાં. ત્યારબાદ તેણે હોડી ઝાડીઓમાં ધકેલી દીધી.

"સર્ગેઈ ઇવાનોવીચ, તમે યોગ્ય રીતે જોઈ શકો છો?" તેણે પૂછ્યું.

"હું સારી રીતે જોઈ શકું છું પણ તેઓ આપણને ઉપરથી સારી રીતે જોઈ શકે છે," વોરોનોવ બોલ્યો.

"તે તો ઠીક છે," વાસ્કાએ શંકા દૂર કરતાં કહ્યું.

વોરોનોવ લાંબી પ્રતીક્ષા માટે તૈયાર થઈ ગયો. સામાન્યપણે જેની

સાથે બતકના શિકારની શરૂઆત થાય છે. પણ લગભગ તરત જ તેણે વાસ્કાનો ધીમો શાંત અવાજ સાંભળ્યો.

"સર્ગેઈ ઈવાનોવીચ, જમણી બાજુ નાનું બતક છે."

વોરોનોવ ચમક્યો અને ઝડપથી પાણી ઉપર નજર દોડાવી પણ તે માત્ર લાકડાંનાં બતક જ જોઈ શક્યો. જેમની વચ્ચે ખૂબ મોટું કંઈક અસામાન્ય બતક હતું.

"છેલ્લાં લાકડાનાં બતક પાસે, જમણી બાજુ." પહેલાં જેટલી જ શાંતિથી વાસ્કાએ ફરીથી કહ્યું.

વોરોનોવે એ અનુભવતાં ગોળીબાર કર્યો કે તે લાકડાંના બતક ઉપર નિશાન તાકી રહ્યો હતો. નિશાનથી પાણી ઉપર કુંડાળું પડી ગયું. બે સમાનપણે નિશ્ચલ નાનાં બતકોમાંથી એક હાલ્યું અને અભેદ્ય લાકડાની બાજુ ઓચિંતી એક તરફ વળી ગઈ. પણ બીજું પોતાની ગરદન લાંબી કરતું, મૃત્યુમાં તેની અંદર ધબકતા જીવનને ઉઘાડું પાડતું ઢળી પડ્યું.

જ્યારે તેઓ તેને પકડવા માટે ધીરેથી સરક્યા ત્યારે લગભગ સ્થિર થવામાં આવ્યું હતું તે જંગલી બતક ફરીથી ઊડી ગયું. વોરોનોવે ગોળી ચલાવી અને બતક પાણીમાં ગોથમડું ખાઈ ગયું. તે નીચે ડૂબી ગયું અને તેમનાથી કોઈ ત્રીસેક મીટર દૂર ઉપર ડોકાવા લાગ્યું. પોતાની બંદૂકને ફરીથી ભરીને વોરોનોવે તેનું કામ તમામ કર્યું.

"એમ વાત છે," વાસ્કાએ વાત માનતાં કહ્યું.

પણ આ તો માત્ર શરૂઆત જ હતી. વોરોનોવે જવલ્લે જ આવી સફળતાપૂર્વકની નિશાનબાજીનો આનંદ માણ્યો હતો. તે એક જ નિશાને ત્રણ નાનાં બતકોને નીચે પાડી લાવ્યો હતો. ત્યારબાદ સફળતામાં બે પૂર્ણ વિકસિત પક્ષીઓને અને રાજહંસ જેટલા મોટા લોંગટેઈલને માર્યાં હતાં.

વાસ્કા પણ ખાલી નહોતો બેઠો રહ્યો. તેણે ત્રણ ઊડતાં જંગલી બતકોને માર્યાં હતાં પણ એકની માત્ર પાંખો જ ઘવાઈ હતી અને તે જતું રહ્યું; બીજું નેતરની મીંડીઓમાં કૂદી પડ્યું અને તેઓ જંગલના અંધકારમાં તેને શોધી ન શક્યાં.

સરોવર નાનું હતું અને એકધારી નિશાનબાજીએ બતકોને ગભરાવીને દૂર કરી દીધાં હતાં; પણ છવાઈ ગયેલી શાંતિમાં વોરોનોવ ભુલાવનારા, સંતુષ્ટ આવેશ દ્વારા જેણે તેને રમતનો શોખીન બનાવ્યો હતો તે નકામો નહોતો. તે માત્ર ત્યારે જ ત્યાંથી બહાર આવ્યો જ્યારે આકાશમાંથી



પહેલા તારાએ ડોકિયું કર્યું. નાનકડો, સ્પષ્ટ અને તેજસ્વી તારો સરોવરનાં એકદમ ઘેરાં થઈ ચૂકેલા પાણીમાં સ્પષ્ટપણે અને ભેદક રીતે પ્રતિબિંબિત થતો હતો.

"સારું વાસીલી, તો આજના દિવસ માટે આટલું પૂરતું છે, મારાં મિત્ર!.."

તેઓ રાત ગાળવા માટે નહેર તરફ નીકળી પડ્યા.

તેમને તરત જ જગ્યા મળી ગઈ. ખાડીની નજીક જ પાણીના કિનારા પર ગીચોગીચ સેજ ઘાસની પહોળી, જાડી ગંજી હતી. વાસ્કા હોડીના આગળના ભાગને કિનારા સુધી ઘસડી લાવ્યો, રૂકસેક્ ઉતાર્યાં અને ચપળતાથી કળણની તીવ્ર વાસવાળાં લવચીક ઘાસને ગૂંદતાં સૂવા માટે પથારીઓ બનાવવા લાગ્યો.

પછી તેઓએ ખાવાનું ખાધું અને થર્મોસમાંથી ચા પીધી. તદ્દન અંધારું ઘોર હતું. આભમાં તારાં છવાઈ ગયાં હતાં. ચાંદની પીળી બાજુ દૂર દૂરનાં ફરવૃક્ષોની વાડ ઉપર ચઢી રહી હતી. હજી પણ ગરમી હતી, અને થોડી થોડી વારે ઠંડી પડતી નહેર તરફથી ઠંડી હવાની લહેર ઊડી આવતી હતી. મીઠાં પાણીની માછલી પાઈક પર્ચ ખાતાં અને ગળી ચા પીતાં વોરોનોવ આખા દિવસના નિશાનબાજીની વિગતો ઉપર વિચારવા લાગ્યો. વાસ્કાએ થોડીક તોછડાઈથી હસતાં એકાક્ષરી જવાબ આપ્યો અને વોરોનોવે નિશ્ચય કર્યો કે આ એક પ્રકારની વ્યવસાયી ખૂબી હતી — બીજા દિવસની તૈયારી વખતે આખાં દિવસની નિશાનબાજી વિષે વાત ન કરવી. તેનો આવેશ ઓસરી ગયો અને સફળતાનો રોમાંચ ધીમે ધીમે ગુમ થઈ ગયો. તે રાત વીતી ગઈ હતી; કામ પૂરું થઈ ગયું હતું અને તેની ભવિષ્ય ઉપર કોઈ અસર પડી શકતી નહોતી.

આનંદદાયક થાક ધીમે ધીમે તેના શરીર પર પ્રસરી રહ્યો હતો; તેણે સ્વસ્થતા અને રાહત અનુભવી.

"સેર્ગેઈ ઈવાનીચ, તમે પરણેલા છો?" વાસીલીનો અવાજ આવ્યો.

"બેશક, હું પરણેલો છું," વોરોનોવે જવાબ આપ્યો અને એકદમ નકામા અસંતોષને પ્રતિધ્વનિ કરતી પોતાની જાતને પકડી પાડી.

"તમારી પત્ની મોસ્કોમાં છે?" વાસ્કાએ સાવધાનીપૂર્વક પૂછ્યું.

"ના, તે દરિયા કિનારા પરના આશ્રયસ્થાન પર છે."

"એકલી કે બાળકો સાથે?"

"અમારે કોઈ બાળક નથી."

વાસીલીનો એક ખભો ઊંચો થયો, થોડીવાર માટે વોરોનોવ તરફ જોયું અને પછી અત્યંત ચિંતાજનક રીતે પૂછયું:

"તમને જરા પણ ડર નથી લાગતો... તેને તદ્દન એકલી જવા દેવામાં?"

વોરોનોવ હસ્યો. નિખાલસ ઉદ્ગારવાચક શબ્દોથી તેને જરાપણ માઠું ન લાગ્યુ. ઊલટાનો તે સુખકારક રીતે સુરક્ષિત અનુભવતો હતો. તેને પોતાની પત્ની ઉપર પૂરેપૂરો વિશ્ર્વાસ હતો: વળી વધારામાં તે તેની વર્તણૂક વિષે લેશમાત્ર ચિંતામાં નહોતો.

"અરે, મારાં પ્રિય મિત્ર!" તેણે પોતાનાં ઉપરીપણાનો દેખાડો કરતાં કહ્યુ. "તું એમ વિચારે છે કે તું તેને રોકી શકે છે?"

શિકારીએ કંઈ જ ન કહ્યું. વોરોનોવ અંધારામાં તેનો ચહેરો જોઈ શકતો નહોતો પણ તેણે એટલું જરૂર અનુભવ્યું કે તે કોઈ ઉચાટભર્યાં અને ઉદાસ વિચારોમાં ડૂબી ગયો હતો.

વોરોનોવે ચા પી લીધી અને ખુશબોદાર ઘાસ ઉપર આડો પડયો. પોતાના વિચારોથી મુક્ત થતાં વાસ્કા વોરોનોવ તરફ ગયો.

"સર્ગેઈ ઈવાનોવીચ," તેણે ખમચાટપૂર્વક કહ્યું. "તમને અહીં એકલાં રાત વિતાવવામાં બીક નથી લાગતી?"

"તેમાં વળી બીક લાગવાની શી વાત છે?" આશ્ચર્યકારક સ્મિત સાથે વોરોનોવે પ્રત્યુત્તર વાળ્યો. તે સમજતો હતો કે વાસ્કામાં કોઈ અદેખાઈની વાત નહોતી પણ પ્રેમ કરાયેલી એક વ્યક્તિ માટે અણચિંતી અદમ્ય ઉત્કટ ઝંખના હતી જે જુદા પડતા વખતની ટૂંકી ઘડીઓ દરમિયાન દિલને મજબૂત પકડમાં જકડી શકે છે. એમ છે તોપણ તેને હવે વાસ્કા થોડેક વિચિત્ર અને દયાજનક લાગતો હતો.

"હું ઝડપથી ઘેર જઈને આવીશ. હું પરોઢ પહેલાં પાછો આવી જઈશ. ચિંતા ન કરતાં!"

"જા જઈ આવ, જઈ આવ," વોરોનોવે કહ્યુ અને એટલા માટે કે વાસ્કાએ ઉપર પ્રમાણેના વાર્તાલાપને માન આપવું જોઈએ, તેમ તે પાછળ ફર્યો અને પોતાનાં જાકીટના કોલરને માથા ઉપર ખેંચ્યું.

તેણે વાસ્કાને પાણી તરફ હોડીને ખેંચતો સાંભળ્યો, જ્યારે હોડીનું તળિયું ઘાસ ઉપર ઘસડાતું હતું ત્યારે તેનો ઘરરર એવો અવાજ થયો, કિનારા ઉપરની રેતી શુષ્કપણે અને ભેદક રીતે ખરર ખરર ઘસાઈ,



ત્યારબાદ પાણીનો ખોખરો છબાકો થયો અને ભીનાશની ગંધ તેનાં જાકીટની નીચે ફરી વળી. હોડીના આગળના ભાગ નીચેના પાણીમાં ગમતા અવાજોવાળાં પરપોટાં ઊઠવાનું શરૂ થયું. વાસ્કા પોતાની પત્નીને મળવા જવા હોડી હંકારતો નીકળી પડયો હતો. વોરોનોવે એ પ્રવાસ કે જે તેને બે નહેરો અને નદી ઉપરથી કરવાનો હતો તેની કલ્પના કરી; તેને કિનારા તરફ હોડીને ઘસડી લાવતાં અને વળાંકનાં બીજા અડધા ભાગ તરફ તેને ગોળ ફરતે ઘૂમાવતાં પસાર કરવાનાં તેના રસ્તામાં આવનાર દરેક દરેક વળાંકો યાદ હતાં; ત્યારબાદ રેતાળ કિનારો જેને પાર કરવામાં તેઓને બંનેને સાથે મળીને કેટલી મુશ્કેલી પડતી હતી તે પણ યાદ કર્યું. અને આ બધું ઘોર અંધકારમાં, રાત્રિની ભેજવાળી ઠંડીમાં પૂરું કરવાનું હતું. આ પ્રવાસમાં ઓછામાં ઓછાં ચાર કલાક લાગે. ચાર કલાક જવાના અને ચાર કલાક પાછા આવવામાં. પરોઢ પહેલાં પાછાં આવવામાં વાસ્કા પોતાની પત્ની સાથે એક કલાક પણ ગાળી શકવાનો નહોતો. પેલી કપરી મુસાફરી ઉપર તેને મોકલનાર તે લાગણી કેટલી શક્તિશાળી હોવી જોઈએ!

વોરોનોવે નિસાસો નાખ્યો અને પોતાના જાકીટના છેડેને પાછો ફેંક્યો. તેના જીવનમાં પણ એક એવો સમય હતો જ્યારે તે પણ પહેલાં બોલાવે કે પછી, ઘણી વખત તો વગર બોલાવ્યે જ દિવસ કે રાત જરાપણ સમયની પરવા કર્યા વિના ભગવાન જ જાણે છે કે ક્યાં ક્યાં પહોંચી જવા સમર્થ હતો. તે પણ આવી જ તીવ્ર લાગણી, મુશ્કેલીભરી બેચેનીથી ભરપૂર હતો. જે અત્યારે જુવાન શિકારીને ઘોર રાત્રિના સમયે પાણી ઉપર હાંકી રહી હતી. ત્યારબાદ અચાનક પોતાને માટે, પોતાના મનની શાંતિને ખાતર અને ભગવાન જાણે બીજા શેના શેના ખાતર ડર અનુભવવા લાગ્યો. તે બિલકુલ જુદાં પડતાં સુધી જાણતો હતો કે બધું વ્યવસ્થિત રીતે ગોઠવી શકાતું હતું—તેને પોતાને કરવામાં માત્ર એટલું જ હતું કે તેણે પોતાની લાગણીઓ ઉપર વિશ્ર્વાસ કરવાનો હતો, પણ તેણે મનમાં કહ્યું, આ રીતે વધારે સારું, વધારે શાંતિભર્યું અને વધારે સરળ છે. પોતાની પીછેહઠની સાથેનો સંબંધ તોડવા તે તેની હાલની પત્ની સાથે પરણ્યો જેને તે લાંબા વખતથી બુદ્ધિશાળી, ભલી અને નિષ્ઠાવાન વ્યક્તિ તરીકે જાણતો હતો. જો કોઈ સ્વર્ગીયસુખ ન હોત, કે ન તો પછી કોઈ વેદના હોત અને તે પણ કંઈક અર્થ ધરાવતી હોત તો...

અત્યારે આ જુવાન સાથેની મુલાકાતે વોરોનોવને અસ્વસ્થ કર્યો હતો; તેને તે બધું યાદ કરતો કર્યો જેને તે ભૂલવાનું પસંદ કરતો હતો. પણ વાસ્કા સાથે પણ એક દિવસ તેવું ઘટશે અને તે પોતાની પત્નીને વોરોનોવ તેને જોતો હતો તેની જેમ કે કોઈક બીજાંની જેમ જોશે: વિશેષ ધ્યાન ન ખેંચનાર, ચાઠાવાળી, ચીડિયણ, હંમેશાં માંગણી કરતી રહેતી સ્ત્રી, ઘરેલૂ ચિંતાઓમાં ગળાબૂડ ડૂબેલી સ્ત્રી. વાસ્કાને કદાચ આ સુસ્તી અપ્રિય લાગશે.

...આ હું શું કરવા માંડ્યો છું?" વોરોનોવે ખિન્નતાપૂર્વક વિચાર્યું. "તેની સામે મારી જીંદગીની તુલના કરું છુ?"

તારલાંજડિત આસમાન માથા ઉપર ઘણું નીચું લટકતું હતું. એમ લાગતું હતું કે જાણે તે કદાચ તેમને પકડમાં રાખી શકતાં નહોતાં અને તેઓ પડી જશે. અને ખરેખર તેઓ તેમ કરતાં હતાં. અહીં તહીં નાસાનાસ કરતાં પાસાદાર લીલા, હવે સીધાં, હવે પહોળાં વળાંકોમાં તેઓ ધરતી પર પડી રહ્યાં હતાં. દિવસ દરમિયાન ગરમ થયેલી ધરતીમાંથી ગરમ હવાની લહેરો વાતાવરણમાં ઊઠી રહી હતી. બધાં જ તારલાંઓવાળું આસમાન હવે જાણે પીછે હઠ કરતું હોય તેમ નિસ્તેજ થઈ ગયું હતું. હવે ચકચકતા પ્રકાશથી ભરપૂર વધારે નીચે ડૂબી ગયું; એમ લાગતું હતું કે તે દમ ભરી રહ્યું હતું.

વોરોનોવ પરોઢની તીવ્ર ઠંડીને કારણે જાગી ગયો. પળવારમાં તેનાં કપડાં, જાકીટ કે જેને ઓઢીને તે સૂતો હતો, તેનાં પડખાં નીચેનું ગીચોગીચ સપાટ ઘાસ અને માથા પરની ટોપી એ બધાંએ શરીરે આપેલી બધી જ હૂંફને જાળવી રાખવાનું બંધ કરી દેવાની જાણે કોઈ ગોઠવણ કરી હોય તેમ લાગતું હતું અને અચાનક ઠંડા, ભેજવાળાં, ભારે તથા દુશ્મનાવટપૂર્ણ કષ્ટદાયક બની ગયાં. વોરોનોવે પોતાના ખભા અવારનવાર જોરથી હલાવ્યાં અને હલનચલનને કારણે થયેલાં ટૂંકાં થથરાટે તેને થોડીક હૂંફ અને આનંદ આપ્યાં. તે વાસીલીની ગેરહાજરીમાં આવનારી બીજી લાગણી કંટાળાદાયક હશે એ વાતથી સભાન થતાં અચાનક બેઠો થઈ ગયો. તેણે ઉપર ઉપરથી જોતાં વાદળાંઓથી ઘેરાયેલ પણ હકીકતમાં એકદમ સ્વચ્છ અને હજી પૂરેપૂરું આસમાની થયું નહોતું તેવા આકાશ તરફ જોયું; તેણે, ઝાકળથી ધોળાં પડેલાં ઘાસવાળાં જંગલની પાછળ સૂર્યોદયનો તેજસ્વી પટ્ટો, અને કિનારાની ધાર ઉપર આગળ નીકળી આવેલી હોડીનો ભીનો કાળો આગળનો સાંકડો ભાગ જોયા.



વોરોનોવ હોડી તરફ ચાલ્યો.

હોડીમાં બેઠેલો વાસીલી ગઈકાલનાં બતકો સાફ કરી રહ્યો હતો.

"કેમ છો, જુવાન પતિ!" વોરોનોવે કહ્યું.

વાસ્કાએ સૂરજમાં તડકાથી થયેલી ઘેરી કાળાશ હેઠળ થોડાક નિસ્તેજ પડેલા ચહેરાને ઊંચો કરીને વોરોનોવ તરફ જોયું.

"સર્ગેઈ ઈવાનોવીચ, તમને એકલા છોડીને જવા માટે મારા પર ગુસ્સો કરતી હતી," તેણે ઉલ્લાસિત હાસ્ય સાથે કહેવાનું શરૂ કર્યું જે તેનાં શબ્દો સાથે મેળ નહોતું ખાતું. "મેં કહ્યું તમે મને મોકલ્યો હતો. મને ઉઘાડો ન પાડતાં."

"નહીં પાડું."

વાસ્કાએ સાવધાનીપૂર્વક, લગભગ ચોરીછૂપી વોરોનોવ તરફ જોયું.

"એમ ન વિચારતાં કે હું તેની ઉપર વિશ્વાસ નથી કરતો. હું માત્ર અત્યંત દયનીયતા અનુભવતો હતો... હું નથી જાણતો શા માટે પણ મેં વિચાર્યું કદાચ તે બીજા કોઈકને સાથે લઈ લેશે, હમણાં પણ કદાચ તે તેની સાથે હોય. આવા વિચારો વડે મેં મારા મનને નિર્બળ બનાવી દીધું હતું!" વાસ્કાએ પોતાની પરિચિત મુખમુદ્રામાં હાથ પડતા મૂક્યા. અચાનક તેણે પોતાનું વાંકડિયા વાળવાળું માથું એકબાજુ ફેરવ્યું, કોઈક ખાનગી વાત તરફ દાંતિયાં કર્યાં અને ઊમેર્યું, "ઓફ, હું કેટલો ખરાબ માણસ છું. કેટલો ખરાબ છું!" તેની ઉપસી આવેલી નીલી ઘેરી આંખોમાં કંઈક ઝાંખો ઉન્માદપૂર્ણ ચળકાટ દેખાતો હતો.

"તું હવે શિકાર કરવા નહીં જઈ શકે," વોરોનોવે ટીકા કરી. "તું હમણાં હોશમાં નથી!"

"ચાલો હવે તે વાત જવા દો, સર્ગેઈ ઈવાનોવીચ! હું હવે તે બધું જ કરી શકતો હતો! હા, કરી શકતો હતો..."

વાસ્કાએ આમ એટલી ગંભીરતા અને સરળતાથી કહ્યું હતું કે શંકાનો છાંટો પણ બાકી ન બચ્યો: તેની જીવવાની તાકાત અને આનંદ તેની ઢીંગણી વ્યસ્ત પત્નીમાંથી આવતાં હતાં.

વોરોનોવે વાસ્કા સાથે ચીડની બીજી લાગણી અનુભવી. આ ખુશી તેને માટે ત્રાસદાયક હતી. તે કોઈક રીતે તેને નીચે પછાડી રહી હતી અને તેને હલકો પાડી રહી હતી. તે આ છોકરાને એ કહેવા માટે તૈયાર હતો કે એવો પણ એક સમય આવશે જ્યારે તેની જુવાન આતુર

લાગણીઓ સૂકાઈ જશે, કરમાઈ જશે પણ તેના બદલે તેણે લગભગ તદ્દન ખિન્નતાથી પૂછ્યું:

"શા માટે તું તેને આટલો પ્રેમ કરે છે?"

"એનો તો વળી હું શા જવાબ આપી શકું?" વાસ્કાએ જાણે આવો વિચાર પહેલાં કદી તેના મનમાં ઉદ્‌ભવ્યો જ ન હોય તેમ નવાઈ પામતાં પૂછ્યું. "તેના વિના મારું અસ્તિત્વ શું? વાસ્કા અને પૂર્ણવિરામ! પણ અત્યારે હું માનવી છું, પતિ છું. તમે એમ કહી શકો છો કે કુટુંબનો પિતા છું. પણ એટલી જ મુખ્ય વાત નથી..."

"ઊભો રહે, ઊભો રહે," વોરોનોવે હસતાં હસતાં કહ્યું. "પોતાને કુટુંબનો પિતા કહેવડાવવામાં તું થોડીક જલ્દી કરી રહ્યો છે. તેના માટે બાળકો જોઈએ."

"અને અમારે બાળકો છે!" ખુશીથી હસતાં વાસ્કાએ કહ્યું. "કાત્કા અને વાસ્કા. જોડિયાં બાળકો. અને ત્યારબાદ છે સેન્કા, તે હજી ભાખોડિયા ભરતું છે, અને તેની દાદી સાથે રહે છે..."

"હું તો કંઈપણ સમજી શકતો નથી," વોરોનોવે કંઈક દુઃખદાયક લાગણી સાથે કહ્યું. "કેટલાં વર્ષો થયાં... તમને પરણે?"

"અમારે પરણે થોડાં જ વખતમાં છ વર્ષ પૂરા થશે!"

"તો પછી તું વળી ક્યાંનો જુવાન પતિ છે?" વોરોનોવે ઉદ્ધતાઈથી કહ્યું.

ફરીથી વાસ્કાએ પોતાના હાથ પડતા મૂક્યા.

"હું નથી જાણતો પણ લોકો મને તેમ કહે છે..."

"પણ હું જાણું છું!"—વોરોનોવે પોતાના મનમાં કહ્યું અને તે જે અપ્રિય લાગણીથીમાં સપડાયેલો હતો તે. એકદમ સ્પષ્ટ આકૃતિમાં પરિવર્તિત થઈ ગઈ. તે લાગણી અત્યંત તીવ્ર, નીરસ અને અદેખાઈભર્યા ગુસ્સા મિશ્રિત હતી. આ જુવાન પતિની તુલનામાં વોરોનોવ ખૂબ જ દયનીય લાગતો હતો. તે પોતે પણ ખુશી, દર્દ, આવેશ, ઈર્ષ્યા, નિષ્ફળતા સુદ્ધા અનુભવી શક્યો હોત—કારણ કે નિષ્ફળતામાં પણ જિંદગીનો અર્થ સમાયેલો છે. પણ તેણે શાંતિપૂર્ણ હયાતીની ન્યૂનતા અને અભાવને પસંદ કર્યાં.

૧૯૫૬



# યૂરી કાઝાકોવ

### યૂરી કાઝાકોવ
### (૧૯૨૮-૧૯૮૨)

યૂરી કાઝાકોવ એ પેઢીના લેખકોમાંથી એક છે જેઓ શુકશીન, બેલોવ, પ્રોસ્કૂરિન અને બોગોમોલોવની કૃતિઓને પસંદ કરે છે. તેમણે સન ૧૯૫૦ના અંત કે ૧૯૬૦ની શરૂઆતમાં સાહિત્યમાં શરૂઆત કરી.

કાઝાકોવ, લેસ્કોવ, કોરોલેન્કો, ગોર્કી અને બૂનિન જેવા પારંગતો દ્વારા સ્થપાયેલી રશિયન ટૂંકી વાર્તાની રાષ્ટ્રીય પરંપરાઓને ખરી કરતા હતા. કાઝાકોવના કાર્ય ઉપર તેમનો પ્રભાવ વિશેષ કરીને તરત જણાય છે. તે બૂનિન હતા જેમની પાસેથી તેઓ કળાની એક શૈલી અને કુદરતી દૃશ્યોમાં ચિત્રોમાં ચોકસાઈ અને સાથે સાથે વાર્તા રચવામાં અસમાનતા અને સમતોલપણું લાવતાં શીખ્યા.

સામાયિક 'પ્રોબ્લેમી લીતેરાતુરી' દ્વારા પૂછાયેલા પ્રશ્નોના જવાબમાં કાઝાકોવે કહ્યું: "હું ધારું છું મારો અનુભવ એ મારી ઉંમરનાં ઘણાં બધાં લોકોનાં જેવો જ છે. મારા બાળપણમાં અને જુવાનીમાં યુદ્ધ, દુઃખ અને ભૂખમરાભર્યું જીવન હતું અને ત્યારબાદ આવ્યું અભ્યાસકાર્ય અને વધારે અભ્યાસ... ટૂંકમાં સાચું કહો તો કોઈ વિશેષતા વિનાનો અનુભવ. પણ હું વ્યક્તિનાં આંતરિક જીવનચરિત્ર તરફ પસંદગી આપવા તરફ ઝૂક્યો... હું માનું છું કે દરેક લેખક જેનામાં વાસ્તવિક સાહિત્યનો પક્ષ લેવાનું સાહસ છે તેની ફરને હંમેશાં સમસ્યાઓનું વર્તુળ ઘેરાયેલું છે અને તે પોતાની આખી જિંદગીમાં તેમાં વ્યસ્ત રહે છે. ખુશી અને તેનો પ્રકાર, યાતનાઓ અને યાતનાઓથી મુક્તિ, દેશ માટે નૈતિક ફરજ, પ્રેમ સ્વસ્થિરતા કામ પ્રત્યે વલણ, ગેરવાજબી અંતઃપ્રેરણાઓનો ભોગવટો—આ કેટલીક સમસ્યાઓ મારા મનમાં ભરાયેલી છે."

# ડિસેંબરમાં બે

સ્ટેશન ઉપર તે ઘણી વાર સુધી તેની રાહ જોતો રહ્યો. હિમાચ્છાદિત સૂર્યપ્રકાશથી ચમકતો દિવસ હતો—દરેકે દરેક વસ્તુ તેને આનંદ આપતી હતી—સ્કી રમનારાઓનાં ટોળાં અને તાજા જ પડેલા બરફનો ચરડ ચરડ અવાજ કે જેને મોસ્કોમાં હજી સાફ કરવાનો લોકોને સમય નહોતો મળ્યો. તે પોતાની જાતથી પણ રાજી થતો હતો—પેલાં મજબૂત સ્કી બૂટ, લગભગ ઘૂંટણો સુધી પહોંચતાં પેલાં ગરમ મોજાં, જાડું ઊનનું ગરમ સ્વેટર અને અસ્ટ્રિયન ટોચવાળી ટોપી, પણ લગભગ બધી જ સ્કીઓ ચામડાની પટ્ટીઓથી મજબૂત કરેલી અદ્‌ભુત હતી.

હંમેશની જેમ તે મોડી હતી. તે હંમેશાં ગુસ્સે થઈ જતો. પણ હવે તે તેનાથી ટેવાઈ ગયો હતો કારણ કે તે વિષે વિચારતાં તે એ નિર્ણય ઉપર આવ્યો હતો કે કદાચ તેની માત્ર આ એક જ કમજોરી હતી. હવે સ્કીને દીવાલ સાથે ટેકવીને મૂકતાં અને પગને ગરમ રાખવા માટે ધીમે ધીમે પછાડતાં તે તેના આવવાનાં રસ્તાની દિશામાં જોવા લાગ્યો. તે તદ્દન શાંત હતો. તે આનંદી નહોતો, ના—માત્ર શાંત. એમ વિચારવું અનંત આનંદદાયક અને આરામદાયક હતું કે કામમાં દરેક વસ્તુ સારી રીતે ચાલી રહી હતી અને તેને એ પણ ગમ્યું કે ઘરમાં પણ બધું જ સારું હતું અને શિયાળો પણ સરસ હતો. સૂરજ અને ચળકતા બરફથી ડિસેમ્બર હોવા છતાં એમ લાગતું હતું કે જાણે તે માર્ચ હતો. અને તેમાંય મુખ્ય વસ્તુ એ હતી કે તેને અને તેને હવે એકબીજાની સાથે સારી રીતે ફાવી ગયું હતું. પેલાં ઝઘડાંઓનો દુઃખદાયક ગાળો, ઈર્ષ્યા, શંકા, અવિશ્વાસ, અચાનક આવતાં ટેલીફોનો અને ટેલીફોન ઉપરની ચુપ્પી, જ્યારે માત્ર શ્વાસોચ્છવાસનાં જ અવાજો સાંભળી શકાતાં હતાં અને તે દિલને વધારે દુઃખી કરતું હતું—ભગવાનની મહેરબાનીથી આ

બધું જ હવે પૂરું થઈ ગયું હતું. હવે તદ્દન જુદી વાત હતી—શાંત, વિશ્વાસપૂર્ણ, કોમળ લાગણીઓ હતી!

છેવટે જ્યારે તે આવી અને તેણે તેનો ચહેરો અને આકૃતિ નજીક આવેલાં જોયાં ત્યારે કહ્યું:

"ભલે, ભલે! તું આવી ગઈ છે..."

તેણે તેની સ્કી લઈ લીધી. તે ઉતાવળે ઉતાવળે હાંફતી હાંફતી આવી હતી. તેણે થોડોક શ્વાસ ખાઈ લીધો પછી તેઓ ધીમે ધીમે આગળ નીકળી પડ્યાં. તેણે લાલ ટોપી પહેરી હતી જેની નીચેથી વાળની લટો નીકળી આવી હતી. જ્યારે તે તેની તરફ નજર નાંખતી હતી ત્યારે તેની કાળી આંખો ત્રાંસી થતી હતી અને ફફડતી હતી. તેના નાક ઉપર સૌથી પહેલાં સૂર્ય પ્રકાશને કારણે નાનાં નાનાં આછાં બદામી રંગનાં ટપકાં દેખાવાં લગ્યાં હતાં.

તે ભાડા માટે પૈસાં છૂટાં કરાવવાને કારણે થોડોક પાછળ રહી ગયો, તેણે તેની પીઠ અને પગ તરફ જોયું અને અચાનક વિચાર્યું કેટલી સુંદર હતી તે, કેટલી સરસ રીતે વસ્ત્રસજ્જ થયેલી હતી અને તે મોડી પડી હતી તેનું કારણ કદાચ એ જ હતું કે તે હંમેશાં સુંદર દેખાવા ઇચ્છતી હતી. આકસ્મિકપણે જ બહાર નીકળી આવ્યા હોય તેવા લાગતા પેલા તોફાની વાળ કદાચ વાસ્તવમાં અચાનક બહાર નીકળી આવેલા નહોતા. તે કેટલી હૃદયસ્પર્શક રીતે અન્યમનસ્ક હતી.

"સૂર્યપ્રકાશ! એય, કેવો શિયાળો છે?" જ્યારે તે ટિકિટો લઈ રહ્યો હતો ત્યારે તેણે કહ્યું. "તું કોઈ વસ્તુ ભૂલી તો નથી ગયો ને?"

તેણે પોતાના હોઠ બટવા જેવા કર્યા હવે તે વિચારતો હતો તેણે ઘણી બધી વસ્તુઓ લીધી હતી, કારણ કે રુકસેક સારો એવો ભારે હતો.

ગાડી રુકસેકો અને સ્કીથી ખીચોખીચ ભરેલી, શોરબકોર વાળી હતી. દરેકે દરેક વ્યક્તિ એકબીજાંને બોલાવવા બૂમો પાડી રહી હતી, બૂમરાણો અને સ્કીનાં ખડખડાટોની વચ્ચે પોતપોતાની બેઠક લઈ રહી હતી. રેલ્વેના ડબ્બાની બારીઓ ઠંડી અને પારદર્શક હતી પણ સીટોની નીચેનાં રેડીયેટરો સૂકી ગરમી છોડી રહ્યાં હતાં અને જ્યારે ટ્રેઈન શરૂ થતી ત્યારે બારીમાંથી બહાર સૂર્યથી ચમકતા બરફ તરફ જોવું આંખોને ગમતું હતું. અને ટ્રેઈનનાં પૈડાંઓનો ઝડપી ટકટક-કટકટ અવાજ સાંભળવો સારો લાગતો હતો.

વીસેક મિનિટ પછી તે ધૂમ્રપાન કરવા રેલ્વેના ડબ્બાની ઓસરીમાં



ગયો. એક બાજુનાં બારણામાં કાચની તકતી નહોતી. તેથી ડબ્બાની ઓસરીમાં દીવાલો અને છતોને સફેદ કરતી ઠંડી હવા ઘૂમરાઈ રહી હતી. ત્યાં હિમ અને લોખંડની તીવ્ર વાસ ફેલાયેલી હતી અને અહીં પૈડાંઓનો ટકટક-કટકટ અવાજ નહોતો. તેઓ ગૂંજતા પાટાઓ ઉપર ગરજતાં હતાં.

તેણે ધૂમ્રપાન કર્યું. કાચનાં બારણામાંથી ડબ્બામાં જોયું, તેની આંખો આ બધા જ પ્રવાસીઓ માટે દુ:ખ અનુભવતી એક એક બેઠક ઉપર ફરી વળી; કારણ કે તે માનતો હતો કે આ બધાંમાંથી કોઈપણ વ્યક્તિ આ બે દિવસોમાં તેના જેટલી ખુશ નહીં થાય. તેણે છોકરીઓ તરફ પણ જોયું, તેમનાં ઉલ્લાસિત ચહેરાઓ તરફ પણ જોયું અને જેમ તે હંમેશાં જ્યારે સુંદર યુવતીને પોતાની સાથે નહીં પણ બીજાં કોઈકની સાથે જતી જોતો ત્યારે કરતો હતો તેમ તેમના વિષે હળવા શોકાતુર ઉત્તેજના સાથે વિચાર્યું. પછી તેણે તેની તરફ જોયું અને ખુશ થયો. તેણે અહીં પણ એ જોયું કે આ બધી જ જુવાન સુંદર છોકરીઓની વચ્ચે તે બીજાં બધાં કરતાં વધારે સુંદર હતી. તે બારીમાંથી બહાર જોઈ રહી હતી, તેનો ચહેરો ખીલેલો હતો, તેની આંખો કાળી, લાંબી પાંપણોવાળી હતી.

તેણે પણ આંખોને આંજી દેતાં પ્રકાશ અને પવનમાંથી આંખ પટપટાવતાં કાચની તકતી વિનાના બારણામાંથી બહાર હિમ તરફ, ખુલ્લા વાતાવરણ તરફ જોવાનું શરૂ કર્યું. ચૂં ચૂં કરતાં હિમથી ઢંકાયેલાં લાકડાંનાં પ્લૅટફૉર્મ ઝડપથી પસાર થઈ ગયાં. તેમાનાં કેટલાંક પ્લૅટફૉર્મોની ઉપર ચાપાણી માટે પ્લાયવુડની નાની નાની દુકાનો હતી, તે બધી જ છાપરા ઉપર લોખંડના પાઈપવાળી અને આસમાની રંગે રંગાયેલી હતી. પાઈપમાંથી આસમાની ધૂમાડો નીકળતો હતો અને તે વિચારી રહ્યો હતો આવી દુકાનોમાં પસાર થતી વિદ્યુત ગાડીઓની સીટીઓ સાંભળતાં, ભઠ્ઠી પાસે બેસીને પોતાને ગરમી આપતાં, અને મગમાંથી બીયર પીતાં બેસી રહેવું કેટલું સારું હતું. સામન્યપણે દરેકે દરેક વસ્તુ કેટલી સુંદર હતી, કેવો અદ્‌ભુત શિયાળો હતો, અને એ વાત કેવી આનંદની હતી કે હવે તે પણ કોઈકને પ્રેમ કરતો હતો. તે છોકરી કે જેને તે પ્રેમ કરતો હતો, આ ડબ્બામાં જ બેઠી હતી. અને તેની તરફ કોઈપણ ક્ષણે જોઈ શકતો હતો અને જવાબી નજર મેળવી શકતો હતો. તેને માત્ર અદ્‌ભુતપૂર્ણ નામ આપવું પૂરતું હતું—તેણે જાણવું જ જોઈએ, કેટલી સંધ્યાઓ તેણે તેના વિના તદ્દન એકલાં રહીને ઘરમાં વિતાવી હતી કે પાછી કેટલી સંધ્યાઓ તેણે પોતાના મિત્ર સાથે તત્ત્વજ્ઞાનીપણું કરતાં,

સાપેક્ષાવાદનાં સિદ્ધાંતો અને એવી જાતની આનંદદાયક બુદ્ધિપ્રદ વાતો વિષે ચર્ચાઓ કરતો નિરુદ્દેશ્યપણે ગલીઓમાં ભટકતો રહેતો હતો અને જ્યારે ઘરે પાછો ફરતો ત્યારે કેટલો ઉદાસ થઈ જતો હતો. તેણે કવિતા લખવાનું પણ શરૂ કરી દીધું હતું અને તેના મિત્રને તેની કવિતાઓ ગમતી હતી કારણ કે તેનું પણ આ દુનિયામાં કોઈ નહોતું. હવે તેનો મિત્ર પરણી ગયો હતો...

તે વિચારી રહ્યો હતો—રમૂજી રીતે માનવી બનાવાયો છે. હવે તેને જ લો, વકીલ છે, ત્રીસ વર્ષ પૂરા કરી ચૂક્યો છે તેમ છતાં હજી પણ તેણે ગણાવવા લાયક કોઈ કામ પૂરું નથી કર્યું, કોઈપણ વસ્તુની શોધ નથી કરી, તે ન તો કવિ બન્યો હતો કે ન ખેલાડી, જેનાં તેણે જુવાનીમાં સ્વપ્નાં જોયાં હતાં. હવે ઉદાસ થવાં માટે તેની પાસે કેટલાં બધાં કારણો હતા કારણ કે તે તેનાથી તૂટી પડ્યો નહોતો. પણ તે ઉદાસ નહોતો, તેની સાધારણ નોકરી અને એ હકીકત કે તેણે પોતાના માટે નામ બનાવ્યું નહોતું, તેને જરા પણ ઉદાસ કરનાર કે આઘાત પહોંચાડનાર નહોતું. એથી ઊલટું, તે હવે સંતુષ્ટ અને શાંત હતો તથા જાણે તેણે જે જે વસ્તુઓનાં સમણાં સેવ્યાં હતાં તે બધું જ કામ પૂરું કરી લીધું હોય તેમ સામાન્ય જીવન જીવતો હતો.

જોકે તેમ છતાં એક વાતની તેને હંમેશાં ચિંતા હતી—ઉનાળાનો વિચાર. નવેમ્બર મહિનામાં જ તે ગણતરીઓ કરવાનું અને ઉનાળાની રજાઓ ક્યાં વિતાવવી તેની યોજનાઓ ઘડવાનું શરૂ કરી દેતો. રજાનો સમય હંમેશા તેને એટલો અંતહીન અને તેમ છતાં એટલો ટૂંકો લાગતો હતો કે માણસે તેના માટે ખૂબ પહેલેથી સારી રીતે વિચારી લેવું જોઈએ અને સૌથી સારી વધુ રસપ્રદ જગ્યાની પસંદગી કરવી જોઈએ જેથી ખોટાં ન ચડી જવાય તેમ તે માનતો હતો. આખો શિયાળો અને વસંત તે ચિંતા કરતો રહેતો, સૌથી સરસ જગ્યાઓ ક્યાં છે, પ્રાકૃતિક દૃશ્યો કેવાં લાગતાં હતાં, ત્યાં કેવાં પ્રકારનાં લોકો રહેતાં હતાં અને ત્યાં કેવી રીતે જવું, તે શોધી કાઢવાનો પ્રયત્ન કરતો, અને આ પૂછતાછ અને યોજનાઓ કદાચ તેના માટે પ્રવાસ કરતાં અને પોતે રજાઓ કરતાં પણ વધારે આનંદદાયક હતાં.

હમણાં પણ તે ઉનાળાનો વિચાર કરી રહ્યો હતો, ક્યાંક જ્યાં નદી હોય ત્યાં જવાનો વિચાર કરતો હતો. તેઓ પોતાની સાથે તંબુ લેશે, તે નદી તરફ નીચે આવશે, હોડી ચલાવશે અને તે ઇન્ડીઅન હોડકા



[illegible]ી બની જશે—ત્યારબાદ મોસ્કોને, આસ્ફાલ્ટને અને ધારાકીય સલાહ કચેરીઓમાંની પેલી બધી સુનવાણીઓ અને બેઠકોને રામ રામ!

સૌથી પહેલી વાર તેઓ સાથે ગયાં હતાં તે તેને યાદ હતું. તેઓ ઈસ્તોનીયામાં એક નાનકડા શહેરમાં ગયાં હતાં જ્યાં તે એકવખત ધંધ[illegible] ગયો હતો. આ જગ્યા તેને યાદ રહી ગઈ હતી અને ત્યાર બાદ તે તેની સાથે ત્યાં ગયો હતો. તેને બસની સવારી યાદ હતી, રાત્રે [illegible]માં તેમનાં પહોંચ્યાનું યાદ હતું જ્યાં તેમની આજુબાજુ ચોમેર અંધારું ઘોર હતું અને જિંદગીનું એક માત્ર ચિહ્ન હતું પ્રકાશિત રેસ્ટોરન્ટ; કેવી રીતે તેણે વોદ્કા પીધી હતી અને નશામાં આવી ગયો હતો; બસમાં તે પોતાને કેટલા આનંદમાં અનુભવતો હતો કારણ કે તે તેની સાથે જ રાતનાં ઉજાગરાઓમાં હજી પણ ઝોકાં ખાતી, તેને [illegible] તેની બાજુમાં જ બેસીને મુસાફરી કરતી હતી. અને કેવી રીતે તેઓ મળસકે ત્યાં આવી પહોંચ્યાં હતાં. અને જોકે તે ઓગસ્ટના મધ્યના દિવસો હતા અને મોસ્કોમાં એકધાર્યો વરસાદ વરસતો હતો તેમ છતાં પણ અહીં વાતાવરણ એકદમ સ્વચ્છ અને ઉજાસવાળુ હતું અને સૂરજ ઊગેલો હતો. પેલાં લાલ ટાઈલોનાં છાપરાંવાળાં સફેદ ઘરો હસતાં હતાં, અસંખ્ય બગીચાઓ હતાં, ચોમેર શાંતિ પ્રવર્તેલી હતી અને પથ્થરો વચ્ચે ઊગેલાં વાંકાંચૂકાં ઘાસોવાળી શાંત ગલીઓ હતી.

તેઓએ સ્વચ્છ ઉજાસવાળો ઓરડો ભાડે લીધો. જેમાં અન્તોનોવ્કા સફરજનોની તીવ્ર વાસ આવતી હતી. જે બારીઓની પાળી હેઠળ, પલંગ નીચે અને કબાટમાં બધે જ ઠેકાણે પાકવા માટે પડ્યાં હતાં. ત્યાં [illegible] ઈસ્ટોનીયાનું બજાર પણ હતું: તેઓ સાથે ત્યાં ગયા હતાં અને ધુમાડાથી સૂકવેલી ડુક્કરની ચરબી, મધનાં ટૂકડાં, માખણ, ટામેટાં, અને [illegible] પસંદ કર્યાં હતાં—બધું જ માન્યામાં ન આવે તેટલી ઓછી કિંમતે હતું. અને પેલી બેકરીઓમાંથી આવતી સુગંધ, કબૂતરોની એકધારી [illegible] અને પાંખોનો ફડફડાટ. પોતે પણ એટલી અણધારી હતી જાણે તે કદી તેને જાણતો જ નહોતો, જોકે તે તેની નિકટની મિત્ર અને પ્રેયસી બની ચૂકી હતી. તે કેટલો ખુશ હતો અને કદાચ હજી પણ વધારે ખુશી સંગ્રહિત થઈ હોત જો માત્ર યુદ્ધ ન થયું હોત તો.

પાછળથી તે યુદ્ધ વિષે ઘણું બધું વિચારતો હતો અને તેને તિરસ્કાર કરતો હતો. પણ હમણાં, ચળકતાં બરફ તરફ, જંગલો અને ખેતરો તરફ જતાં, પાટાઓનાં ગણગણાટ અને ખણખણાટને સાંભળતાં તેણે ચોક્કસપણે

અનુભવ્યું કે હવે કોઈ યુદ્ધ નહીં થાય કે ન તો કોઈ આવું મૃત્યુ થશે. કારણ કે તેણે વિચાર્યું, જીવનમાં એવી ક્ષણો હતી જ્યારે માનવી તેના ત્રાસનો વિચાર કરી શકતો નહોતો કે પાપના અસ્તિત્વમાં માની શકતો નહોતો.

તેઓ દૂરના સ્ટેશને ઉતરનારાંઓમાં લગભગ છેલ્લાં જ હતાં. જ્યારે તેઓ પ્લેટફોર્મ ઉપર ચાલતાં હતાં ત્યારે તેમનાં પગલાંઓ નીચે બરફ ચરડ ચરડ અવાજ કરતો હતો.

"કેવો શિયાળો છે!" પોતાની આંખોને ઝાણી કરતાં તેણે ફરીથી કહ્યું. "આપણે ઘણા લાંબા વખતથી એવો શિયાળો અનુભવ્યો નથી.

તેઓને હજી તેની આરામ કુટિર સુધી પહોંચવા વીસેક કિલોમીટર દૂર સુધી જવાનું હતું, ત્યાં રાત વિતાવવાની હતી, દિવસના સમયે ફરીથી સ્કી રમવા જવાનું હતું અને બીજી રેલ્વેલાઈન દ્વારા સાંજે ઘેર પાછાં જવાનું હતું.

તેના પિતા પાસે નાનકડો બગીચો અને બે પલંગો, મેજ, થોડાક સ્ટૂલો અને જર્મન લોખંડની ભઠ્ઠીવાળી લાકડાની બનેલી કેબીન હતી.

તેણે પોતાની સ્કી પહેરી, કેટલીક વાર કૂદકા માર્યા, બરફને ઉછાળતાં તેની ઉપર સરક્યો, ત્યારબાદ તેણે તેનાં પટ્ટાઓ તપાસ્યાં અને તેઓએ ધીમેથી શરૂઆત કરી. તેઓનો વધારે ઝડપથી જવાનો ઈરાદો હતો જેથી કરીને યોગ્ય સમયે ઘેર પહોંચી જવાય, યોગ્ય ગરમી પ્રાપ્ત કરી શકાય અને આરામ લઈ શકાય. પણ આ ખેતરો અને જંગલોમાં ઝડપથી જવું અસંભવ હતું.

"પેલાં એસ્પનાં થડ તરફ જો!" રોકાતાં તેણે કહ્યું. "બિલાડીની આંખોનો રંગ છે."

તે પણ જોવા માટે રોકાયો. તો તેઓ પેલાં એસ્પ હતાં લીલી પીળી ટોચવાળાં, બિલકુલ બિલાડીની આંખોના રંગ જેવા.

જંગલો ધૂમાડો કરતાં ત્રાંસાં સૂરજનાં કિરણો દ્વારા ભેદાતાં હતાં. અહીં તહીં વૃક્ષોનાં થડો વચ્ચે બરફની ચાદર લટકતી હતી અને ફર વૃક્ષો પોતાનાં બોજથી મુક્ત થઈ પોતાનાં રૂંવાટીદાર હાથ આમતેમ ઝૂલાવતાં હતાં.

તેઓ એક ઢોળાવ ઉપરથી બીજા ઢોળાવ ઉપર ગયાં. કેટલીક વખત તેમણે નીચે સફેદ છાપરાંવાળાં ગામો તરફ જોયું. બધી જ ઝૂંપડીઓમાં



ભઠ્ઠીઓ સળગતી હતી અને ગામો ધુમાડો બહાર કાઢી રહ્યાં હતાં, જે એક સ્તંભાકારમાં આસમાનમાં ઊંચે ઊઠી રહ્યો હતો. જે પાછળથી એક થઈ જતો હતો, જુદો તરતો હતો, ખેંચાઈ જતો હતો અને વાદળી પડદામાં આસપાસની ટેકરીઓને છુપાવી દેતો હતો. ગામથી એક કે બે માઈલની દૂરી પર પણ ધૂમાડાની વાસ આવતી હતી. આ વાસ ઘેર ઝડપથી પહોંચવા અને ભઠ્ઠી સળગાવવા માટે ઉત્તેજિત કરતી હતી.

થોડી થોડી વારે તેઓ સ્લેજ પર દોડનારાંઓ વડે ઘસાઈને ચળકતી બીરી બરફથી સખત થયેલી સડકો પાર કરતાં હતાં. જોકે તે સમય ડિસેમ્બર મહિનો હતો તેમ છતાં પણ એ સડકો ઘાસનાં પૂળાંનાં ઢગલાંઓની આસપાસ, ઘરેડોમાં પારદર્શક વાદળી પડછાયાંઓ કંઈક કમાન જેવાં લાગતાં હતાં અને તેમાં વસંતની વાસ પણ આવતી હતી. એક વખત એક કાળો ઘોડો રસ્તા પરથી ગામ તરફ મીઠી છરતક ચાલે ગયો, તેની ચામડી ચળકતી હતી, તેનાં સ્નાયુઓ ફૂલી રહ્યાં હતાં, તેની ખરીઓ નીચેથી બરફ ઊડતો હતો અને પડઘમનો અવાજ અને છીંકોટાં સાંભળી શકતાં હતાં. તેઓ ફરીથી તે જોવા રોકાઈ ગયાં.

એકવખત ભયંકર રીતે અન્યમનસ્ક એવો જંગલી કાગડો ઝડપથી પાંખો ફફડાવતો ઊડી ગયો. એની પાછળ પાછળ બીજો. જ્યારે વધારે દૂર ઉત્સુકતાથી આતુર એવું મેગપાઈ આખો વખત જંગલી કાગડા ઉપર નજર રાખતું અચાનક ગોળ ગોળ ઊડતું આવી પડ્યું. તે એ જાણવા ઉત્સુક હતું કે તેઓને શું મળી ગયું હતું. આણે પણ તેમનું ધ્યાન આકર્ષ્યું. બીજાં ઉષ્ણકટિબંધનાં પક્ષીઓ જેવાં વિલાયતી બુલ્‌ફિંચો આ હિમની વચ્ચે હિમની નીચેથી ઊગી આવેલાં થીસ્ટલનાં કાંટાળા છોડ ઉપર મસ્તપણે ઝૂલતાં, ઘુરઘુરાટ કરતાં અને આમેતમ રખડતાં હતાં. જ્યારે તેમની જાડી મજબૂત ચાંચોમાંથી કાળી પટ્ટી બનાવતાં સૂકાં બીજો બરફ ઉપર પડતાં હતાં.

કોઈક કોઈક વખત તેઓ શિયાળની નિશાનીવાળાં રસ્તા ઉપર આવી જતાં. જે એક સરખી રીતે આગળ વધી રહ્યો હતો પણ એક ટેકરાથી બીજા ટેકરા સુધીની લાઈન વળાંક લેતી હતી અને પછી એક બાજુ વળી જઈને બર્ફીલા ચકચકતા પ્રકાશમાં અદૃશ્ય થઈ જતી હતી. સ્કી ચલાવનારાં આગળ જતાં રહ્યાં હતાં, હવે તેઓ એસ્પ અને બર્ચનાં ઉપવનોમાં સસલાં કે ખિસકોલીઓના રસ્તાઓ તરફ આવ્યાં હતાં.

ખેતર અને જંગલની ઠંડી વેરાન જગ્યામાંથી ચાલી આવતી

રહસ્યપૂર્ણ રાત્રિ જીવનની આ બધી નિશાનીઓ દિલને હચમચાવી દેતી હતી. તે શિકાર પહેલાં રાત્રિના સમોવારનો, ઘૂંટણ સુધીના લાંબા ઘેટાંની ચામડીના કોટ અને છરાવાળી બંદૂકનો, ધીમે ધીમે નીકળી આવતાં તારાંઓના પ્રવાહનો, કાળી ઘાસની ગંજીઓનાં કે જેની ફરતે આ બધાં સસલાં રાત્રે ખાવા માટે બહાર આવતાં હતાં, અને થોડે દૂરનો જ્યાં શિયાળો આવતાં હતાં, જે કેટલીક વખત પોતાનાં પાછલાં પગ ઉપર ઊભાં રહી હવામાં સૈડકાં તાણતાં હતાં, તે બધાંનો વિચાર કરતી કરી મૂકતી હતી. ગરજતાં બંદૂકનાં ધડાકાંઓ, પ્રકાશનાં ઝબકારાં, ટેકરીઓમાં ગૂંજતો ચંચળ પડઘો, ગામની ફરતે રખડતાં બેચેન કૂતરાઓનાં ભસવાનાં અવાજો, ફેલાયેલાં સસલાંની ચમકતી આંખો, હિમથી જામી ગયેલી જાડી મૂંછો અને તેની નાનકડી લાશનાં હળવા વજનની કોઈપણ કલ્પના કરી શકતું હતું.

નીચે ખીણો અને કોતરોમાં બરફ ઊંડો અને સૂકો હતો. ત્યાંથી જવું મુશ્કેલ હતું. પણ ટેકરીઓનાં ઢોળાવો ઉપર હમણાં જ બરફ પડ્યો હતો જેથી ઉપર ચડવું અને નીચે તરફ દોડવું સહેલું બની ગયું. આકાશની પાર્શ્વભૂમિ સાથેની દૂર દૂરની ટેકરીઓ ઉપર જંગલો ગુલાબી રંગે ચમકતાં હતાં, આસમાન આસમાની હતું અને ખેતરો અનંત રીતે વિસ્તરેલાં લાગતાં હતાં.

અને આમ તેઓ ચઢતાં, સરકતાં, તૂટેલાં વૃક્ષો ઉપર આરામ કરતાં, એકબીજાંની તરફ જોઈ હસતાં આગળ વધ્યાં. કોઈક કોઈક વખત તે પાછળથી તેના ગળાની ફરતે પોતાનો હાથ મૂકતો, તેને નીચે ખેંચી લાવતો અને તેના ઠંડા હોઠો ઉપર ચુંબન આપતો. તેઓ ભાગ્યે જ બોલતાં હતાં. કોઈક કોઈક વખત માત્ર એટલું જ બોલતાં હતાં "જો જો!" કે "સાંભળ!"

તે ઉદાસ અને શૂન્યમનસ્ક હતી અને પાછળ પડી રહી હતી. તેમ છતાં પણ તે કંઈ સમજી શક્યો નહોતો. તેણે વિચાર્યું કદાચ તે માત્ર થાકી ગઈ હતી. તે રોકાઈ જતો અને તેની રાહ જોતો. જ્યારે તે સાથે થઈ જતી અને તેની તરફ થોડાક ઠપકાભર્યાં અસામાન્ય હાવભાવ સાથે જોતી ત્યારે આવાં પ્રશ્નો સાથીદાર માટે કેટલાં દુ:ખકારક હતાં એમ સારી રીતે જાણતો હોવા છતાં વિવેક ખાતર પૂછતાછ કરતો:

"તું થાકી ગઈ છે, કેમ ખરું ને? જો તને ઇચ્છા હોય તો આપણે આરામ કરી શકીએ છીએ."



"અરે ના, ના!" તે ઉતાવળે કહેતી. "હું તો માત્ર વિચારતી હતી."

"અંહ... સમજ્યો," તે કહેતો અને પોતાને રસ્તે આગળ વધતો પણ ધીમે ડગલે.

હવે સૂરજ ડૂબી ગયો હતો. માત્ર ટેકરીઓની ટોચ ઉપરનાં જ ખેતરો હજી ચળકતાં હતાં જ્યારે ખીણો અને કોતરો ઘણા સમય પહેલા જ વાદળી પડછાયાંઓથી ઘેરાયેલાં અંધારિયાં થઈ ગયાં હતાં. જંગલ અને ખેતરનાં પેલાં વિશાળ ક્ષેત્રમાંથી માત્ર બે એકલી અટૂલી આકૃતિઓ આગળ વધી રહી હતી—તે આગળ હતો અને તે પાછળ. તે તેની સ્કી નીચે સરકતાં બરફનાં હિસ્‌સ્‌ અવાજ અને સ્કી-પોલનાં કડકડાટના અવાજનો આનંદ માણતો હતો.

એક વખત ગુલાબી આકાશની પાર્શ્વભૂમિની પેલે પારનાં જંગલોમાંથી કે જ્યાં સૂરજ આથમી ચૂક્યો હતો, ત્યાંથી ધબધબ કરતાં ઍંજિનનો એકધાર્યો અવાજ આવ્યો અને એક મિનિટ પછી ઊંચે આકાશમાં વિમાન દેખાયું. તે તેની સાટીઓને સૂર્ય પ્રકાશથી જડેલાં ધબ્બાંઓ વાળી પ્રકાશિત વસ્તુ માત્ર જ હતી. અને નીચેની હિમાળ પ્રવર્તમાન નીરવતામાંથી તેની તરફ જોવું અને પોતાને તે વિમાનના પ્રવાસીઓમાંથી એક હોવાની કલ્પના કરવાનું, પ્રવાસનાં અંતનો, તેના માટે રાહ જોઈ રહેલાં મોસ્કોનો અને ત્યાં તેને મળવાં આવનારાં લોકોનો વિચાર કરવાનું સારું લાગતું હતું.

છેવટે સંધ્યાકાળે તેઓ પોતાના નિર્ધારિત સ્થાને પહોંચી ગયાં. તેઓએ ઠંડા વરંડા ઉપર પોતાના બરફથી ખરડાયેલાં બૂટ પછાડી બરફ ખંખેર્યો, બારણું ખોલ્યું અને અંદર ગયાં. ઓરડો તદ્દન અંધારિયો હતો અને બહાર કરતાં વધારે ઠંડો લાગતો હતો.

ઓરડામાં પ્રવેશતાં જ તે આડી પડી અને આંખો મીંચી લીધી. દોડવાને કારણે લાલ અને ગરમ થઈ ગયેલી તે હવે ઠંડી થવાની શરૂ થઈ ગઈ. ઠંડીની જોરદાર કંપકંપીએ તેના આખા શરીરને ધ્રૂજાવી નાંખ્યું. તેથી તે જરાપણ હાલતા પણ ગભરાતી હતી. તેણે આંખો ખોલીને કાળી પાટિયાની છતમાં જોયું, તેલનાં દીવાનાં ધૂમાડાંવાળાં કાચમાં બળતી જ્યોત જોઈ તેણે ફરીથી પોતાની આંખો જોરથી મીંચી લીધી. અને તરત જ જુદાં જુદાં રંગોના મિશ્રણવાળાં પટ્ટાં તેની આંખો સામે તરવરવાં લાગ્યાં—પીળા, લીલાં, સફેદ, વાદળી અને લાલ. તે દિવસે તેણે પોતાની આંખો બધાં રંગોથી ભરી લીધી.

તે વરંડા નીચેથી બળતણનાં લાકડાં અંદર લઈ ગયો અને ભઠ્ઠી નજીક ઢગલો કર્યો. ત્યારબાદ ખડખડાટ અને કાગળનાં ફડફડાટ સાથે તેણે આગ સળગાવી. પણ તેને કોઈ વસ્તુની ઇચ્છા નહોતી. તેને દુઃખ હતું કે આ વખતે તે તેની સાથે આવી હતી.

ભઠ્ઠી લાલચોળ થઈ ગઈ. ઓરડામાં ગરમી થઈ ગઈ અને હવે કપડાં ઉતારી શકાય તેમ હતું. તેણે તેમ કર્યું, પોતાનાં બૂટ અને મોજાં પણ કાઢી નાંખ્યાં. અને આ બધાંને ભઠ્ઠી નજીક લટકાવી દીધાં. તે પોતાનાં અંદર પહેરવાનાં કપડામાં સંતુષ્ટ થઈને અત્યાનંદથી આંખો ફેરવતો, અંગૂઠાને મરોડતો અને ધૂમ્રપાન કરતો હતો.

"થાકી ગઈ?" તેણે પૂછ્યું. "કપડાં ઉતારી લે."

ઉદાસ અને કંટાળેલી એવી તેને હાલવાની પણ ઇચ્છા ન થઈ. તે સૂવા ઇચ્છતી હતી. પણ તેમ છતાં પણ તેણે આજ્ઞાંકિતપણે કપડાં ઉતાર્યાં અને પોતાનાં વીન્ડબ્રેકર, મોજાં અને સ્વેટર સૂકાવા માટે લટકાવી દીધાં. તેણે સ્લેક્સ ઉપર ચોકડીનું ખમીસ પહેર્યું હતું. દીવા તરફ તાકતી આરામથી પથારીમાં પડી.

તેણે બૂટ પહેર્યાં અને જાકીટ ખભા ઉપર નાંખીને વરંડામાં પડેલી ડોલ ઉપાડી. જ્યારે તે બહાર ગયો ત્યારે ઓરડામાં અચાનક સંગીતનો રણકાર ગૂંજી ઊઠ્યો. પાછાં આવતાં જ તેણે ભઠ્ઠી ઉપર કેતલી મૂકી અને રુકસેકમાંની બધી જ વસ્તુઓ બહાર કાઢીને મેજ ઉપર અને બારીની પાળી ઉપર મૂકવાનું શરૂ કર્યું.

તે ચૂપચાપ ચાની રાહ જોતી હતી. પોતાના માટે એક કપ ચા રેડીને ચૂપચાપ પાઉંરોટી અને માખણ ચાવતી, ગરમ કપ ઉપર પોતાનાં હાથને ગરમ કરતી, ચાનાં ઘૂંટડા ભરતી અને આખો વખત દીવા તરફ તાકતી બેઠી હતી.

"તારી જીભ સિવાઈ ગઈ છે કે શું?" તેણે કહ્યું. "કેવો દિવસ હતો, હં?"

"હું તદ્દન થાકી ગઈ છું આજે, જાનવરની જેમ થાકી ગઈ છું." તે ઊભી થઈ અને તેની તરફ જોયા વિના જ લાંબી તાણી. "ચાલો, સૂઈ જાઈએ આપણે."

"વિચાર ખોટો નથી," તે શીઘ્રતાથી સહમત થયો. "એક મિનિટ થોભી જા. હું તેમાં થોડાં લાકડાં મૂકીશ. ઓરડામાં ઠંડક થઈ ગઈ છે."

"આજે હું એકલી સૂઈ જઈશ. હું અહીં ભઠ્ઠીની નજીક સૂઈ શકું



છે? જો, ના ન પાડતો," તેણે આંખો નીચી કરતાં ઉતાવળે કહ્યું.

"વાત શી છે?" આશ્ચર્ય પામતાં તેણે પૂછ્યું અને અચાનક તેને યાદ આવી ગયું કે તે આખો દિવસ તે કેટલી ઉદાસ અને અસ્વસ્થ હતી. એ યાદ આવતાં તેને ગુસ્સો ચઢ્યો અને તેનું દિલ દુઃખદાયક રીતે ધબકવા લાગ્યું.

અચાનક તેને ભાન થઈ આવ્યું કે તે તેને જરાપણ ઓળખતો નહોતો—કેવી રીતે તે પોતાના વિશ્વવિદ્યાલયમાં ભણતી હતી, કેવાં લોકોને તે જાણતી હતી. અને શેના વિષે તે વાતો કરતી હતી. એ કે તે તેના માટે એક કોયડારૂપ હતી, બિલકુલ તેટલી જ જેટલી પહેલી મુલાકાત વખતે હતી. એ કે તેણે તેને ઓળખી નહોતી, અને એ કે કદાચ તે તેને અણઘડ અને મંદબુદ્ધિવાળો સમજતી હતી કારણ કે તે શું ઇચ્છતી હતી તે તે સમજતો નહોતો, તે તેને પોતાની સાથે એકધારી રીતે ખુશ રાખી શકતો નહોતો જેથી કરીને તેને ન તો કોઈ વસ્તુની કે ન તો કોઈ બીજાંની જરૂર હતી.

અને અચાનક તે આખા દિવસ માટે, ઉનાળાની આરામ કુટીરના નામે ચાલી આવતી પેલી અભાગી કેબીન માટે, ભઠ્ઠી માટે અને કોઈક કારણસર પેલા હિમ અને સૂર્યપ્રકાશ માટે પણ, પોતાની શાંતિ અને સંતોષ માટે પણ લજ્જિત થઈ ગયો. શા માટે તેઓ અહીં આવ્યાં હતાં; આ બધાંનો શો ફાયદો હતો? અને ક્યાં હતી પેલી શેખીખોર શાપિત ખુશી?

"ઓહ, ભલે..." તેણે ઉદાસીનતાથી કહ્યું અને નિસાસો નાંખ્યો. "જ્યાં પણ તને ગમે ત્યાં સૂઈ જા."

તેની તરફ જોયા વિના, કપડાં પણ ઉતાર્યાં વિના તે તરત જ સૂઈ ગઈ. તેણે પોતાનું વાઈન્ડબ્રેકર ઓઢી લીધું અને ભઠ્ઠીમાંની આગની લપટો તરફ જોવાનું શરૂ કર્યું. તે બીજા પલંગ તરફ ગયો, બેઠો, ધૂમ્રપાન કર્યું અને પછી દીવો ઓલવી આડો પડ્યો. તેનું દિલ તૂટી ગયું હતું કારણ કે તેણે અનુભવ્યું કે તે તેને ખોઈ રહ્યો હતો. કોઈપણ રીતે ખુશી તેમની પાસે કદી આવી નહોતી, તેઓ તેને સમજી શકવા સમર્થ નહોતાં. શા માટે, તે એ નહોતો જાણતો, અને આ વિચાર મનમાં ને મનમાં સાલ્યા કરતો હતો.

એક મિનિટ પછી તેણે તેના રડવાનો અવાજ સાંભળ્યો. તે બેઠો થયો અને મેજની પેલી પાર તેની તરફ જોયું. ભઠ્ઠીના કારણે ઓરડામાં

ઠીક ઠીક અજવાળું હતું. બળતાં લાકડાં તરફ તાકતી તે ઊંધા મોંએ પડી હતી. તેણે તેનો વેદનાગ્રસ્ત આંસુઓથી ખરડાયેલો ચહેરો જોયો જે દુઃખના કારણે વિકૃત થઈ ગયો. તેણે તેના ધ્રૂજતા હોઠ અને હડપચી જોયાં. તેની ભીની આંખો જોઈ જેને તે પોતાનાં નાજુક હાથ વડે લૂછતી રહેતી હતી.

શા માટે, આજે આખો દિવસ તે આટલી દુઃખી અને ઉદાસ હતી? તે પોતે તે નહોતી જાણતી. તે માત્ર એક વસ્તુ અનુભવતી હતી કે તેમના પહેલા પ્રેમનો અંત આવી ગયો હતો. અને હવે કંઈક નવાંની શરૂઆત થઈ રહી હતી. જૂની જિંદગીએ તેના માટે બધા જ રસો ગુમાવી દીધાં હતાં. તેનાં માતાપિતા, સગાંવહાલાં અને તેના તથા તેના મિત્રો માટે સાવ જ અપરિચિત રહેવાથી કંટાળી ગઈ હતી, તે પત્ની અને મા બનવા ઈચ્છતી હતી. પણ તે તેની આ વાતને સમજી અને જોઈ શકતો નહોતો. અને હંમેશની જેમ હતો તેવો જ તદ્દન ખુશ હતો. હજી પણ તેને પેલા તેમના પ્રેમની સૌથી પહેલી પ્રક્ષુબ્ધ ઋતુ માટે અત્યંત દુઃખ થતુ હતું. એ ઋતુ કે જ્યારે દરેકે દરેક વસ્તુ એટલી વાહિયાત અને અનિશ્ચિત હતી તેમ છતાં પણ એટલી જ વિચિત્ર રીતે ગરમ અને નવીનતાની લાગણીથી ભરેલી હતી.

ત્યારબાદ તેને ઊંઘ આવવા લાગી અને જ્યારે તે નાની હતી ત્યારે હંમેશાં જે કલ્પનાની દુનિયામાં વિહરતી હતી તેની સાથે જ અર્ધ સ્વપ્નમાં ફરીથી ડૂબી ગઈ. તેણે તેનું ચિત્ર મનમાં દોર્યું હતું—ખડતલ અને બહાદુર માણસ તરીકે. તે તેને પ્રેમ કરતો હતો અને તે તેને પ્રેમ કરતી હતી પણ કોઈક કારણસર તે હંમેશાં 'ના' કહેતી રહી. અને તે જતો રહ્યો, દૂર દૂર ઉત્તરી દેશમાં જતો રહ્યો અને માછીમાર બની ગયો. અને તે તદ્દન એકલી ઝૂરતી રહી ગઈ. તે સમુદ્રનાં મોજાંઓનાં ગડગડાટથી ગૂંજતા ખડકોની વચ્ચે, એક ખડકથી બીજા ખડક પર સરકતો, સંગીત રચતો, માછલાં પકડવાં સમુદ્ર તરફ જતો અને આખો વખત તેના વિષે વિચારતો હતો. એક દિવસ તેણે અનુભવ્યું કે તે માત્ર તેની સાથે જ સુખી થઈ શકતી હતી. તેણે બધી જ વસ્તુઓ પડતી મૂકી અને તેની સાથે રહેવા જતી રહી. તે એટલી સુંદર હતી કે પ્રવાસ દરમ્યાન દરેકે દરેક વ્યક્તિ—વૈમાનિકો, શોફરો, અને ખલાસીઓ—તેને વશ કરવા ખુશામત કરતા, પણ તેણે કોઈની પણ તરફ ન જોયું અને માત્ર તેના વિષે વિચારતી રહી.



તેમની મુલાકાત એટલી આશ્ચર્યકારક અને એટલી રોમાંચકારી બની જતી હોવી જોઈએ કે તેની ચોક્કસ વ્યાખ્યા માત્ર કલ્પનામાં જ કરી શકાતી હોય. તે નવાં ને નવાં વિલંબો વિષે વિચારતી જેથી કરીને મુલાકાતની તે ક્ષણને ટાળી શકે. આ વખતે સામાન્યપણે તે તેને મળ્યા વિના જ ઊંઘી જતી.

લાંબા વખતથી તેણે સૂતી વખતે આવી વાતો ઉપર વિચાર નહોતો કર્યો. પણ આજે ફરીથી તેને પોતાને સ્વપ્નોની દુનિયાને હવાલે સોંપી દેવાનું મન થયું. અને આજે ફરીથી માત્ર જ્યારે તે તેની સાથે મોટરબોટમાં બહાર જઈ રહી હતી ત્યારે તેના વિચારોમાં ગૂંચવાઈ ગઈ અને ઊંઘી ગઈ.

રાત્રે તે ઠંડીના કારણે જાગી ગઈ. તે ઠંડી પડી ગયેલી ભઠ્ઠીને ફરીથી પેટાવવા ઊભડક બેઠો હતો. તે અત્યંત દુઃખી લાગતો હતો અને તેણે તેના માટે દુઃખ અનુભવ્યું.

સવારે પહેલાં તો તેઓ શાંત હતાં, ચૂપચાપ ચાનાશ્તો કર્યો. પણ ત્યારબાદ તેઓ ખુશમિજાજમાં આવી ગયાં. પોતાની સ્કી પહેરીને સ્કીઈંગ કરવા ગયાં. તેઓ વધારે ઊંડી અને ખતરનાક જગ્યાઓ પસંદ કરી ટેકરીઓ ઉપર ચઢ્યાં અને સરક્યાં.

કેબીનમાં પાછાં આવી તેઓએ પોતાની જાતને ગરમાવો આપ્યો, નાનીનાની બાબતો અને છેવટે તે વર્ષે શિયાળો કેટલો અદ્‌ભુત હતો તેના વિષે વાતો કરી. જ્યારે અંધારું વધવાનું શરૂ થયું ત્યારે તેઓએ સામાન બાંધ્યો, કેબીનને તાળું માર્યું અને સ્કી ઉપર સ્ટેશન તરફ જવા નીકળી પડ્યાં.

તેમની ગાડી સાંજ પડતાં મોસ્કો નજીક પહોંચી. તેઓ ઝોકાં ખાતાં હતાં પણ જ્યારે બત્તીઓથી પ્રકાશિત બારીઓની હરોળોવાળાં મોટાં મોટાં મકાનો નજરે પડ્યાં ત્યારે તે વિચારતો હતો કે મિનિટોમાં જ તેઓ જુદાં પડશે. અને અચાનક જ તેણે તેની પોતાની પત્ની તરીકે કલ્પના કરી.

શા માટે નહીં? પહેલી જુવાનીની તાજગી વીતી ગઈ હતી, એવા દિવસો જ્યારે દરેકે દરેક વસ્તુ સાદી સરળ અને ઐચ્છિક લાગે છે—ઘર, પત્ની, કુટુંબ અને શું શું નહોતું ઈચ્છ્યું—પણ પેલા દિવસો ચાલ્યા ગયા હતા, તે હવે ત્રીસ વર્ષનો હતો. ત્યારબાદ પેલી લાગણી—જ્યારે તમે જાણો છો કે તે તમારી સાથે છે અને તે બીજાં બધાં કરતાં સુંદર છે. પણ

તમે તેને હંમેશાં છોડી દઈ શકો છો અને બીજી સ્રીની સાથે જોડાઈ શકો છો કારણ કે તમે આઝાદ છો—એ લાગણી કે જેમાં કડક રીતે કહેતાં, દિલને ક્યાંય ચેન નહોતું.

આવતીકાલે આખો દિવસ ઓફિસમાં, કાનૂની સલાહ આપતાં, અપીલો લખતાં, નિવેદનો તૈયાર કરતાં, લોકોનાં ઘરેલુ સહિત કમનસીબોનો વિચાર કરતાં, અને ત્યારબાદ ઘર—કોને માટે? ત્યારબાદ ઉનાળો, લાંબો ઉનાળો, બધાં જ પ્રકારનાં સફરો, હોડકાંઓ, તંબુઓવાળો લાંબો ઉનાળો અને ફરીથી—કોની સાથે? તેને વધારે સારાં થવાની, વધારે પરોપકારી થવાની અને તેને ખુશ કરવા પોતાનાથી બનતું બધું જ કરી છૂટવાની ઈચ્છા હતી.

પણ જ્યારે તેઓ સ્ટેશનની બહાર બળતી બત્તીઓવાળા ચોકમાં અને ચારે બાજુ ઘોંઘાટભર્યાં શહેરમાં આવ્યાં જ્યાં બરફ સાફ કરી નાંખવામાં આવ્યો હતો ત્યારે તેઓએ બંનેએ અનુભવ્યું કે જાણે તેમનો પ્રવાસ, એકસાથે વીતાવેલા પેલા બે દિવસો કદી હતાં જ નહીં. એ કે હવે તેમણે એકબીજાથી વિદાય લેવાની હતી, તેમના જુદા જુદા રસ્તે જુદાં પડવાનું હતું અને ફરીથી કદાચ બે કે ત્રણ દિવસોમાં મળવાનું હતું. તેઓ બંનેએ રોજિંદા જીવનની ઘરેડમાં પાછાં ડૂબી જવાનું હતું. તેઓએ પ્રસન્ન ગંભીરતા અને શાંતિ અનુભવ્યાં. હંમેશની જેમ ઉતાવળા સ્મિત સાથે તેઓએ એકબીજાને આવજો કહ્યાં. તે તેને વિદાય કરવા ન ગયો.

૧૯૬૬



# વ્લાદીમિર સોલોઊખિન

વ્લાદીમિર સોલોઊખિન
(જન્મ ૧૯૨૪)

વ્લાદીમિર સોલોઊખિન વિખ્યાત કવિ અને ગદ્યલેખક છે. તેમની કાવ્યાત્મક ટૂંકી નવલકથાઓ 'ધી કન્ટ્રી રોડ્સ ઓફ વ્લાદીમિર' (૧૯૫૭), 'ધી ફ્યુડ્રોવ' (૧૯૬૦) અને બીજી ઘણી કૃતિઓ આજનાં ગામડાઓ વિષે છે. 'લેટર્સ ફ્રોમ રશિયન મ્યુઝીયમ' (૧૯૬૬) લેખકે રશિયન પ્રાચીન કાળનાં સ્મારકોમાં સંરક્ષક તરીકે અને રશિયન સંસ્કૃતિની મહાન પરંપરામાં અખંડતાના વિચાર સાથે સંબંધિત વ્યક્તિ તરીકે નામના જીતી.

ટૂંકી નવલકથાઓ અને વાર્તાઓનાં સંગ્રહો 'બ્યુટીફૂલ અદીગેને' (૧૯૭૬) અને 'બ્રેડ એન્ડ હની' (સન ૧૯૭૮) એ સોલોઊખિનની નામનાને ટૂંકી વાર્તાના પારંગત લેખક તરીકે સ્થાપી.

વાર્તાઓનાં કાર્ય ઉપર સોલોઊખિને ઘણા વર્ષો સુધી નિબંધશાસ્ત્રી તરીકે કામ કર્યું હતું. તે વર્ષોને યાદ કરતાં સોલોઊખિન લખે છે: "મેં તેને મારો નિયમ બનાવ્યો હતો કે નિબંધ ટૂંકી વાર્તાની જેમ પણ તદ્દન ચોક્કસ વાસ્તવિક હકીકતો ઉપર આધારિત રચવો જોઈએ ... એટલા માટે કે કદાચ નિબંધો સાચું સાહિત્ય બને, એટલા માટે કે તેઓ ન માત્ર સામાયિકોમાં હાલનાં અંકને પણ તેમના પોતાના લેખકને ઓછામાં ઓછા બે કલાક સુધી જીવંત રાખી શકે, અર્ધ સત્ય તેમના માટે નહિ ચાલે... તેઓમાં માત્ર નગ્ન સત્ય જ હોવું જોઈએ... રસપ્રદપણે જ્યારે કેટલાક વર્ષો પછી મેં નિબંધો નહિ પણ ટૂંકી વાર્તાઓ લખવાનું શરૂ કર્યું ત્યારે મેં હરીફાઈ કરતાં ચાલનાર જેમ અનુભવ્યું જે ભારે પગરખાંમાં તાલીમ પામ્યો છે (લગભગ એવી રીતે કે જાણે પોતાનો બધો ભાર તેણે પોતાનાં પગ ઉપર નાંખ્યો હોય) અને સીમારેખામાં હરીફાઈના પટ્ટા ઉપરથી પછી બહાર નીકળી ગયો હતો."

આવશ્યક સત્ય અને રોજિંદા જીવનમાં દરેક પગલે સામે આવતી લાક્ષણિકતાઓની 'ઓળખ' તરફ આ નિષ્ઠા છે જે સોલોઊખિનની વાર્તાઓને આટલી હૃદયદ્રાવક બનાવે છે.

# વાર્વારા ઈવાનોવ્ના

અમે મેજ પાસે બેસીને વાતો કરતાં હતાં. બધું જ ખાવાનું અને પીવાનું ખલાસ થઈ ગયું હતું. મેજ ઉપર ખાલી પ્યાલાઓ, ખાલી વાટકીઓ કે જેમાં ઈંડા બનાવવામાં આવ્યાં હતાં, બચેલા ડુંગળીના થોડાક ટુકડાઓ, પાઉંરોટીના ટુકડાઓ પડેલી ડીશો પડયાં હતાં.

મેજ પાસે મારા સિવાય અમારા જિલ્લાના ભૂતપૂર્વ સચિવ અને નવા ક્ષેત્રીય કાર્યકર કુદ્ર્યાશોવ, જિલ્લા સમિતિ (હવે પક્ષ સમિતિ)ના નવા સચિવ ગ્રિગોર્યેવ, ગ્રામીણ કાઉન્સિલના અધ્યક્ષ બોરીસોવ અને ટેક્નીકલ સમારકામ મથકના વ્યવસ્થાપક લેઓનીદ કોન્સ્તાન્તીનોવિચ કોરોવીન બેઠાં હતાં.

લેઓનીદ કોન્સ્તાન્તીનોવિચે અમને ટૂંકી પણ અર્થપૂર્ણ વાર્તા કહી જે હું આપને જણાવવા ઇચ્છું છું.

કેવી સરસ રીતે તેમણે તે કહી હતી! એક વ્યાવસાયિક કથાકારની જેમ. તેમાં કોઈ ફાલતુ વાત નહોતી માત્ર મુખ્ય વિગતો જ હતી. જાણે તેઓએ પોતે લખેલી વાર્તાનો ટૂંકસાર આપી રહ્યા હોય.

પેલાં જે ઈંડાની સાથે સો સો ગ્રામ વોદ્કા પીધો હતો તેની પહેલાં આખો દિવસ બે જીપો ઉપર કોલ્ખોઝોના ખેતરોમાં આંટા મારતાં રહ્યાં અને ક્યાં અનાજનાં છોડવાઓ ફૂટી નીકળ્યાં હતાં અને ક્યાં નહીં તે જાણવા ઝૂંપડીઓની મુલાકાત લેતાં રહ્યાં હતાં. અપવાદરૂપે આ વર્ષે વસંત ઋતુ બહુ ખરાબ હતી: ઉનાળાની જેમ એપ્રિલના મધ્યમાં ૩૦ ડિગ્રી ગરમી પડતી હતી.

વળી વધારામાં સામૂહિક ખેતરના નવા અધ્યક્ષ બહુ ઉત્સુક સ્વભાવવાળા હતા (૧૯૩૭માં જન્મેલા યુવા જાનવર ટેક્નીશીયનની નિમણુક કરવામાં આવી હતી). અને નવો અમલદાર અનેક બદીઓ દૂર કરવા આતુર હોય છે. નિયમોનું કડક રીતે પાલન કરવા માટે

વ્યવસ્થાપક મંડળે જે લોકો ખેતર ઉપર કોઈ કામ નથી કરતાં તેમની પાસેથી ખાનગી જમીનો લઈ લેવાનો નિર્ણય કર્યો હતો. સદાને માટે નકામી પડેલી જમીનો કે તેની ઉપર લોકો થોડીક કમાઈ કરે તેના માટે આ વાત સારી હતી પણ ઘણીવાર આપણી સાથે બને છે તેમ વ્યવસ્થાપકોએ તેમાં અતિરેક કર્યો હતો.

ઉદાહરણ તરીકે વૃદ્ધ અને તેની પત્ની નાનકડી તૂટેલી ફૂટેલી ઝૂંપડીમાં પોતાની જિંદગીના છેલ્લા વર્ષો વિતાવી રહ્યાં હતાં. તેમનામાં માનવસહજ શક્તિ હતી ત્યાં સુધી તેઓએ સામૂહિક ખેતર ઉપર કામ કર્યું. પણ હવે તેમનામાં જરાપણ તાકાત રહી નહોતી. તેઓ એંસી વર્ષમાં થઈ ગયાં હતાં! દરેક વસ્તુની કોઈ હદ હોય છે. હવે તેમને આરામથી બેસવા દેવા જોઈએ કે પોતાના નાનકડા શાકભાજીના બગીચા વિષે નાનું મોટું કામ કરવા દેવું જોઈએ. મે મહિનામાં ફૂલો આપતાં બટરકપનાં છોડવાંઓ, જૂનમાં ફૂલો આપતાં "ફ્રેંફિશ ટેઈલ્સ" અને ડેઝીનાં છોડવાંઓવાળી નાનકડી પડતર જમીનની ક્યારી અને આની બીજી બાજુ બટાકાની ક્યારી તેમના શાકભાજીના બગીચામાં હતાં. એ વાત સાચી છે કે તેઓ એંસી વર્ષ પાર કરી ચૂક્યાં હતાં, થોડા વખતમાં તેઓ મૃત્યુ પામી શકતાં હતાં. પણ ભલે ને તે માત્ર બે એક વર્ષ જ હોય તેમ છતાં તે વર્ષો તેમને જીવવાના હતા. વૃદ્ધ લોકોને તેમની જમીનની, બટાકાની ક્યારીની, અને નાનકડા શાકભાજીના બગીચાની જરૂર હતી. તેના માટે વળી વધારાનું કારણ એ હતું કે તેમને કોલ્ખોઝમાંથી કોઈ નિવૃત્તિવેતન મળતું નહોતું. પછી અચાનક અડધી જમીન લઈ લેવાનો નિર્ણય કરવામાં આવે છે.

"ભલાં માણસો, તે કેવી રીતે શક્ય છે, શા માટે? શાકભાજીના બગીચાની પેલે પાર, એકદમ ખૂણા ઉપર અમે જુવાર વાવી છે જેથી કરીને મુરઘાંઓને ખવડાવી શકીએ."

પણ બધું વ્યર્થ હતું! તેઓએ કોઈ લક્ષ ન આપ્યું. આમ તેઓએ વાવેલી જમીન જપ્ત કરી લીધી. તેઓએ વેડફાયેલાં બીજ માટે વળતર ચૂકવવાનો વિચાર સુદ્ધાં પણ ન કર્યો. જ્યારે નવો અમલદાર અનેક બદીઓ દૂર કરવા આતુર હોય છે ત્યારે તેનું પરિણામ આવું જ આવે છે!..

કે પછી બીજો દાખલો લો. એક માણસ પોતાની આખી જિંદગી મોસ્કોમાં રહ્યો. તેણે ક્રાંતિ દરમિયાન શહેર છોડ્યું હતું, જેનો અર્થ એ નથી થતો કે તે દોષી છે. તે મોસ્કોમાં કોઈ કારખાનામાં કામ કરે છે



અને કદાચ તેને તેની તાકાત અને કુશળતાના લાભ લોકોને આપવા આપવામાં આવ્યું હોવું જોઈએ. દરેક વર્ષે રજાઓમાં તે ગામ જાય છે જ્યાં નદી નજીક તેનું ઘર છે અને ઘરની પાછળ નાનકડી વાડી છે.

જ્યારે તે નિવૃત્ત થાય છે ત્યારે પોતાના ગામમાં રહેવા પાછો જાય છે. તે સમય દરમિયાન નાનકડી વાડી હવે સાફસુથરી, સંભાળ લેવાયેલી વ્યવસ્થિત છે. વેચવા માટે નહીં પણ માત્ર પોતાના આનંદ ખાતર. ગમે તેમ પણ એક મોટા લેખકે કહ્યું હતું કે એકે એક વ્યક્તિએ ધરતી પર ઓછામાં ઓછું એક નાનકડું વૃક્ષ રોપવું જોઈએ. તે માત્ર કુદરતી હતું કે નિવૃત્તોએ જમીન ખેડવી જોઈએ અને વાડીની દેખભાળ કરવી જોઈએ. અને અચાનક ઠરાવ પસાર થાય છે: મોસ્કોનાં નિવૃત્ત માણસ પાસેથી ખેડેલી વાડી સહિતની આખી જમીન પાછી લઈ લેવામાં આવવાની છે. અહીં તેમના કહેવા પ્રમાણે તેનાં ખૂણેખૂણાં સાફ કરી નાખવાનાં હતાં. જેનો અર્થ છે, ઘરની નીચે જ જેટલી જગ્યા છે માત્ર તેટલી જ જમીન રહેવા દેવી.

સામૂહિક ખેતરનો યુવા અધ્યક્ષ નવો હોંશીલો અમલદાર છે— જિલ્લાના નેતાઓએ ગંદવાડને જુદો પાડવો જ જોઈએ. પાંચ વાગ્યે ધોમધખતી ગરમીમાં ખેતરોના ધૂળિયા રસ્તાઓ ઉપર ભટક્યા પછી અમે ભૂખ્યાં છીએ તે વખતે માખણમાં બનાવેલાં ઈંડા અને મીઠા મસાલાવાળા ડુક્કરના માંસની કિંમત ઘણી વધી જાય તે શું આશ્ચર્યજનક વાત છે?

વાતચીતે ધીમે ધીમે તત્ત્વજ્ઞાની વળાંક લીધો. તેઓ કયા અનુસંધાનમાં ચર્ચા કરી રહ્યાં હતાં તે મને ખાસ યાદ નથી, વાત કંઈ એમ ચાલતી હતી કે માનવીની તાકાત કે સહનશક્તિ ક્યાં સુધી પહોંચી શકે છે, અને માનવ પોતે પોતાની મર્યાદાઓ જાણે છે કે નહીં કે પછી એવી કોઈ ગુપ્ત મર્યાદાઓ છે કે જેના અસ્તિત્વની હજી કલ્પના કરવામાં નથી આવી પણ તે અચાનક યોગ્ય ઘડીએ સામે વ્યવહારમાં આવે છે અને આખા બોજાને ઊંચે ઉઠાવી લઈ જાય છે?

ઘણા બધા રસપ્રદ ઉદાહરણો ચર્ચાના વિષય બન્યા.

"હું કહીશ, તે આમ છે! યુદ્ધમાં જ્યારે અમે ઘરોમાંથી બહાર આવી રહ્યાં હતાં ત્યારે એમ લાગતું હતું કે બસ હવે એક કિ. મી. વધારે ચાલીશું અને ત્યાં પહોંચી જઈશું. અમે એનાથી એક પગલું પણ વધારે માંડી શકતાં નહોતાં—એમ લાગતું જાણે હમણાં જ અમારો દમ નીકળી જશે. પણ જ્યારે જર્મનો અમારી તરફ આવ્યા ત્યારે અમે

બીજાં ચાળીસ કિલોમીટરનો રસ્તો પાર કર્યો અને તે પણ બમણા વેગે... છે કે નહીં મહાન કામ?

"આને સંબંધિત એક અદ્‌ભુત પ્રસંગ મને યાદ આવ્યો. જે ભૂતપૂર્વ ખલાસી મીશા ગોરદેન્કોએ કહ્યો હતો.

"તેમના વિધ્વંસક જહાજના તૂતક ઉપર રાખેલી સમુદ્રી સુરંગના વિસ્ફોટ સંયંત્રએ અચાનક કામ કરવાનું શરૂ કરી દીધું. બે ખલાસીઓએ ખટકાનો અવાજ સાંભળ્યો અને તેમને પૂરેપૂરી રીતે ખબર હતી કે કેટલી સેકંડ પછી ધડાકો થશે. તેમણે સુરંગ ઉઠાવીને કઠેરા ઉપરથી સમુદ્રમાં ફેંકી દીધી. જ્યારે પાછળ ધડાકો થયો ત્યારે વહાણ આગળ નીકળી ગયું હતું. પણ નવાઈની વાત તો એ કે ત્યારબાદ, શાંત વાતાવરણમાં તે જ બે ખલાસીઓ સુરંગને તૂતક ઉપર એક સેન્ટીમીટર પણ ઊંચી નહોતા ઉઠાવી શક્યા ત્યાં વળી કઠેરાની પેલે પાર ફેંકવાની તો વાત જ ક્યાં ઊઠતી. આવશ્યક નિર્ણાયક ઘડી વખતે આટલી તાકાત તેમનામાં આવી ક્યાંથી?"

"એમાં તો કંઈ મોટી વાત નથી!" લેઓનીદ કોન્સ્તાન્તીનોવિચ કોરોવીન અચાનક બોલી ઊઠ્યા. "તમારી એ બધી કહાણીઓમાં કંઈ દમ નથી! હવે હું એક ઘટના જાણું છું..." અને તેમણે આ પ્રમાણે વાર્તા કહી.

"હું એક... ગામમાં (તેમણે અમારા ગામથી લગભગ વીસેક કિલોમીટર દૂરના એક ગામનું નામ લીધું) સામૂહિક ખેતરની તપાસ કરી રહ્યો હતો. આજની જેમ સારી એવી દોડધૂપ પછી અમે ટુકડીના નેતા સાથે થોડુંક ખાવા ગયા.

"તે લગભગ ચાલીસેક વર્ષની સ્ત્રી હતી. જેનું નામ હતું તાત્યાના સેર્ગેયેવ્ના. ગલીમાં ખુલતી ત્રણ બારીઓવાળું તેનું સરસ ઘર હતું. બારીઓની નીચે આગળના બગીચામાં ફૂલોની છાબડી જેવી જૂઈ હતી. એ વાત સાચી છે કે જોતાં જ સમજી શકાતું હતું કે લાંબા વખતથી તેની કોઈએ સંભાળ નહોતી લીધી. તમે પોતે સારી રીતે જાણો છો કે સામૂહિક ખેતર ઉપર ટુકડીના નેતા રહો કે પછી માત્ર ફૂલો ઉગાડો—બેમાંથી એક જ કામ થઈ શકતું હતું.

"તે વિધવા હતી. એક વર્ષ પહેલાં જ તેણે પોતાના પતિને દફનાવ્યા હતા. સાચું પૂછો તો મને યાદ નથી કે તે કવી રીતે મરી ગયા—એટલે કે કઈ માંદગીના કારણે. કદાચ પેટનું અલ્સર હતું તેમને.



કે પછી કદાચ નહોતું પણ. હું કોઈ જૂઠું કહેવા નથી ઇચ્છતો અને અહીં આ વાત સાથે તેને કોઈ લેવાદેવા પણ નથી. ટૂંકમાં વાત માત્ર એટલી છે કે તે વિધવા હતી.

"આગળનો ઓરડો હવા ઊજાસવાળો હતો અને ભોંયતળિયા ઉપર નાની શેતરંજીઓ વડે, લાકડાનાં કૂંડાઓમાં ફૂલો વડે, સુતરાઉ પડદાંઓ વડે, ઇકોનો ઉપર ભરેલા ટુવાલો અને તેમની સાથે બળતી લાલ બત્તીઓ વડે સુવ્યવસ્થિત રીતે સજાવેલો હતો.

"'આ બધાંનો અર્થ શો છે?' અમે તેની ઉપર તૂટી પડ્યા. 'તમે વ્યવસ્થાપકીય મંડળનાં છો—તમે પક્ષનાં સદસ્ય છો—તમને શરમ આવવી જોઈએ!'

"તાત્યાના સેર્ગેયેવ્નાએ આંખો વડે લાકડાના પડદા તરફ ઇશારો કર્યો અને એકદમ ગુસપુસ અવાજે બોલી: "'મા આખરી ઘડી ઉપર છે. ગઈકાલે તેણે છેલ્લી ધાર્મિક વિધિ માટે માંગણી કરી હતી.'

"મેં પડદાની પાછળ ડોકું કરીને જોયું તો ત્યાં એક વૃદ્ધા પથારી ઉપર જાણે મેજ ઉપર કોઈ મૃત પડ્યું હોય તેમ ચત્તાપાટ પડી હતી. તેના હાથ પણ મૃતકોની જેમ જ છાતી ઉપર વાળેલા હતા, તેનો ચહેરો જોતાં પણ સ્પષ્ટપણે જણાતું હતું કે તે લગભગ મૃતપ્રાય: જેવી હતી: પીળી પડેલી ચામડી, ખાડા પડેલા ગાલો, કસેલા હોઠ, અને નીલું તીખું નાક, ઉપર ઊપસી આવેલી અને સ્પષ્ટપણે દેખાતી ભ્રમરો. તેના હાથ તો માત્ર મીણ જેવા જ હતા. અને તેના ચહેરા ઉપરની પેલી તદ્દન ફીકી ફિકાશ. આ બધાંનો અર્થ હતો તેના જીવનનો અંત હમણાં જ કે આવતીકાલે આવવાનો હતો. વૃદ્ધાએ અંતિમ ધાર્મિક ક્રિયાઓ કરવાની માંગણી કરી યોગ્ય જ કર્યું હતું.

"'હા, વાર્વારા ઇવાનોવ્નાએ પોતાના સમયમાં કામ પૂરું કર્યું છે,' લાકડાના પડદાની પાછળથી બહાર આવીને મેજ તરફ જતાં મેં કહ્યું. 'કેટલી ઉંમર હશે તેમની? એંસી પૂરાં કરી લીધાં?'

"'પંચ્યાશી,' તાત્યાના સેર્ગેયેવ્નાએ ચોક્કસ ઉંમર કહી. "હા, ચોક્કસપણે તેણે પોતાનું કામ પૂરું કર્યું હતું. સાત છોકરાંઓને તેમણે ઉછેરીને મોટાં કર્યાં. બે દીકરીઓ બીજા શહેરોમાં પરણી ગઈ. ચાર દીકરાઓ જર્મન યુદ્ધમાં માર્યા ગયા. એક થોડા વખત પહેલાં જ મૃત્યુ પામ્યો (જેનો અર્થ હતો તેનો પતિ). મૃત દીકરાઓના પાછળ દીકરાંઓ હતાં. તેમને ઉછેરવાનાં અને તેમનાં પગ પર ઊભાં રહેતાં કરવાનાં

હતાં. હવે તેઓ બધાં જુદી જુદી જગ્યાએ ગોઠવાઈ ગયાં છે: એક વ્લાદીમીરમાં ટ્રેક્ટર કારખાનામાં છે અને એક મોસ્કોમાં ઈજનેર છે. તેઓ મોટાં થઈ ગયાં પણ તેઓએ કદી પોતાનાં ચહેરા પાછાં ન બતાવ્યાં. તેમનાં પોતાનાં ઘર માટે જ જાણે અપરિચિતો હોય, જાણે તેમને તેમની સાથે કોઈ લેવાદેવા ન હોય...

"'તમે એમ વિચારો છો કે આ સુઘડતાનું કામ મારું છે? ટુકડીના નેતા તરીકે કામ કરતાં હું તે ક્યારે કરતી? મારી પાસે ઘર સાફ રાખવાનો સમય ક્યાંથી આવતો? હું તો રાત-દિવસ મારાં કામોમાં ડૂબેલી ભાગદોડ કરતી રહું છું. તેથી ઘરમાંની આ બધી સ્વચ્છતા તેના આભારે જ છે. મારાં ત્રણ નાનાં બાળકો છે. સૌથી નાનું બાળક અઢી વર્ષનું અને સૌથી મોટું છ વર્ષનું છે.

"'મા ત્રણ દિવસ પહેલાં જ પથારીમાં પડી. જાણે અચાનક તે તૂટી પડી હોય. ત્રણ દિવસો અને હવે તે આ દુનિયા છોડી જવા તૈયાર બેઠી છે. તે મીણબત્તીની જેમ ઓગળી રહી છે. તમે મને શાપ આપતા હશો કારણ કે મેં ઈકોનની બત્તી સળગાવવાની અને અંતિમ ધાર્મિક ક્રિયાને પૂરી કરવાની રજા આપી. જ્યારે તે પંચ્યાશી વર્ષની હોય અને તે તેમની છેલ્લી અને એક માત્ર વિનંતી હોય, આ ધરતી ઉપરની તેમની છેલ્લી જીવંત ઇચ્છા હોય તો હું કેવી રીતે ના કહી શકતી હતી? ના, આપણી વાત એક છે પણ ઘરડાં લોકો જુદાં જ પ્રકારનાં છે. તેમને જે સૌથી સારું લાગે તેમ તેમને કરવા દેવું જોઈએ. તેમની દૃષ્ટિએ તે જ સૌથી વધુ માનવીય રસ્તો છે પછી ભલે ને આપણે તે ન સમજીએ.'

"આ જ વખતે અમને લાગ્યું કે અમે વાર્વારા ઈવાનોવ્ના વિષે એવી રીતે વાતો કરી રહ્યાં હતાં જાણે તે મરી ગઈ હોય. પણ વસ્તુસ્થિતિ જોતાં તે વાસ્તવમાં હજી જીવતી હતી. કદાચ તે અમારો ઘોંઘાટ ભર્યો વાર્તાલાપ પણ સાંભળી શકતી હતી પણ એ વાત જુદી હતી કે તે એક પણ શબ્દ સમજી શકતી નહોતી. અમે થોડાં શાંત થઈ ગયાં અને વધારે ધીમેથી વાતો કરવાનું શરૂ કર્યું. ત્યારબાદ અમે વાતનો વિષય જ બદલી નાંખ્યો.

"જ્યારે અમે માખણમાં બનાવેલાં ઈંડાનું ભોજન જમી રહ્યાં હતાં ત્યારે તાત્યાના સેર્ગેયેવ્નાનાં ત્રણ નાનાં બાળકો ઓરડામાં આવ્યાં. સૌથી મોટો છ વર્ષનો સેર્યોજા ભૂખરી આંખોવાળો, પીળાશ પડતાં રંગનાં વાળવાળો નાનકડો છોકરો હતો. સ્વચ્છ ખમીસના ચાર વર્ષનો માશા ગોળ ચહેરાવાળો, ગુલાબી ગાલવાળા મજબૂત બાંધાવાળી છોકરી હતી. જે



બેરીનાં રસ વડે આખી ખરડાયેલી હતી. વોવોચ્કા ત્રણ વર્ષનો થવા આવેલો હતો. તે એકદમ ત્વરાપૂર્વક પોતાની માનાં ઘૂંટણ ઉપર ચઢી ગયો અને ખાવાના તરફ આંગળીઓ ચીંધવાનું શરૂ કર્યું. બધાં જ ઉઘાડા પગવાળાં હતાં પણ ઉપેક્ષા કરાયેલાં નહોતાં. સ્પષ્ટપણે તેઓ સ્ત્રીનાં સમર્થ હાથોમાં હતાં. જો તેઓ થોડાં પાછાં હઠ્યાં હતાં તો તે માત્ર છેલ્લાં ચાર દિવસોમાં જ થઈ શકતું હતું.

"અમે ટુકડીના નેતાને પરિષદ માટે ક્ષેત્રીય જિલ્લા કચેરીમાં બોલાવવા ઇચ્છતાં હતાં. ગમે તેમ હોવા છતાં પણ એમ જોતાં હતાં કે તેના ઘરમાં એક મૃત્યુ થવામાં હતું, અમે તેને કહ્યું કે તેને જવાની જરૂર નહોતી. તેણે ઘણાં બધાં કામોને પહોંચી વળવાનું હતું: કફન, કબર અને ગામનાં રિવાજ પ્રમાણે ઉત્તરક્રિયાનું ભોજન. અને દુ:ખ તો ખરું જ. પછી ભલેને દાદીમા ઘણાં ઘરડાં હતાં અને પોતાની જિંદગી જીવી ચૂક્યાં હતાં. પણ દુ:ખ તો થાય જ...

"બીજા દિવસે અમે જિલ્લા સમિતિ કચેરીમાં પરિષદ ભરી રહ્યાં હતાં ત્યાં જ અચાનક સચિવે મને ટેલીફોન ઉપર બોલાવ્યો. એક દિવસ પહેલાં અમે જ્યાં માખણમાં બનાવેલાં ઈંડા ખાધાં હતાં તે સામૂહિક ખેતરમાંથી તે ફોન હતો. ગઈકાલે સાંજે ઘાસ કાપવાના મશીનના હૂકપરથી તૂટેલો લોખંડનો એક ટુકડો ટુકડીનાં નેતા તાત્યાના સેર્ગેયેવ્નાને વાગ્યો જેનાથી તે ત્યાંને ત્યાં જ ઢગલો થઈ ગઈ. અમારે અકસ્માતની જગ્યાએ જઈને શોધ તપાસ કરવાની હતી. બીજું અમે કરી પણ શું શકતાં હતાં! તે અમારા માટે જબરજસ્ત આઘાત હતો અને અમે એ વિચાર માત્ર માની શકતાં નહોતાં કે સુંદર દેખાવડી, ચાળીસ વર્ષની, મજબૂત અને ઘોડા જેવી ખડતલ એવી અમારી તાત્યાના સેર્ગેયેવ્ના અચાનક મૃત્યુ પામી હતી. અમારા વિસ્તારમાં તે સર્વશ્રેષ્ઠ નેતા હતી.

"દાક્તરને લઈને હું 'પોબેદા' ખેતર તરફ ગાડી હાંકી ગયો. લીલો ચારો સંઘરવાનો ખાડો ગામમાં પ્રવેશતાં જ હતો જેથી કરીને અમે જે બન્યું હતું તે તરત જ જોયું.

"સાચું પૂછો તો અમે શું જોયું હતું? અમારી તાત્યાના સેર્ગેયેવ્ના મકાઈનાં ઘાસ ઉપર પડી હતી. તેણે ગોદડી જેવું જાકીટ અને ચામડાનાં ઘૂંટણ સુધીનાં માણસનાં બૂટ પહેર્યાં હતાં.' તે ઊંધી પડી હતી, તેનો ચહેરો એક તરફ થઈ ગયો હતો. લોખંડના ટુકડા વડે તેની ધોરી નસ ફાટી ગઈ હતી. ટુકડીનાં સાચાં નેતાનાં હોય તેમ તેના હાથ ગંદા હતાં.

સાચું કહો તો જોવાનું કશું બાકી નહોતું રહ્યું. આખી રાત તે એ ઘાસ ઉપર પડી રહી હતી. તેઓએ તેને પોસ્ટમોર્ટમ માટે ઇસ્પિતાલ લઈ જવા માટે લોરીની પાછળ મૂકી.

"મારે જિલ્લા સમિતિ કચેરીમાં પાછાં જવું જોઈતું હતું પણ અચાનક ગઈકાલનું દૃશ્ય મારી આંખો સામે તરવરવા લાગ્યું: વૃદ્ધ સ્ત્રી, લગભગ શબ જેવી, અને ત્રણ નાનાં નાનાં ભૂલકાંઓ.

"'તેમનું શું થશે? તેમનું શું થશે?' આ વિચાર માત્ર મારા મનમાં ઘોળાતો હતો. ખાલી ઘર. મૃત સ્ત્રી અને ત્રણ નાનકડાં બાળકો. કોઈક કારણસર મેં મડદાનું અને મૃત દાદીમાની ફરતે ત્રણ અનાથોનું ચિત્ર મનમાં દોર્યું. કે પછી કદાચ તેઓ બાંકડા કે મેજની નીચે સરકીને લપાઈ ગયાં હતાં અને ભયમાં થરથર ધ્રૂજતાં ત્યાં બેઠાં હતાં.

"મેં મારી જીપ ચાલુ કરી અને પૂર ઝડપે ગામનાં દૂર છેડા તરફ હાંકી ગયો જ્યાં ગલીમાં ખુલતી ત્રણ બારીઓવાળું પીળું ઘર ઊભું હતું અને જૂનાં આગળના બગીચામાં જૂઈનો ગુચ્છો ગોળફરતે ઊગેલો હતો.

"મેં જીપને બ્રેક મારી. હું દ્વારમંડપનાં પગથિયાં તરફ દોડીને ગયો અને ભયને મારે લગભગ મૃતપ્રાય: થઈ ગયો. મને વાર્વારા ઇવાનોવ્ના મળી, તે હાથમાં પાણીની ડોલો લઈને પાણી લેવા જતી હતી.

"'તમે મૃત્યુ નથી પામ્યાં?' મારાં મોંમાથી અનાયાસ જ નીકળી ગયું. હું પોતાને રોકી ન શક્યો કારણ કે મને પાકો વિશ્વાસ હતો.

"'અને તેમનું શું થશે?' વાર્વારા ઇવાનોવ્નાએ શૂન્યપણે ઝૂંપડી તરફ ઈશારો કર્યો જેમાં તેનાં પૌત્રપૌત્રી બેઠાં હતાં. 'ભલે, હું મરી તો શકું છું. પણ પછી પેલાં અનાથ ભૂલકાંઓની સારસંભાળ લેવા કોણ આવવાનું છે? અત્યારે ભલેને હું ગમે તેટલી વૃદ્ધ સ્ત્રી છું પણ તેમ છતાં મારી પાસે મરવાનો સમય નથી. હજી તેનો યોગ્ય સમય નથી આવ્યો. અંદર જાઓ. ચિંતા ન કરો. કદાચ. થોડું ઠંડું દૂધ?'

"માનો કે ન માનો પણ ત્રણ વર્ષો વીતી ગયા. છેલ્લી ધાર્મિક ક્રિયા પ્રાપ્ત કર્યા પછી પણ તે હજી જીવતી છે. હા, વાર્વારા ઇવાનોવ્ના, રશિયન સ્ત્રી જેણે હકીકતમાં આ દુનિયાથી વિદાય લઈ લીધી હતી, તે જીવતી છે. અને તેની પાસે મરવાનો સમય નથી. પણ તેનામાં આ શક્તિ આવે છે ક્યાંથી?"

૧૯૬૩



# વાસીલી બેલોવ

## વાસીલી બેલોવ
## (૧૯૩૨)

વાસીલી બેલોવ વોલોગદા ક્ષેત્રમાં તામોનીખા ગામમાં એક ખેડૂત કુટુંબમાં જન્મ્યા હતા. તેઓ વોલોગ્દામાં શાળામાં ગયા અને ત્યારથી ત્યાં રહે છે.

તેમના સૌથી પહેલા પ્રયત્નો ૧૯૫૬માં પ્રકાશનમાં દેખાયા: ૧૯૬૧ માં તેમણે પોતાની કવિતાઓનું પહેલું પુસ્તક 'માય વુડલેન્ડ વીલેજ' પ્રકાશિત કર્યું. ત્યારબાદ તેમના ટૂંકીવાર્તાઓ અને નવલકથાઓના સંગ્રહો, 'સલ્ટ્રી સમર' (૧૯૩૬), 'ધી વાઈન્ડીંગ રીવર' (૧૯૬૪), 'અ હેબીચ્યુઅલ મેટર' (૧૯૬૬). 'અ કારપેન્ટર્સ સ્ટારીસ' (૧૯૬૮); 'માય લાઈફ', (૧૯૭૪); 'અપબ્રીન્ગીંગ એકોરડીંગ ટુ ડો. સ્પોક', (૧૯૭૪); અને નવલકથા 'ઈવ્સ' (૧૯૭૨-૭૬) પ્રકાશિત થયાં. ટૂંકી નવલકથા 'અ હેબીચ્યુઅલ મેટર'એ સોવિયેત સાહિત્યમાં 'ગ્રામ્ય' ગદ્યનાં નવાં મોજાંને શરૂ કર્યો જે ખેડૂતોના આજના જીવન, તેમના આંતરિક વિશ્વ, ખેડૂત સ્ત્રીઓની સ્થિતિ, ગ્રામ્ય રીતિરિવાજો, પરંપરાઓ અને ગ્રામ્ય સમાજોના બદલાતા જીવનનાં વલણો સાથે સંબંધિત છે.

લેખક સેર્ગેઈ ઝાલીગિન કહે છે: "બેલોવનાં કથાનકોને આજકાલ શોધવાં એટલાં સહેલાં નથી, પણ તેઓ તેમને શોધે છે. આ આધુનિક લોકોના ચરિત્રને લેસ્કોવ કે તુર્ગેનેવની શૈલીસંબંધી પ્રક્રિયાઓમાં લાગુ કરવા હજી પણ અઘરા છે, પણ બેલોવ તેમને લાગુ કરે છે અને કેટલાક અર્થમાં તે એક નવીન ઉપક્રમ છે પણ સાથે સાથે સંકુચિતતાવાદ, અનુકરણ કે ઓછામાં ઓછી કૃત્રિમતા તો નથી જ. કારણ કે ગમે તેમ પણ જ્યારે એ નિશ્ચિતપણે માનવામાં આવી ચૂક્યું હતું કે આ લેસ્કોવ અને તુર્ગેનેવની શૈલી સંબંધી પરંપરાઓ જરૂરત કરતાં વધારે વપરાઈ ચૂકી છે અને હવે અમારાં જેવાં આધુનિક સુધરેલાંઓમાં કોઈ નવો રસ ઉત્પન્ન નથી કરી શકતી ત્યારે આ પરંપરાઓને નવી પરિસ્થિતિઓમાં પુનર્જીવિત કરવી અને વિકસિત કરવી એ પોતાનામાં જ એક ઉત્તમ નવીન ઉપક્રમ છે—અને સાથેસાથ કેવો અનોખો નવીન ઉપક્રમ!"

# ટેકરીઓ

સંદિગ્ધ દર્દનાક પ્રક્ષુબ્ધતા દ્વારા તે જાગી ગયો. તેણે લાકડાની છાપરીના છેડે સૂર્યપ્રકાશના તેજસ્વી સ્થિર ધબ્બા તરફ જોયું. આ અનિશ્ચિત અને કોઈક રીતે આનંદદાયક એવા આંતરિક દર્દના ઉદ્ભવનું આકલન કરવાનો પ્રયત્ન કર્યો. કદાચ સ્વપ્ન?—પણ રાતની કલ્પનાની બધી જ સ્મૃતિઓ વિલિન થઈ ગઈ હતી અને તે મૂંઝાયેલો રહી ગયો.

સૂર્યનાં કિરણો તિરાડોમાંથી ચળાઈ રહ્યાં હતાં. અબાબીલો બારી પાસેથી આમતેમ ઊછળકૂદ કરી રહી હતી, પોતાની પૂંછડીઓ છાપરીનાં લાકડાઓ સાથે દબાવી ફડફડાટ કરતી ફરીથી ઊડી જતી હતી. વાતાવરણમાં ઘાસ અને સૂકાતા ઝાકળની સુગંધ ભરેલી હતી. નદી તરફથી સ્નાન કરતાં બાળકોની ચિચિયારીઓ આવતી હતી અને ખેતર ઉપર ઘોડા વડે ચાલતું ઘાસ કાપવાનું યંત્ર ખડખડાટ કરી રહ્યું હતું.

ઘરમાં કોઈ નહોતું. તેની મા જૂની ટેવ પ્રમાણે ઉંમરનાં નિસાસા અને પીડા સાથે કદાચ ઘાસ કાપવા જતી રહી હતી. અને તેની પત્ની બે બાળકોને દરરોજ સવારે થોડે દૂરના તળાવે છબછબિયાં કરાવવા અને સૂર્યસ્નાન માટે લઈ જતી.

તેને ગામના સમકાલીન જૂના મિત્ર સાથેની ગઈકાલની મુલાકાત યાદ આવી ગઈ. અને પેલી સતાવનારી ઉદાસીનું કારણ અનુભવ્યું.

ગઈકાલે તેણે એ વાત ઉપર ધ્યાન નહોતું આપ્યું કે આ સમકાલીન સાથી કેટલો ઉંમરલાયક દેખાતો હતો. જોકે તે માણસ તેના કરતાં નાનો હોવા છતાં પણ હકીકતમાં ઉંમરલાયક દેખાતો હતો. પણ રાત્રે ઊંઘ દરમ્યાન વર્ષોની ખોવાઈ ગયેલી લાગણીઓ ફરીથી તાજી થઈ આવી...

તે સમય સુધી તે પોતાને જુવાન સમજતો હતો પણ હવે જ્યારે તે ઊંઘી રહ્યો હતો ત્યારે તેની બેશુદ્ધિએ તેને કહ્યું કે તેણે પોતાની જિંદગીનાં

બીજાં અડધિયાંને દરરોજના ઉપયોગનાં નાનાં નાનાં સિક્કાઓમાં પહેલાં જ પરિવર્તિત કરી દીધો હતો. અંહમ... આ કહેવાની એક રીત છે.

ગામ ખાલી હતું. તેનાં બાળપણનાં સમયની જેમ જ અબાબીલો અને ચકલાંઓ આસમાની આસમાનમાં છાપરાંઓ ઉપર ઊડતાં હતાં. વાંસનાં થાંભલાઓ તેમની ફરતે ઘાસની ગંજીઓ રચાવવા માટે બારણાંઓ પાસે તૈયાર ઊભાં હતાં અને સવારનો સૂરજ રસ્તા ઉપરની નરમ ધૂળને ગરમ કરી રહ્યો હતો.

તે તીતીઘોડાઓથી કાંપતા લીલા ખેતરમાં બહાર ગયો. ઘણા વર્ષો પહેલાં છેલ્લી વખત જોયેલા ગામ અને તેની આસપાસનાં વિસ્તારો ઉપર તેની નજર ધીમે ધીમે પસાર થવા લાગી. આ બધાંનો એક ભાગ હોવાની વિચિત્ર લાગણીથી તે સભાન હતો. આ લાગણી ઉદાસીનતાભરી અને આનંદી એમ બંને પ્રકારની હતી અને પોતાના પ્રત્યે નવાઈ પામ્યો. તે ક્યાંથી આવ્યો હતો અને તે બધાંનો શો અર્થ હતો? એમ કહો કે ચારસો વર્ષો પહેલાં તેના પોતાના જીવનની સૌથી પહેલી શરૂઆત ક્યાંથી થઈ હતી? તેનાં બધાં જ પૂર્વજો ક્યાં હતાં? તેઓ બધાં જ જતાં રહ્યાં, એમ કેવી રીતે બન્યું? શું તેઓ વાસ્તવમાં શૂન્યતામાં વિલિન થઈ જઈ શકતાં હતાં અને માત્ર તે તથા તેના બે દીકરાઓ બાકી રહી શકતા હતા? વિચિત્ર. અગમ્ય.

તે ઘોડાની નાળના આકારના તળાવ દ્વારા ઘેરાયેલ એક સીધી લીલી ટેકરી તરફ આવ્યો. દેવળનો ઘુમ્મટ આકાશમાં કેટલાંક વાદળોની વચ્ચે તરવરતો હતો—તે તેમની સાથે તરતો હતો પણ દૂર ખેંચાઈ જઈ શકતો નહોતો. વિલો ઉપર માખીઓ ધીમે ધીમે બણબણતી હતી. એ એકદમ તેની નીચે તળાવ સૂરજના પ્રકાશમાં ઝળહળતું હતું અને પવનની સાથે લહેરાતું વહેતું હતું. તેની ઘેરી નીલાશમાં અનંત પરિવર્તતામાં નાનાં નાનાં તરંગો ઊઠતાં હતાં. પણ અહીં ટેકરી ઉપર બધું જ શાંત અને લીલુંછમ હતું. આકાશમાંથી પોતાનાં પ્રચંડ સીધા પ્રવાહો વડે જંગલની ક્ષિતિજને ભેદતી ગરમી પથરાઈ રહી હતી. સમયની સાથે વાંકી વળેલી ટોચો અને અપૂરતાં એવાં પ્રાચીન ભૂખરાં ક્રોસો સાથે નવી વાડ મેળ નહોતી ખાતી. તે જ પ્રમાણે ચીડનાં લાકડાંના નવા દરવાજાની કમાનો ઘુમ્મટની સાથે આકાશમાં ઊંચે ઊંચે ઊડી રહી હતી.

મજબૂત નાની ડોક વનસ્પતિને ધકેલતો કબરોની શોધમાં તે આ ટેકરી ઉપર લાંબો વખત ભટકતો રહ્યો પણ તેને તે મળી નહીં. વાડની



બહાર થોડેક દૂર તેની કાકીની કબર હતી, તે તેણે પથ્થર દ્વારા જાણ્યું. પણ તેની દાદીમા ક્યાં સૂતેલી હતી? તેને યાદ હતું કે તેની કબર વિલોની આસપાસ ક્યાંક હતી પણ તે શોધી શકતો નહોતો અને અંતમાં તુલનાત્મક રીતે વિચારતો અદ્યતન ટેકરી ઉપર બેસી ગયો. હા, જો દાદીમાની કબર અદૃશ્ય પણ થઈ ગઈ હોય તો તેની ચાર વડદાદીમાઓ માટે શોધ કરવાથી કંઈ વળે એમ નહોતું અને ત્યાં જ ક્યાંક બીજી દાદીમા, તેના પિતાની માની કબર હોવી જોઈએ. પણ તે હતી ક્યાં? તેની કબરનું કોઈ ચિહ્‌ન જ નજરે નહોતું પડતું. બધું જ ઊંચા ઊગેલાં ઘાસ અને ડોક વનસ્પતિ વચ્ચે ડૂબી ગયેલું અને એક થઈ ગયેલું હતું.

સૌથી પ્રથમ વાર તે સ્પષ્ટ, દઝાડનારાં દાંત ભીડાવનારા વિચાર દ્વારા ચોંક્યો: આ પહેલાં તેના મગજમાં આ વિચાર કદી આવ્યો નહોતો કે અહીં તેના પોતાના ગામમાં માત્ર સ્ત્રીઓને જ કબ્રસ્તાનમાં દફનાવવામાં આવતી હતી. તેને યાદ હતું કે તેના પોતાના જ કુટુંબમાં એક પણ પુરુષને તે ટેકરી ઉપર દફનાવવામાં નહોતો આવ્યો. તેઓ અહીં આ ભૂમિ ઉપર જન્મ્યાં હતાં પણ તેમાંથી એક પણ અહીં પાછો આવ્યો નહોતો, જાણે તે સ્ત્રીના સમાજમાં પ્રવેશતાં શરમાતો ન હોય. પેઢી દર પેઢી તેઓ લશ્કરી કોટ માટે ખમીસો અને બંદૂકો માટેનાં ગોળાઓનો વિનિમય કરતાં જતાં રહ્યાં. જેવું તેમણે ઘર બાંધી લીધું અને દીકરાઓ પેદા કરી લીધાં કે તરત જ તેઓ જાણે મેળામાં જતાં હોય તેમ જતાં રહ્યાં. અને તેથી વડદાદીઓ અને દાદીઓ મૃત્યુમાં પણ એકલી અટૂલી અહીં દફનાવાયેલી છે.

તેણે સિગારેટ સળગાવી. પેટી ઉપરનાં ચિત્રએ તેને યાદ અપાવી કે તેનાં પૂર્વજોમાંથી એક બલ્ગારિઆમાં તુર્કો સાથે લડતાં માર્યો ગયો હતો. દાદીમાએ તેના વિષે તેને કહ્યું હતું. કડવી વક્રોક્તિ સાથે તેણે સ્ત્રીઓના સમૂહના અન્યાયનો વિચાર કર્યો—આમાં પણ વડદાદા નસીબદાર હતાં. કદાચ કબર ઉપર ઊભેલું સ્મારક શિપ્કાનાં શૂરવીરો માટે બલ્ગારિયનો દ્વારા ઊભું કરવામાં આવ્યું હતું. પણ વડદાદીની કબર અદૃશ્ય થઈ ગઈ હતી.

દાદાએ પણ કંઈ એટલી ખરાબ રીતે કામ નહોતું કર્યું. વાર્તા અને ગીતમાં વર્ણવ્યા પ્રમાણે માન્ચુરીયન ટેકરીમાં દટાયેલાં રહેવું તે ચોક્કસ આનંદદાયક હોવું જોઈએ. અને આજ દિવસ સુધી વંશજો યુદ્ધનાં દૃશ્યનું વર્ણન કરતાં તૈલચિત્રોની ફરતે એકઠાં થાય છે, જ્યારે માન્ચુરીયન

ટેકરીઓ વિષે શોકાતુર ગીતો રેડિયો પર આવે છે. પણ દાદીમાની કબર અદૃશ્ય થઈ ગઈ હતી. ત્યાં ન તો ક્રૉસ કે ન તો પથ્થરનું નામોનિશાન નજરે પડતું હતું.

તેણે પોતાની સિગરેટનું ઠૂંઠું ફેંકી દીધું અને તરત જ બીજી સળગાવી. શું—? ઓહ, તે પોતાના પિતાને જ ભૂલી રહ્યો હતો. દાદા અને વડદાદા એ તો ઠીક છે પણ મામાયેવ કુર્ગાન ઉપર છે તેવું ભવ્ય, મનોવેધક સ્મારક દુનિયામાં ક્યાંય નથી. ગયા ઉનાળામાં તે વોલ્ગોગ્રાદ* ગયો હતો અને તેને યાદ હતું કે તેણે કેવી રીતે આખો દિવસ મામાયેવ કુર્ગાન ઉપર ભટકતાં વિતાવ્યો હતો. પોતાના પિતાને આલિંગનમાં સમાવી લેનાર આ ટેકરી વિશાળ અને શોકાકુળ હતી. તેની ટોચ ઉપરની પ્રચંડ મૂર્તિઓ શહેર ઉપર જબરજસ્ત પડછાયો ફેંકતી હતી. કીર્તિના ખંડ ઉપર હજુ કામ પૂરું થયું નહોતું પણ તે, વોલ્ગા ઉપર માર્યા ગયેલા સાર્જન્ટનો પુત્ર ગ્રેનાઈટની દીવાલ ઉપર પોતાનું નામ જોઈ શકતો હતો.

તેઓ પ્રખ્યાત ટેકરીઓ ઉપરનાં સ્મારકો હેઠળ આરામ કરવા ગયાં હતાં. દાદાઓ અને વડદાદાઓ જતાં રહ્યાં હતાં અને તેના પિતા પણ જતા રહ્યા હતા. તેઓમાંથી કોઈ પણ પેલી ઘોડાની નાળના આકારના તળાવ દ્વારા ઘેરાયેલી લીલી ટેકરી ઉપર ઘેર પાછું નહોતું ફર્યું, જ્યાં તેમની પત્નીઓ અને માતાઓ દટાયેલી પડી છે. અહીં કોઈપણ ન તો કોઈ ફૂલો લાવ્યુ હતું, કે ન તો કોઈ આ સ્ત્રીઓની મુલાકાતે આવ્યું હતું કે જે તેમની એકલતામાં જે હજીપણ જમીનની નીચે અંત નહોતી પામી તેને સાંત્વના આપે.

તે ત્યાં શાંત, લીલીછમ, ઉકળાટભરી ગરમીવાળી ટેકરી ઉપર વિલોની નીચે બેઠો અને તે વિષે વિચાર્યું.

કદાચ તેનો પણ વારો આવશે? તેનાં પુરુષ પૂર્વજોના બીજી ટેકરીઓ તરફના રસ્તાને અનુસરવાનો?

૧૯૬૮

* પહેલાં સ્તાલિનગ્રાદ કહેવતું હતું.—અનુ.



# વાસીલી શુક્શીન

## વાસીલી શુકશીન
## (૧૯૨૯-૧૯૭૪)

વિલક્ષણ બુદ્ધિમત્તાવાળા લેખક, ફિલ્મ નિર્માતા, પટકથા અને કલાકાર વાસીલી શુકશીન ખેડૂત કુટુંબમાં જન્મ્યા હતા. તેઓ અત્યંત ટૂંકી પણ વિવિધ રસોથી ભરપૂર જોમસભર જિંદગી જીવ્યા હતા. પોતાની જુવાનીમાં તેઓએ ફીટર તરીકે કામ કર્યું. પછી તેમણે નૌકાદળમાં સેવા બજાવી અને ત્યારબાદ પોતાના ગામમાં રાત્રિશાળાના હેડમાસ્તર હતા. તેઓ સીનેમેટોગ્રાફીની સંસ્થામાં ફિલ્મ દિગ્‌દર્શિકોના વિભાગમાં દાખલ થયા અને એ અભ્યાસક્રમ ૧૯૬૧માં પૂરો કર્યો. તેમની સૌથી પહેલી ટૂંકી વાર્તાઓ ૧૯૫૯માં પ્રકાશિત થઈ અને સન ૧૯૬૩માં તે 'વીલેજર્સ' શીર્ષક હેઠળ પ્રકાશિત થઈ.

તેમણે પોતાનો કાળ લખાણ અને ફિલ્મ બનાવવા વચ્ચે વહેંચી દીધો હતો. સન ૧૯૬૪માં એક ચલચિત્ર માટે શુકશીને પટકથા લખી હતી 'ધેર ઈઝ સચ અ ફેલો'. આ ચલચિત્ર વેનીસ ફિલ્મ ઉત્સવમાં ગોલ્ડન લાયન જીત્યું હતું. પછી પોતાનો ટૂંકી વાર્તાઓનાં સંગ્રહ 'ટાઈપ્સ' અને 'ધી રેડ સ્નોબોલ ટ્રી' લખ્યાં જેના ઉપર પણ ફિલ્મ બનાવવામાં આવી હતી.

શુકશીનની લાક્ષણિકતાઓ અને પરિસ્થિતિઓ દંગ કરી દે તેવી જીવન પ્રત્યે સાચી છે અને તેમની વાર્તાઓ અને ફિલ્મોનો આપણને ઊંડાણપૂર્વક હચમચાવી મૂકે તેવો પ્રચંડ પ્રભાવ છે. તેઓએ પોતાની વાર્તાઓમાં સામાન્ય રશિયન લોકોના આત્મા, સત્યની શોધ વડે ઘેરાયેલ આત્મા, ને પ્રદર્શિત કર્યો હતો, જેમાનાં કેટલાંક પાત્રો રમૂજી, સરળ દિલવાળાં અને જીવનમાં હંમેશાં ખૂબ સફળ નહિ તેવાં હતાં. શુકશીનના પાત્રો વિષે સમીક્ષકોએ લખ્યું: "તેઓ આદર્શજીવન પ્રાપ્ત કરવા આતુર છે, તેઓમાં અસંતોષની સતાવનારી લાગણી અને કંઈક એવા માટેની તરસ કે જેને તેઓ શબ્દોમાં મૂકી નથી શકતા તે છે. તેઓ જીવનની જટિલ પ્રક્રિયા અને તેમાં તેમનાં પોતાનાં વ્યક્તિગત સ્થાનને સમજવા અથાગ પ્રયત્ન કરે છે."

# એક માટીના માનવીઓ

રાત્રિ દરમિયાન વરસાદ વરસતો રહ્યો હતો અને દૂર દૂર વાદળાંનો ગડગડાટ થતો હતો... પણ તેજસ્વી સવાર ધુમ્મસ અને થરથર ધ્રૂજતાં ભીનાં પાંદડાઓમાંથી વહેલાં રૂપેરી પ્રવાહમાંથી સૂરજનો પીછો કરતી હતી. ખાડાઓમાં ધુમ્મસ એકઠો થતા હતો અને ત્યારબાદ અનિચ્છાએ ધરતીને છોડી જતો રહ્યો.

વૃદ્ધ જાણે છે મૃત્યુ વિષે કેવી રીતે વિચારવું. માત્ર ત્યારબાદ જ જીવનની બધી ગુપ્ત અદ્‌ભુતપૂર્ણ અને શાશ્વત સુંદરતા તેની સામે ઉઘાડી પડે છે. કોઈક તેની પાસેથી છેલ્લી વાર આ બધાંને અત્યંત દુઃખદાયક રીતે લેવાની ઇચ્છા રાખે છે અને ત્યારબાદ જતો રહે છે.

તેઓ બધા જતા રહે છે. અને તેમના જવાનો અવાજ થાકેલાં પાકેલાં ઘોડાનાં મોંમાં ગરમ લગામના ખણ ખણ અવાજ જેટલો નરમ અને ધીમો હતો. સારી જિંદગી કેટલી સારી અને કેટલી ત્રાસદાયક છે. જો માત્ર તે જવાનો સમય ન હોય તો.

ધોળાવાળવાળો વૃદ્ધ ભીની સડક પર ચાલતો હતો. તે પોતાની ગાય માટે ઘાસ કાપવા જઈ રહ્યો હતો.

પાછળ ગામ નજરોથી ઓઝલ થઈ ગયું હતું. તે અસ્તાઈની તળેટીની નાની નાની ટેકરીઓમાંની ઊંચેનીચે જતી વિશાળ ખીણ કુયુગુરી તરફ જઈ રહ્યો હતો. એક ટેકરી ઉપરથી જોતાં ત્રણ બાજુઓ ઉપર શાંત નિશ્ચલ પર્વતોની દીવાલથી ઘેરાયેલી આખી ખીણ આંખો સામે વિસ્તરાયેલી દેખાય છે. લીલાંછમ ઘાસથી છવાયેલી જમીન જ્યાંથી લોકો સદીઓથી ઘાસ કાપતાં આવ્યાં હતાં.

ટેકરીઓની "ધારો" અને "ટોચો" ઉપરનું ઘાસ ઘોડાનાં ઉદર જેટલું ઊંચું ઊગેલું હતું. ખીણોમાં ઠંડી હતી અને તેમનાં જંગલોમાંથી

ભેજવાળી ઊતરી ગયેલી ગંધ આવતી હતી. સમૃદ્ધ ઉજ્જડ ભૂમિમાંથી નિર્મળ શીતળ ઝરણાંઓ ખળખળ વહેતાં હતાં. આહ, કેટલું મીઠું પાણી! કડકડતી ઠંડીનાં અંધકારમાં પણ ઉદાસી અને એકલતા અનુભવતાં ત્યાં બેસી રહેવાની ઇચ્છા થતી. બેશક, કોઈને કોઈ તો એ વાતની પરવા કરતું જ હશે કે તમે જીવતાં છો કે મરેલાં. પણ તે જ સમયે... હા, તો ગમે તેમ એ રહસ્ય હતું. આ બધી અસહ્ય સુંદરતા શા માટે હતી? તેનાથી શું કરવા ઇચ્છતાં હતાં? એ અત્યંત દુઃખની વાત છે— તમે તેની પ્રત્યે ધ્યાન આપ્યા વિના જ ઉતાવળે ઉતાવળે જ પસાર થઈ જાવ...

પણ પછી દિવસના અજવાળામાં આવતાં જ પોતાની ઉદાસીનતા ગુમાવવા માટે દુઃખ થતું, તે ઉદાસીનતા જાણે એટલી નિશ્ચલ અને નાજુક હતી કે જેને હમણાં જ પરોઢે તમારા દિલમાં દાખલ કરી હતી; તમે પોતાને આનંદમય અનુભવતાં અને તે આનંદને પોતાનાં આત્મામાં કાયમ રાખવા ઇચ્છતાં હતાં. પણ ના, બધાં જ પ્રકારનાં વિચારો તમારા મનમાં ઘેરાઈ આવતાં અને તમે તેને આનંદિત કરવાનું ભૂલી જતાં...

સૂરજ વધારે ને વધારે ઊંચે ચઢી રહ્યો હતો. ધુમ્મસ પણ ઊંચે ચઢ્યો અને લુપ્ત થઈ ગયો. ધરતીમાંથી થોડી થોડી વરાળ નીકળતી હતી. પણ આ વરાળ પ્રકાશમાં કોઈ અવરોધ નહોતી લાવતી, તે માત્ર ધરતીમાંથી નીકળી થોડીક જ ઊંચી ઊઠતી હતી.

બર્ચનાં પાંદડાંઓ સુકાઈ ગયાં હતાં પણ તેઓએ હજી પણ પોતાની તાજી તાજી ધોવાયેલી, જુવાનીસભર કોમળતા જાળવી રાખી હતી અને ગરમીમાં ચમકી રહ્યાં હતાં. અદૃશ્ય પંખીડાંઓ પોતાનાં ગીતો દ્વારા ઉષાની નિશ્ચલતાને ભેદી રહ્યાં હતાં.

એકધારી ગરમી વધારે ને વધારે વધી રહી હતી. ટેકરીઓનાં ઢોળાવો ઉપરથી સરકતી ગરમી નિશ્ચલ ભેજવાળી ખીણોમાં ઊતરતી હતી. અને ધરતી પોતાની અઢળક લીલી તાકાતની જોરદાર ગંધ છોડી રહી હતી.

વૃદ્ધ વધારે ઝડપથી ચાલ્યો. પણ એટલી ઝડપથી નહીં કે પોતે થાકી જાય. હવે તે એટલો તાકાતવર રહ્યો નહોતો; તેને પોતાની શક્તિનો કરકસરથી ઉપયોગ કરવાનો હતો.

પોતાની આખી જિંદગીમાં કેટલીયે વાર તે આ રસ્તા ઉપર ચાલ્યો હતો કે ઘોડેસવારી કરી હતી. તે આ સડકનાં દરેકે દરેક વળાંકને જાણતો હતો. તે જાણતો હતો ક્યાં ઘોડાને આગળ વધારવો અને ક્યાં ઘોડાને



પાછળ રાખવો જેથી કરીને તે પોતાની સવારની તાકત ન વેડફી નાંખે કે પછી ન તો બાકીનાં આખા દિવસ માટે થાકી જાય. હવે તેની પાસે પોતાનો ઘોડો નથી. પણ તેની પાસે પહેલાં જે ઘોડા હતા તે બધાને ખૂબ સારી રીતે યાદ કરી શકતો હતો. જો કોઈપણ તે સાંભળવા તૈયાર હોય તો તે બધા જ ઘોડાઓની લાક્ષણિકતાઓ અને આદતોનું વર્ણન કરી શકતો હતો. જ્યારે જ્યારે તે પોતાનાં ઘોડાઓ વિષે વિચારતો ત્યારે ત્યારે તેના દિલમાં દુઃખ થતું, વિશેષ કરીને પોતાના છેલ્લા ઘોડા માટે. તેણે તેને વેચી દીધો નહોતો કે ન તો તેનો સોદો કર્યો હતો. તે જીપ્સીઓ દ્વારા ચોરાવાયો પણ નહોતો, તેણે પોતે સવારી કરીને તેને મોતના મોંમાં ધકેલ્યો હતો.

૧૯૩૩ની વાત હતી. તે દિવસોમાં તે વૃદ્ધ નહોતો પણ ખડતલ ગામડિયો ખેડૂત અનીસિમ કવાસોવ હતો. લોકો તેને અનીસિકા કહેતાં હતાં. ઘણાં બધાં સામૂહિક ખેતરોમાં તેણે ખેતરોની રખેવાળીનું કામ કર્યું હતું. પણ તે વર્ષે ભારે દુષ્કાળ હતો. લોકોએ બથવા આદિ ભાજીઓ અને કૌવચ ખાવાનું ઓછું કર્યું; ઘણાં લોકોએ શિયાળામાં પોતાનાં અનાજ કૂટવાની જગ્યાઓ ઉપરનાં દાણાઓ વાળીને સાફ કરી નાખીને પોતાની જાતે પોતાને ઘણું નુકસાન પહોંચાડ્યું હતું. કોઈ ને કોઈ રીતે ઉનાળો પસાર કરવાની અને આવતી કાપણી સુધી રાહ જોવાની વાત હતી. દરેકે દરેક વસ્તુ ગાયો ઉપર આધારિત હતી; માત્ર ગાયોનું દૂધ જ ભૂખનાં કારણે સૂજી ગયેલાં પેટવાળાં પેલાં બાળકોને બચાવી શકતું હતું.

એક દિવસ ઘાસ કાપવાની ઋતુ દરમ્યાન જ ગામનો અશક્ત નાનકડો ભરવાડ ધણને એકઠું કરતાં કરતાં તદ્દન થાકી ગયો અને બેભાનાવસ્થામાં પડી ગયો. ભગવાન જાણે તે કેટલી વાર સુધી ત્યાં પડ્યો રહ્યો—પાછળથી તેણે કહ્યું હતું કે લાંબો વખત—અને તે દરમ્યાન ગાયો ત્રિદલ પાંદડાવાળાં ઘાસમાં ભટકતી રહી. મોડી રાતે તે ગાયોને પાછી ગામમાં હાંકી લાવ્યો. બધી જ ગાયો સૂજી ગઈ હતી. તેને સૌથી પહેલા જે માણસો મળ્યા તેમને બૂમ પાડી કહ્યું: "કંઈક કરો! ગાયોએ ત્રિદલ ઘાસ ખાઈ લીધું છે!" ત્યારબાદ કેવો ઉત્પાત મચી ગયો હતો!.. સ્ત્રીઓએ મોટે મોટેથી પોકો મૂકવાનું શરૂ કર્યું, પુરુષોએ પોતાની ચાબુકો હાથમાં લીધી અને ગલીઓમાં ગાયોનો પીછો કરવા ધસ્યા. આ ભારે અનર્થ હતો અને આખા ગામમાં હૃદયવિદારક રોકકળની પોકો ફેલાઈ ગઈ. ગાયો લથડાતી પડી ગઈ. લોકો પણ થાકને કારણે તૂટી પડ્યાં.

અનીસિમ પાસે ઘોડો હતો (જ્યારે તેને ચોકીદારીના કામ માટે નીમવામાં આવ્યો ત્યારે સામૂહિક ખેતરે તેને ઘોડો આપ્યો હતો. એક વખત તેની પાસે તેનો પોતાનો ઘોડો હતો, ખસી કરેલો ઘોડો મીશ્કા); શું બની ગયું હતું તે જોતાં અનીસિમ કૂદીને મીશ્કા ઉપર સવાર થઈ ગયો અને તેણે પણ ગાયોનો પીછો કરવાનું શરૂ કર્યું. આખી રાત તેઓએ માથે લીધી હતી. ત્રિદલ પાંદડાવાળાં ઘાસની અસરમાંથી ગાયોને મુક્ત કરાવવા મદદ કરવા માટે તેઓ તેમને હાંકી રહ્યાં હતાં. મળસકું થતાં મીશ્કાએ શ્વાસ લેતાં મૂકતાં ઘુરઘુર કરવાનું શરૂ કર્યું. તેના આગળના પગ તેની નીચે ભાંગેલા જેવા પડ્યા હતા. અનીસિમ પોતાનાંથી બનતું બધું જ કરી છૂટ્યો પણ તેનાથી ઘોડામાં જીવ પાછો ન લાવી શક્યો. તે ખૂબ રડ્યો અને મરતા પ્રાણી ઉપર વિલાપ કરતો રહ્યો. ત્યારબાદ તેના ઉપર જાણીબૂઝીને કારાયેલ નુકસાનનો આરોપ મૂકવામાં આવ્યો અને સ્થાનીય જેલમાં છ અઠવાડિયાંની સજા ભોગવી. તેમ છતાં હવે તે બધું સમયની સાથે ઘસડાઈ ગયું...

અને ત્યાં છેલ્લે હતી વૃદ્ધની ઘાસ કાપવાની જગ્યા: સીધી ઢોળાવવાળી તળિયે થોડી કળણવાળી સડકથી દૂર ઊંડી સાંકડી ખીણ અને ઝરણું.

સૂરજ હવે ક્ષિતિજથી હાથભર ઊંચેચઢી ગયો હતો, તે થોડો મોડો પડ્યો હતો.

પાઉંરોટી અને તાજાં મીઠું ચઢાવેલ ખીરાંનો ઉતાવળે ઉતાવળે નાસ્તો કર્યા પછી વૃદ્ધે લાંબા હાથાવાળું દાતરડું હાથમાં લીધું અને તેનું પાનું ધાર કાઢવાનાં પથ્થર ઉપર ઘસ્યું.

ઘાસ કાપવા કરતાં વધારે સારું બીજું કોઈ કામ નહોતું. અને વૃદ્ધને બધાં કામોમાં માત્ર ઘાસ કાપવાનું કામ ખૂબ ગમતું હતું. આખા દિવસ દરમ્યાન તે ઘણું બધું વિચારી શકતો હતો.

લાંબાં હાથાવાળું દાંતરડું સરસર અને કડકડ અવાજ કરતું હવામાં વીંઝાતું અને ઘાસ થરથર ધ્રૂજતું નીચે પડતું. ત્રણ ડગલાં જ દૂર સાપે પોતાનું માથું ઊંચું કર્યું અને ઘાસમાંથી સળવળતો ચાલવા લાગ્યો. તેનું લવચીક, અણગમો પેદા કરનાર શરીર ચળકાટ મારતું હતું. બીજું સંસ્મરણ: એક દિવસ જ્યારે તે હજી છોકરો હતો ત્યારે તે સારી એવી મીઠી છારતક ચાલે ઘોડેસવારી કરી રહ્યો હતો. અચાનક ઘોડાએ સાપને ક્યાં તો જોયો અથવા તો અનુભવ્યો અને એક બાજુ કૂદી પડ્યો.



અનીસિમ ઘોડા ઉપરથી એકદમ પડીને સીધો સાપ ઉપર પડ્યો. ત્યારબાદ એક અઠવાડિયા સુધી તે "હાથમાં કોઈપણ વસ્તુ પકડી શક્યો નહોતો."

હજી પણ સ્મરણે વીતેલા જીવનનાં ઊંડાણમાંથી હૃદયમાં સંઘરાયેલી તેજસ્વીતાનાં પેલાં દિવસોની યાદ બિલકુલ તેવી જ રીતે તાજી કરાવવાનું ચાલુ રાખ્યું હતું જેવી રીતે નિશ્ચલ તળાવના ઘેરા પાણીમાં નિર્મળ ઝરણાં એક થઈ જાય છે. સાપો... તે દિવસોમાં ગામમાં વૃદ્ધ દાદા ખુદેલકા હતા. તેઓ બાળકોને કહેતા રહેતા હતાં કે એક સાપને મારવા બદલ ચાળીસ પાપો માફ કરવામાં આવતાં. અને જો સાપને આગમાં ફેંકવામાં આવે તો તેના પેટ ઉપર ડઝનો નાના નાના પગો જોઈ શકાય છે. તેથી બાળકો ઉન્માદથી પોતાને પાપોમાંથી છોડવવા નીકળી પડતાં. તેઓ સાપોને બાળતા અને તે વાત પણ એટલી જ એકદમ સાચી હતી કે જ્યારે સાપ આગની લપટોમાં અમળાતો ત્યારે એમ લાગતું કે જાણે તેના ચળકતાં ઉદર નીચે નાના નાના સફેદ પગોનો સમુદાય હતો. બધાં જ બાળકો બૂમો પાડી ઊઠતાં: "ત્યાં! જો એ રહ્યા ત્યાં પગો!" તેઓ બધાંએ પગો જોયા હતા.

વૃદ્ધ જમવાના સમય સુધી ઘાસ કાપતો રહ્યો જ્યારે ઘાસ સંપૂર્ણપણે સુકાઈ ગયું. સૂરજ હવે ભડકે બળતો હતો. વૃદ્ધને લાગ્યું કે જાણે કોઈકે તેના માથા ઉપર ગરમ ગરમ તાવડી મૂકી દીધી હતી.

"મારા માટે આટલાં ઘાસ કાપી લેવા માટે આભાર," વૃદ્ધ પાછા ફરીને પોતે કાપેલાં ઘાસની જગ્યા તરફ જોતાં બબડ્યો. તેણે એવી જગ્યા સાફ કરી લીધી હતી. અને પોતાનાં સવારનાં કામથી સંતોષ અનુભવ્યો. જ્યારે વૃદ્ધ બીડ ઉપર નજર નાંખવા બહાર આવ્યો ત્યારે થોડીવાર પહેલાં તેણે પોતાને માટે તૈયાર કરેલા પેલા નાનકડા આશ્રય સ્થાન નીચે તે ગયો. હવે તે સારી રીતે ઉતાવળ કર્યા વિના વાળુ કરી શકતો હતો.

આશ્રયસ્થાન સૂકાયેલાં ઘાસની વાસથી ભરેલું હતું. ક્યાંક નાનકડો તીડો ઊંચા સ્વરે એકધાર્યો ગણગણાટ કરી રહ્યો હતો; પ્રક્ષુબ્ધ નિશ્ચલતા તીતીઘોડાઓનાં નીરસ, અથક ગણગણાટથી ભરપૂર હતી. ઉપરથી એકદમ તરાપો મારતી રૂપેરી લાવરીઓની કંપયુક્ત ચીચીયારો આવતી હતી.

આહ, કેટલું સુંદર હતું તે! માનવી માટે સારું અનુભવવું અને તે સારું અનુભવે છે એ જાણવું ભાગ્યે જ સંભવ છે. તે માત્ર ત્યારે બેચેની અનુભવે છે જ્યારે તે વિચારે છે, "હા, ક્યાંક કોઈક જીવનનો આનંદ માણી રહ્યું છે." જો આપણે જીવનનો આનંદ માણી રહ્યાં હોઈએ તો

ઉપર ઝૂક્યો અને લાંબા સમય સુધી પાણી પીતો રહ્યો, પણ લોભીપણે નહીં. છીછરા ઝરણાંના તળિયા ઉપર એકબીજાંનો પીછો કરતાં માંખા રંગનાં રેતીનાં કણો તે જોઈ શકતો હતો.

બલકુલ તેવી જ રીતે જાણે તે જીવંત હતાં, વૃદ્ધે વિચાર્યું. તે પ્રયત્ન કરીને ઊભો થયો, બોતલ ઉપાડી અને પોતાના આશ્રયસ્થાન તરફ પાછો ફર્યો. અને ત્યાં આશ્રયસ્થાનની નજીકના ઠંઠા ઉપર નરમ ફેલ્ટની ટોપી આપણે માત્ર એમ ન વિચારવું તે કદાચ બીજાં કોઈને માટે એટલી સારી ન પણ હોય. જ્યારે પરિસ્થિતિ સારી છે ત્યારે તે સારી છે અને તે બધે જ તેમ છે.

વૃદ્ધે ઝાંખા પડી ગયેલા રંગનું કપડું ઘાસ ઉપર પાથર્યું અને પો પોતાની કાકડી, પાઉંરોટી અને ડુંગળીઓ કાઢી. ત્યારબાદ તે ઝરણાં તરફ ગયો જ્યાં તેણે ચીંથરાથી સખત રીતે બંધ કરેલી દૂધની બોતલ મૂકી હતી. ઝરણાના ભીનાશવાળા કિનારા ઉપર પોતાના હાથ વડે પોતાને ટેકવીને તે ઝરણા પહેરેલો અને ધૂંટણોની વચ્ચે લાકડી રાખીને બીજો વૃદ્ધ બેઠો હતો. તે ધૂમ્રપાન કરી રહ્યો હતો.

"કેમ છો, ભલા ભાઈ," ટોપીવાળા વૃદ્ધે તેને અભિવાદન કર્યાં. "મેં જોયું અહીં કોઈક હતું તેથી હું થોડો આરામ કરવા બેસી ગયો. તમને કોઈ વાંધો તો નથી ને?"

"મને શા માટે વાંધો હોય?" અનીસિમે જવાબ આપ્યો. "અંદર આવો. અહીં અંદર એટલી વધારે ગરમી નથી."

"હા, આજે તો ધોમધખતી ગરમી છે," ટોપીવાળો વૃદ્ધ આશ્રયસ્થાનમાં તેની સાથે જોડાઈ ગયો અને બેઠો. "ઓફ, કેવી ભયંકર ગરમી છે!"

પેલી તેની સુંદર પેંટ આખી લીલી થઈ જશે, અનીસિમે મનમાં વિચાર્યું.

"જો તમને ઇચ્છા હોય તો, મારી સાથે થોડુંક ખાઈ લો," તેણે પ્રસ્તાવ મૂક્યો.

"ના, આભાર. થોડીવાર પહેલાં જ મેં ખાધું હતું." ટોપીવાળા વૃદ્ધે એટલી ભેદક નજરે અનીસિમ તરફ તાક્યું કે પળવાર માટે તેણે બેચેની અનુભવી. "તમે ઘાસ કાપી રહ્યા છો?"

"કરવું જ પડે એમ છે. આ ભાગમાં તમે નવાં છો, મને લાગે છે."

"ના. હું અહીં નો જ રહેવાસી છું."



અનીસિમે અતિથિ તરફ નજર નાંખી અને કંઈપણ કહ્યું નહીં.

"અંહ, મને એમ નથી લાગતું."

"શા માટે નહીં? હવે તો અહીં બધાં જ પ્રકારનાં લોકો વસે છે."

અનીસિમ જ્યારે કાકડી ચાવતો હતો ત્યારે તેણે જોયું તેના અતિથિની નજર કપડા ઉપરના ખેડૂતના સાદા સીધા ખાવાના તરફ ભટકતી હતી. ચોક્કસ ભૂખ્યો હોવો જોઈએ, તેણે વિચાર્યું.

"થોડુંક ખાવ," તેણે ફરીથી કહ્યું.

"ના, તમે ખાવ. હજી તમારે આખી બપોરનું કામ કરવાનું છે."

"અહીં ખાવાનું ઘણું છે!"

શહેરમાંથી આવેલો વૃદ્ધ પોતાની ટોપી ઉતારી, ચળકતી ટાલને ઉઘાડી કરતો વધારે નજીક ખસ્યો. તેણે કાકડી લીધી અને પાઉંરોટી તોડી.

"તમારી પાસે છાપું છે?" અનીસમે પૂછ્યું.

"શા માટે?"

"તમારી પેન્ટ લીલી કરી નાંખશો તમે. તે બહુ સુંદર પેન્ટ છે."

"આ—હ... કંઈ વાંધો નહીં. તેની ચિંતા ન કરો. કાકડીઓ!"

"તેનું શું?"

"સ્વાદિષ્ટ છે! ખૂબ મીઠી છે!"

"તમે કહો છો કે તમે અહીંનાં જ રહેવાસી છો... પણ ક્યાંથી?"

"બસ અહીં આસપાસમાંથી જ."

અનીમિ માની શકતો નહોતો કે તેનો અતિથિ આ ઇલાકાનો હતો. દેખાવમાં તો તે બિલકુલ અહીંનાં લોકો જેવો નહોતો દેખાતો.

"હવે હું અહીં રહેતો નથી. હું અહીં જન્મ્યો હતો."

"અંહ... તો અહીં માત્ર ફરવા આવ્યા છો?"

"મારી માતૃભૂમિને જોવા... ઘણા લાંબા વખતથી આવવાની તક નહોતી મળી. તમે કયા ગામમાંથી છો?"

"લેબ્યાજ્યે. આ રસ્તાની નીચે."

"તમે માત્ર બે જણાં જ છો?"

"ઊંહુહ."

"કોઈ બાળકો છે?"

"હા. ત્રણ. અને બીજાં બે યુદ્ધમાં માર્યાં ગયાં."

"ત્રણે હવે ક્યાં છે? શહેરમાં?"

"કોલ્કા શહેરમાં છે. છોકરીઓ પરણી ગઈ છે... એક ચેબુરલાકમાં

છે. તે ત્યાંના સામૂહિક ખેતરના ટુકડીનેતા સાથે પરણી છે. બીજી થોડેક વધારે દૂર છે." તેણે એ ન કહ્યું કે બીજી છોકરીનો પતિ રશિયન નથી. "નીન્કા ગઈ વસંતમાં અહીં આવી હતી... તેનાં બાળકો હવે ખાસ્સાં મોટાં થઈ ગયાં છે."

"અને કોલ્કા કયા શહેરમાં છે?"

"એ તો ઘણીવાર એક શહેરમાં હોય છે ને ઘણીવાર નહીં. હંમેશાં જુદી જુદી જગ્યાઓએ ફરતો રહે છે. તેઓ ધાતુની શોધ કરી રહ્યા છે."

"પણ તે કયું શહેર છે?"

"લેનીનગ્રાદ. તે અમને કાગળપત્ર લખે છે, કોઈક કોઈક વાર પૈસા પણ મોકલે છે... તે સારી રીતે રહે છે. કહેતો રહે છે કે તે અમને મળવા આવશે પણ સમય નથી કાઢી શકતો. કદાચ એક દિવસ તો આવશે."

શહેરી વૃદ્ધે થોડુંક દૂધ પીધું અને હાથ રૂમાલ વડે હોંઠ લૂછ્યા.

"આભાર. ખાવાનું સરસ હતું."

"કશો આભાર માનવાની જરૂર નથી."

"હવે તમે ઘાસ કાપવા જશો?"

"ના, હું થોડીવાર રાહ જોઈશ."

"કોલ્કાની ઉંમર કેટલી છે?" બીજો સવાલ.

"તે ૧૯૨૦માં જન્મ્યો હતો..." માત્ર આ જવાબ આપ્યા પછી જ અનીસિમના મનમાં આશ્ચર્યકારક સવાલ ઊઠ્યો કે શા માટે તેનો અતિથિ આવા સવાલો પૂછી રહ્યો હતો. તેણે તેની તરફ ધ્યાનપૂર્વક જોયું.

બીજાએ ટૂંકા સ્મિત વડે પ્રત્યુત્તર વાળ્યો જે વિશેષ કરીને આનંદદાયક નહોતું કે ન તો ઉદાસીભર્યું હતું.

"હા, આપણે એક જ માટીના માનવીઓ છીએ..." તેણે કહ્યું.

તે કોઈ વિચિત્ર વ્યક્તિ છે, અનીસિમે મનમાં નિર્ણય કર્યો. તે ટીખળ કરવા માટે ઘણો ઘરડો છે.

"તમારું સ્વાસ્થ્ય કેવું છે?" વૃદ્ધે પોતાની પૂછતાછ ચાલુ રાખી.

"ભગવાનની દયાથી એટલુ બધું ખરાબ નથી. કોઈક કોઈક વખત માથાનો દુ:ખાવો રહે છે. આમ જોઈએ તો નૌજુવાનિયા સહિત અડધાં ગામનાં લોકોને આ મુશ્કેલી છે."

"અને તમારા કુટુંબમાં કોઈ બીજું છે? ભાઈઓબહેનો કોઈ?"



"હવે તો લાંબા વખતથી કોઈને મળ્યો નથી."

"મૃત્યુ પામ્યાં?"

"મારી બહેનો તો મરી ગઈ છે. મારો ભાઈ પહેલા યુદ્ધ પછી કદી પાછો ન આવ્યો."

"તે માર્યો ગયો?"

"માર્યો જ ગયો હોવો જોઈએ. મને તો એ જ કારણ દેખાય છે, કેમ નહીં?"

શહેરી માણસે સિગારેટ સળગવી અને ધૂમાડાની વાદળી સેર પ્રવેશ તરફ તરવા લાગી. આશ્રયસ્થાનની લીલી છાયામાં સ્પષ્ટપણે દેખાતી ધૂમ્રસેર ખુલ્લા વાતાવરણના ઉજાસમાં તરત જ અદૃશ્ય થઈ ગઈ. જોકે પવનની લહેર પણ નહોતી ફુંકાતી. તીતીઘોડાઓ ગણગણાટ કરતાં હતાં, પક્ષીઓ ઝાડીઓમાં કલરવ કરી રહ્યાં હતાં; કલગીઓવાળી લાવરીઓ ધરતીની તપતી છાતી ઉપર પોતાનાં અંતહીન ગીતોનો પ્રવાહ રેડી રહી હતી.

લેડિબર્ડ આશ્રયસ્થાન ના પ્રવેશ નજીક ઘાસની ઊંચી ટોચ ઉપર સરકી રહ્યું હતું. તે સ્થિરતાથી અને નીડરપણે ચઢી રહ્યું હતું... બંને વૃદ્ધો તેને નિહાળવામાં ડૂબી ગયા. લેડિબર્ડ ઘાસની એકદમ ટોચ ઉપર પહોંચી ગયું, પળવાર માટે ઝૂલ્યું અને પોતાની પાંખો ફેલાવી બાજુનાં ઘાસ ઉપર ઊડી ગયું.

"હા, તો આપણે આપણી જિંદગી જીવી લીધી," શહેરી વૃદ્ધે ધીમેથી કહ્યું.

અનીસિમ ચોંક્યો; વિચિત્ર વાત હતી કે આ વાક્યાંશ તેને પરિચિત લાગ્યું. ન માત્ર વાક્યાંશ પણ જે રીતે તે કહેવાયું હતું તે પણ. તેના પિતા જ્યારે વિચારમગ્ન અવસ્થામાં હતા ત્યારે આ પ્રમાણે બોલતા હતા—આશ્ચર્યસભર નાના સ્મિત સાથે. જેની પાછળ તેઓ એક બે પ્રેમાળ શાપો ઉમેરી દેતા.

"ગ્રામબંધુ, શું તમને એ વાત ઉદાસ નથી બનાવતી?"

"કદાચ બનાવે છે. પણ તેનો ફાયદો શો?"

"આવા સમયે માણસ માટે કોઈક મદદ જરૂર હોવી જોઈએ?"

"તમને કંઈક દુ:ખ દેતું લાગે છે?"

"હા, પશ્ચાતાપો... હજી હું જિંદગીથી કંટાળ્યો નથી... હું થાકી ગયો નથી. હું તૈયાર નથી."

"અહ!.. ક્યારેય કોઈ જીવનથી કંટાળી શકે છે? કોણ ત્યાં પેલી પ્રાચીન માતૃભૂમિમાં દટાઈને પડ્યા રહેવા ઇચ્છે છે?"

"કેટલાંક લોકો આત્મહત્યા કરે છે."

"તેઓ કમજોર દિલના છે. માણસ પોતાની અંદરથી તૂટી જઈ શકે છે. કદાચ તે સ્વસ્થ દેખાતો હોય, પણ તેનામાં કોઈ જીવ બાકી રહ્યો નથી હોતો. તદ્દન ખલાસ થઈ ગયો છે."

"હું અનુભવું છે કે હકીકતોનું ઊંડાણ હું નથી સમજતો... તેમ છતાં હું જાણું છું તે મૂર્ખામી છે. હું જેટલું સમજી શકતો હતો તેટલું સમજ્યો છું." શહેરી માણસ પળવાર માટે ચૂપ થઈ ગયો. "આ શાંતિ છે જેનો મને ખેદ છે... મેં વણવિચાર્યે ઘણું બધું કર્યું છે. પણ બીજાંઓ આગળ નમતું આપવું જ જોઈએ, કેમ ખરું ને?"

"તમે તે કરો જ છો, ને!"

"મને માત્ર એવી જગ્યા શોધવી નહીં ગમે કે જ્યાં દરેકે દરેક મારા વિષે ભૂલી જાય અને ત્યારબાદ ત્યાં બીજી શતાબ્દી માટે જીવતાં રહે! અંહ?" વૃદ્ધ મોજથી હસ્યો. તેનામાં, તેના પેલા હાસ્યમાં કંઈક પરિચિત વ્યગ્રતા હતી. "ક્યાંક જ્યાં દરેકે દરેક વસ્તુ હંમેશાં માટે એક જેવી જ રહે, તો?"

"મને લાગે છે તમે તેનાથી થાકીને કંટાળી ગયેલા હતા."

"અત્યારે હું તેનાથી જરાપણ થાકેલો કે કંટાળેલો નથી!"

"જો ભવિષ્ય વિષે અગાઉથી ન વિચારો તો પછી એટલો ડર નહીં લાગે. જે થવાનું છે તે થવાનું છે... કદાચ થોડા માંદા પણ પડી જાઓ, પણ લાંબા વખત માટે નહીં! લોકો અઠવાડિયામાં જ પરિસ્થિતિથી હારી જાય છે."

"હા..."

"તમે હંમેશાં આગળ ભવિષ્ય તરફ નજર રાખો છો અને હું હંમેશાં ભૂતકાળ તરફ."

"સ્મરણો?"

"હંમેશાં."

"પણ તે સારી વાત છે."

"કદાચ તે સારાં હશે પણ દિલના તારને ખેંચે છે. શા માટે પોતાની જાતને અસ્વસ્થ કરવી?"

"તે એટલું જ સારું છે. તમારી પાસે કેવાં સ્મરણો છે? બાળપણ?"



"મુખ્યત્વે કરીને બાળપણ."

"મને થોડાંક સ્મરણો કહો! તમે બહુ અડપલાં કરતાં હતાં?"

"ગ્રીન્કા. મારો ભાઈ કરતો હતો. સાચે જ તે ભયંકર તોફાની હતો." આમ વિચારતાં અનીસિમ હસ્યો. "ક્યાંથી તે બધું આવ્યું હતું!.. હું ધારું છું તે તે જ યુદ્ધમાં હતો—હંમેશાં તે આગળ પડતો રહેતો..."

"તો પછી શા માટે તે જતો રહ્યો?" શહેરી વૃદ્ધે અત્યંત ઉત્સાહથી પૂછ્યું. "મહેરબાની કરીને જ્યારે તમે આરામ કરી રહ્યાં છો ત્યારે મને તેના વિષે કહો..."

"અંહ!.." અનીસિમે પોતાનું માથું ધુણાવ્યું અને લાંબી ચૂપ્પીમાં સરકી ગયો. "તે ખૂબ ચાલાક છોકરો હતો, સાચે જ... એક દિવસ અમારા પડોશીએ અમને શાકભાજીનાં બગીચામાં પકડી પાડ્યાં. બેશક, તેણે અમને ખૂબ ઝૂડ્યાં પણ માત્ર વેર વાળવાં જ નહીં. પેલાં તડબૂચો હજી કાચાં હતાં અને અમે ખાધાં કરતાં વધારે બગાડ્યાં હતાં. અંધારામાં કશું દેખાતું નહોતું. એક તડબૂચને માત્ર ઘૂંટણ પર વાળીને પછી બટકું ભરો. જો તે કાચું છે તો તેને ફેંકી દો. હંમેશાં એમ બન્યું. તે અમને પકડીને ઘેર લઈ ગયાં. અને પિતાએ તેમાં સારાં એવા પ્રમાણમાં વધારો કર્યો. તેથી ગ્રીન્કા વધારે છંછેડાયો અને તમે જાણો છો તેણે શું વિચાર્યું? તેણે સૂવ્વરની કોથળી લીધી—અમે સૂવ્વર મારી નાંખ્યું—અને તેને રાખમાં ઘસી... તમે જાણો છો કેવી રીતે તેમાંથી બલૂનો બનાવાય છે?"

"હું જાણું છું."

"હા, તો તેણે તેને સૂકવી નાંખી તેમાં હવા ભરી અને તેના ઉપર ભયંકર ચહેરો ચીતર્યો. ." અનીસિમ મનમાં ને મનમાં આનંદથી હસવા લાગ્યો. "મને આશ્ચર્ય થયું કે તેણે ક્યાં આવો ચહેરો જોયો હતો! ત્યારબાદ અમે અંધારું થવાના સમય સુધી રાહ જોઈ, ચોરી છૂપી ચેગોરના આંગણા તરફ સરક્યાં અને તે કોથળી દોરી વડે બારણાના મોભ સાથે બાંધી દીધી... જ્યારે ચેગોરે સવારે બારણું ખોલ્યું ત્યારે પેલો ભયંકર ચહેરો સીધો તેના ચહેરા તરફ તાકી રહ્યો હતો. ભયના કારણે બિચારાંનો પાયજામામાં જ પેશાબ છૂટી ગયો. તેણે ધડામ કરતું બારણું બંધ કર્યું અને અંદર પૂરાઈ ગયો. ચીમની પાસેથી બૂમો પાડવાનું શરૂ કર્યું. "મદદ! મદદ! બારણા ઉપર શેતાન છે!"

શહેરી વૃદ્ધ ખડખડાટ હસી પડ્યો અને હસતાં હસતાં આંખોમાં પાણી ધસી આવ્યાં ત્યાં સુધી હસતો રહ્યો:

"સારો એવો ભડકાવી દીધો તેને, કેમ ખરું ને? હા-હા-હા!"

"ત્યારબાદ હંમેશાં લોકો તેને 'યેગોર, બારણા ઉપર શેતાન!' એમ કહીને બોલાવતાં."

અને બીજો પ્રસંગ—તે સમયે અમે થોડાં વધારે મોટાં થઈ ગયાં હતાં—તે પણ ઘાસ કાપવાનો જ સમય હતો... મિકોલાઈ રેગોદિન નામે એક માણસ હતો—બહુ લુચ્ચો માણસ હતો તે. અને ચોર પણ. એક સાંજે તે કહે છે: 'ગ્રીન્કા, કોઈપણ એક ઘોડે જીન ચઢાવ, ચાલ તો મારો ઘોડો લઈ લે—ગામની પાછળ ચાલ્યો જા અને કોઈકનાં મુરઘાં ચોરી લાવ. મને સ્વાદિષ્ટ મુરઘો ખાવાનું મન થયું છે.' આમ ગ્રીન્કા બીજી વાર વિચાર કરવા રોકાયા વિના જ ઘોડે ચઢી ગયો અને ગામથી દૂર નીકળી ગયો. થોડી જ વારમાં ગરદનેથી વળેલાં પાંચ મુરઘાં હાથમાં લઈ તે પાછો આવ્યો. અમે ખૂબ ખુશ હતા. તેમને રાંધવામાં આવ્યાં અને વાહ, કેવી મિજબાની અમે માણી હતી! ખાતાં ખાતાં આખો સ સમય મિકોલાઈ મારા ભાઈના વખાણ કરતા હતા. "સારો છોકરો છે તું ગ્રીન્કા!" તે કહે છે. ત્યારબાદ ગ્રીન્કા તેની પાછળ આવ્યો: "ખાઓ, કાકા મિકોલાઈ, ખાઓ, તમારાં પોતાનાં જ સમજીને ખાઓ!"

બંને વૃદ્ધો મન મૂકીને સારી પેઠે હસ્યા.

"જ્યારે તેને ખબર પડી કે તે તેનાં પોતાનાં જ મુરઘાં હતાં ત્યારે બિચારા કંઈ પણ કહી ન શક્યાં! પણ તેઓ શું કરી શક્તા હતા? તેમણે પોતે જ તેને કોઈકનાં મુરઘાં લેવા મોકલ્યો હતો."

"હા..." શહેરી વૃદ્ધે પોતાની આંખો લૂછી અને વિચારમાં ગરકાવ થઈ ગયો.

બંને વૃદ્ધો થોડાક સમય માટે ચૂપ થઈ ગયા, બંને પોતપોતાના વિચારોમાં ડૂબેલા હતા. આશ્રયસ્થાનની બહારની દુનિયા વધતી જતી ગરમીમાં ગણગણાટ કરતી હતી અને ગૂંજતી હતી. હંમેશ કરતાં વધારે મુક્તપણે અને ગૂઢપણે આંખોને આંજી દે એવાં સૂર્ય પ્રકાશમાં પોતાની સુંદરતા ઉઘાડી પાડતી હતી.

"ઠીક તો હવે હું ઊભો થઈશ..." અનીસિમે કહ્યું. "લાગે છે કે હવે થોડી ઠંડક થઈ ગઈ છે."



"હજી પણ ખાસી એવી ગરમી છે."

"કંઈ વાંધો નહીં."

"તમારી પાસે ગાય છે?"

"બેશક."

અનીસિમે પોતાનું દાંતરડું ઉપાડ્યું અને પત્થર સાથે ધાર ઘસી. તેની આંખ કપાયેલાં ઘાસની ખાલી જગ્યા ઉપર ફરતી હતી—સવારથી તેણે ઓછું કામ નહોતું કર્યું. શહેરી વૃદ્ધે એકચિત્તે અને ઉદાસીનતાથી તેની તરફ જોયું.

"ઠીક, તો હું ઊપડું છું," અનીસિમે ફરીથી કહ્યું.

"તમે સાચું કહો છો," શહેરી વૃદ્ધે કબૂલ કર્યું. "તો પછી, આવજો." તેણે સીધું અનીસિમની આંખોમાં જોયું, વધારે કંઈ ન કર્યું, દૃઢતાપૂર્વક હાથ મેળવ્યા અને સડક તરફ જતાં ઢોળાવ તરફ ફલાંગો ભરવા માંડી. જ્યારે તે સડક ઉપર આવ્યો ત્યારે ક્ષણવાર માટે ચારેબાજુ જતો ઊભો રહ્યો અને ત્યારબાદ ચાલવા લાગ્યો. થોડીવારમાં જ તે આંખોથી ઓઝલ થઈ ગયો.

વૃદ્ધ મોડી સાંજ સુધી ઘાસ કાપતો રહ્યો.

છેવટે તે ઘેર પાછો ગયો.

જ્યારે તેણે ઘેર પહોંચી જોયું ત્યારે તેની પત્ની અધીરાઈથી તેની રાહ જોઈ રહી હતી.

"આપણે ત્યાં કોઈ માણસ આવ્યો હતો!" જેવો અનીસિમ દરવાજામાં દેખાયો કે તરત જ તેણે કહ્યું. "મોટી લાંબી પહોળી મોટરમાં આવ્યો હતો અને તમારા વિષે પૂછતો હતો. તેણે પૂછ્યું: 'તમારા પતિ ક્યાં છે?'"

અનીસિમ બારણામાં જ પગથિયા ઉપર બેસી ગયો અને પોતાના ઘાસનો ભારો નીચે મૂક્યો.

"તેણે ટોપી પહેરી હતી? અને તે ઘરડો હતો?"

"હા, ટોપી હતી. અને એટલો સરસ સુટ પણ પહેર્યો હતો. જાણે શાળાનો શિક્ષક હોય."

વૃદ્ધ એકી નજરે જમીન તરફ તાકતો ચૂપચાપ બેસી રહ્યો. હવે તે થોડાક કલાકો પહેલાં તેને આશ્ચર્ય પમાડનાર પેલા વિચિત્ર મળતાપણાને ઓળખી ગયો. હવે તેણે અનુભવ્યું કે તે કોણ હતો. પણ શું વાસ્તવમાં તે હોઈ શકતો હતો?!

"કદાચ તે ગ્રીન્કા હતો? તેં કોઈ વાત નોંધમાં ન લીધી?"

"અરે ભગવાન! તમારું મગજ ક્યાંક ચસકી તો નથી ગયું? ગ્રીન્કા? મર્યા પછી પાછો આવ્યો?"

માણસના મનમાં કદાચ કોઈપણ અસ્પષ્ટ અટકળો હોય તો તેના વિષે સ્ત્રીને વાત ન કરવી એ જ વધારે સારું છે. તે કદી નહીં સમજે. જ્યારે તે જુવાન હોય ત્યારે તમે ગમે તેવી વાહિયાત વાત તેના મૂરખ ભેજામાં ઘૂસાડી શકો છો અને તે વિશ્વાસ પણ કરશે; પણ જ્યારે તે ઘરડી થઈ જાય ત્યારે માણસના મનમાં અચાનક ઊઠેલો કોઈ વિચાર માત્ર તેને કહેવાનો પ્રયત્ન કરો તો તે સીધો મૂરખમાં ગણાઈ જાય છે.

"હવે તે જતો રહ્યો?"

"હા, તે જતો રહ્યો."

"તે ગ્રીન્કા હોઈ શકતો હતો? બેશક નહીં?"

તે રાત્રે વૃદ્ધ ભાગ્યે જ પોતાની આંખો મીંચી શક્યો હતો. સવાર પડતાં સુધી તે એ નિર્ણય ઉપર પહોંચી ગયો કે તે માત્ર મળતાંપણું જ હતું.

ઘણાં લોકો એકબીજાંને મળતાં દેખાય છે! અને શા માટે તેણે પોતે એ ન કહ્યું કે તે કોણ હતો? કદાચ તે કોઈ મૂંઝવણનું કારણ ઊભું કરવા ઇચ્છતો ન હોય? જ્યારથી નાનો હતો ત્યારથી તે હંમેશાં મજાકિયો હતો...

પણ શું તે સાચે જ ગ્રીન્કા હોઈ શકતો હતો?

અઠવાડિયા પછી વૃદ્ધ દંપત્તિને એક તાર મળ્યો:

"અનીસિમ કવાસોવને,

"તમારો ભાઈ ગ્રિગોરી બારમીએ મૃત્યુ પામ્યો. તેણે અમને તમને જણાવવા કહ્યું હતું. કવાસોવ કુટુંબ."

હા, છેવટે તે તેનો ભાઈ જ હતો.

૧૯૬૮



# ફ્યોદોર અબ્રામોવ

## ફ્યોદોર અબ્રામોવ
## (૧૯૨૦-૧૯૮૨)

ફ્યોદોર અબ્રામોવે સન ૧૯૫૮માં પોતાનું સૌથી પહેલું પુસ્તક 'બ્રધર્સ એન્ડ સીસ્ટર્સ' પ્રકાશિત કર્યું. પછી બીજા ત્રણ પુસ્તકો: 'બે શિયાળા અને ત્રણ ઉનાળા' (૧૯૬૮), 'માર્ગો-રસ્તો' (૧૯૭૩) અને 'ઘર' (૧૯૭૮) આ ચાર પુસ્તકોનું એક નામ 'પ્રયસ્લીની' છે. આ ચાર ભાગવાળા પુસ્તક માટે તેમને રાજ્ય ઈમાન મળ્યું.

જ્યારે યુદ્ધ શરૂ થયું ત્યારે અબ્રામોવ લેનિનગ્રાદ વિશ્વવિદ્યાલયનાં ત્રીજા વર્ષમાં હતા. તેઓ હોમગાર્ડમાં જોડાયા અને ગંભીર રીતે ઘાયલ થયા. તેમને લશ્કરમાંથી છૂટા કરવામાં આવ્યા. યુદ્ધ પછી તેઓ લેનિનગ્રાદના વિશ્વવિદ્યાલયમાં ભણાવતા હતા અને ૧૯૫૬થી ૧૯૬૦ સુધી ત્યાં રશિયન સાહિત્ય વિભાગના અધ્યક્ષપદે નેતૃત્વ કરતા હતા.

તેમની કૃતિનો મુખ્ય વિષય બન્યો હતો—બીજું વિશ્વયુદ્ધ. "૧૯૪૨નાં શિયાળાના અંતમાં હું ગંભીર રીતે ઘવાયો અને ઘેરો ઘરાયેલ લેનિનગ્રાદમાંથી મને બીજે સ્થાને ખસેડી દેવામાં આવ્યો," ફ્યોદર અબ્રામોવે લખ્યું. "હોસ્પિટલોની અંતહીન શુંખલાઓમાંથી પસાર થયા પછી છેવટે હું અરખાંગેલ્સ્કના અભેદ્ય જંગલોમાં પહોંચ્યો, જે મારા માટે ઘર બની ગયા. તે પીડાદાયક દિવસો હતા. પીનેગામાં નીચે જીવન માટેની, અસ્તિત્વને ટકાવી રાખવા માટેની લડાઈ લડવામાં આવતી હતી. ત્યાં કોઈ દારૂગોળાઓ ફૂટતાં નહોતાં કે ન તો ગોળીઓનો સણસણાટ હતો પણ ડૂબકાવનાર ગરીબાઈ, કપરું વૈતરું હતું તથા ટપાલી દ્વારા 'યુદ્ધમાં પડી ગયેલાં'ની સૂચનાઓ લાવવામાં આવતી હતી. ખેતરોમાં અને બીડોમાં માણસોએ જે કામ કરવાનું હતું તે કામ અડધી ભૂખે મરતી સ્ત્રીઓ, બાળકો અને તેમનાં દાદા-નાનાઓ કરતાં હતાં. તે ઉનાળામાં, મેં ઘણું દુઃખ અને સંકટ જોયાં. પણ તેમાંય વળી સૌથી વધારે મેં જે જોયું તે હતાં રશિયન દિલનાં ધૈર્ય, સહનશક્તિ અને ઉદારતા."

અબ્રામોવે સોવિયેત લોકોને દુશ્મન ઉપર વિજય પ્રાપ્ત કરવા સમર્થ બનાવનાર પેલી અખૂટ નૈતિક તાકાતનાં મૂળને ઉઘાડા પાડવા માટે રશિયન ચારિત્ર્યનો તાગ મેળવવા તેને પોતાનો ઉદ્દેશ્ય બનાવ્યો.



# નસીબદાર સ્ત્રી

જ્યારે પિતા મૃત્યુ પામ્યા ત્યારે ઘરમાં ઘણાં બાળકો હતાં. બધી જ છોકરીઓ હતી. છોકરામાં માત્ર એકલો તિખોન હતો. ડબ્બામાં મુઠ્ઠીભર પણ લોટ નહોતો. મા દિવસ રાત વૈતરું કરતી, પરસેવે રેબઝેબ થઈ જતી પણ બદલામાં તેને ઘણાં ઓછાં પૈસા મળતાં અને પાઉંરોટીનો ડબ્બો હંમેશાં ખાલી રહેતો.

ટૂંકમાં એ બધાંનો નિષ્કર્ષ એ હતો કે અમારે ઘરની બહાર નીકળવું પડ્યું અને અમારી રોટી કમાવી પડી. તિખોન શહેરમાં ગયો અને હું બાર વર્ષની ઉંમરે મઠમાં કામ કરવા ગઈ. નવ વર્ષોથી હંમેશાં હું તે નરકમાં જીવતી હતી. નવ નવ વર્ષો સુધી પેલા દાઢીવાળા શેતાનો માટે મેં કપડાં ધોવાનું કામ કર્યું.

તેઓ મને પરોઢિયે ત્રણ વાગ્યે જગાડી દેતા અને મારે પેલા ધોવાના ટબ પાસે રાત્રે આઠ વાગ્યા સુધી એકધાર્યું ઊભું રહેવું પડતું હતું. અંતમાં થાકીને હું એટલી તો લોથપોથ થઈ જતી હતી કે ન તો સીધું જોઈ શકતી હતી કે ન તો મારાં હાથપગના અસ્તિત્વને અનુભવી શકતી હતી. મારા હાથ લાઈના પાણીથી આળા અને કબૂતરનાં પગ જેવા લાલ થઈ જતા હતા. ભર શિયાળામાં નદી ઉપર જામેલા બરફમાં કોઈ બખોલમાં ઝબોળતી—જ્યાં સારો માલિક પોતાના કૂતરાને પણ એવા હિમમાં બહાર ન જવા દેતો ત્યાં—હું પચીસ ડોલો ભરીને ધોવા નદીએ જતી અને મહિનાના અંતમાં આ બધાંના બદલામાં મને એક રૂબલ મળતો.

તેઓ પેલી પવિત્ર જગ્યામાં મારી સાથે આવી રીતે વર્તાવ કરતા હતા. કોઈક કોઈક વખત મા આવતી, રડતી પણ એ સિવાય કંઈ ન કરી શકતી, અને જેવી આવતી તેવી જ પાછી જતી રહેતી કારણ કે મારો તો ઘેર પાછા જવાનો કોઈ પણ રીતે સવાલ જ નહોતો ઊઠતો.

પણ એક વાત જરૂર ધ્યાનમાં રાખવા જેવી છે—ભલેને પરિસ્થિતિ ગમે તેટલી ખરાબ હોય પણ તેમ છતાં જુવાની જુવાની છે. રવિવાર આવતાં હું ક્યાંક ને ક્યાંક બહાર જતી રહેતી. જરા મારી તરફ જુઓ—કેટલી સુંદર છું હું, કાગડાંઓને ભડકાવવા માટે સમર્થ. પણ તે દિવસોમાં હું સુંદર રૂપાળી નોકરડી હતી. જ્યારે હું ક્યાંયથી પસાર થતી ત્યારે કામદારો મોં ફાડીને તાકતા રહેતા કે દાંતિયાં કરતાં અને મઠની પરસાળોમાંથી જતી ત્યારે જોગીઓ મારી છાતી ઉપર ચૂંટલી ખણવાનો પ્રયત્ન કરતાં. એવો પણ સમય હતો જ્યારે હું તેમનાં દાઢીવાળાં ચહેરા ઉપર એવો તો જોરદાર મુક્કો મારતી કે તેઓ ખરાબ રીતે બનાવાયેલ પૂળાની જેમ પડી જતાં.

સારી એવી તંદુરસ્ત છોકરી હતી હું. જ્યારે ભગવાન તંદુરસ્તી વહેંચી રહ્યા હતા ત્યારે હું કંઈ બારણા પાછળ સંતાઈ નહોતી ગઈ. હું હજી પણ સાઠ વર્ષની ઉમ્મરે લોટનો કોથળો ઉપાડીને લઈ જઈ શકતી હતી. પણ હું મારા વૃદ્ધ પતિ સામે નમતું ન આપી શકી હતી. તે સમયે હજી તે વૃદ્ધ નહોતો, સુંદર જુવાન જ હતો. અને માત્ર પહેલી જ નજરે તેણે મને જીતી લીધી હતી. હું બીજાં બધાંને ગલૂડિયાંઓની જેમ ઉછાળીને ફેંકી દઈ શકતી હતી—પછી ભલેને તે જોગીઓ હોય કે કામદારો. પણ તે—તેની માત્ર એકવાર મારી તરફ જોવાની જ વાર હતી અને જોતાં વેંત હું તેના વશમાં થઈ જતી. ન તો મારો હાથ કે ન તો પગ હલાવી શકતી.

મેં જાતે બળતી આગમાં ઝંપલાવ્યું હતું.

કંઈપણ કરી શકાય તેમ નહોતું. મારી પોતાની ભૂલ હતી. મા અને હું બેઠાં બેઠાં રડયાં—અમે કંઈપણ કરી શકતાં નહોતાં અને જ્યાં સુધી મારા વૃદ્ધ પતિ અલેક્સેઈને કહેવાની વાત હતી, તો તે વિચાર મારા મનમાં કદી આવ્યો જ નહોતો. તેનાં કુટુંબીજનો પૈસેટકે સંપન્ન હતાં. ગામમાં તે સૌથી સારો છોકરો હતો. ઓલેનાની છોકરી પાસેથી તે શું ઇચ્છતો. તેના માટે કોઈ દહેજ નહીં અને તેના તરફ તે પોતાનાં બારણાં બંધ રાખી શકતી નહોતી. પ્રાચીન દિવસોમાં લોકો કુમારિકાના માન માટે બહુ કડક હતાં, આજકાલની જેમ નહીં.

પણ અલેક્સેઈએ પાકો નિર્ણય કર્યો અને પોતાનાં માતાપિતાની વિરુદ્ધ સામે આવ્યો: "સો વાતની એક વાત, મા અને પિતા, કંઈપણ થાય હું બીજા કોઈની નહીં પણ માત્ર ઓલેનાની છોકરી સાથે પરણીશ."



તેઓએ તેને વાત કરી સમજાવવાનો પ્રયત્ન કર્યો અને પિતાએ તેની ઉપર લાકડી ઉગામી—તેઓ ગરમ મિજાજનાં માણસ હતાં—પણ અલેક્સેઈ મક્કમ રહ્યો: આકૂલ્કા સિવાય બીજા કોઈનો હાથ હું નહીં પકડું.

તેના પિતા એકદમ ક્રોધાવેશમાં આવી ગયા.

"તો તું એ વાત ઉપર અટલ છે? તું માબાપની વિરુદ્ધ જશે, કેમ ખરું ને? જો એમ જ હોય તો પછી જા અને જેમ તું ઇચ્છે તેમ રહે. હું તને મારી મિલકતમાંથી કાણી કોડી પણ નહીં આપું."

તેમણે કંઈ આપ્યું પણ નહીં. ત્રણ વર્ષો સુધી અમે કાળી મેશ જેવી નાહવાની ઓરડીમાં રહ્યાં. ત્રણ વર્ષો સુધી અમે ધૂમાડામાં ગૂંગળાતાં રહ્યાં. તમે માનશો નહિ કે કણક ગૂંદવા માટે ટબ વાપરતી હતી, જેમાં લોકો ધોતાં હતાં.

સૂવા જતાં પહેલાં અલેક્સેઈ કહેતા: "પત્ની, ગા!" અને તમે માનશો નહીં કે મારી આખી જિંદગીમાં મેં કદી એવું ગાયું નહોતું. આખું ગામ સાંભળવા માટે બહાર આવી જતું. "જો ઓકૂલ્કા ગાતી હોય તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કંઈ નથી," તેઓ કહેતાં, "શા માટે નહીં, તે નાની હતી ત્યારથી જ એક નોકરડી કરતાં વધારે સારી રીતે જાણીતી નથી. પણ અલેક્સેઈને ખુશ થવા જેવું શું છે?"

અલેક્સેઈ અને હું થોડા જ વખતમાં અમારા પગ ઉપર ઊભાં થઈ ગયાં. અમે અમારા માટે ઘર બાંધ્યું. તે અમે પોતે જાતે બનાવ્યું અને તે ઘર અદ્‌ભુત હતું. મેં લાકડાંનાં ઢીમચાંઓની નીચે અને ઉપર તેના સાથીદાર તરીકે કામ કર્યું. હા, મેં અલેક્સેઈની સાથે મળીને ફાડેલાં લાકડાં ઉપાડયાં હતાં અને ખૂણાઓમાં કુહાડીઓ સાથે તેની સાથી બેઠી હતી. લોકો કુહાડી ચલાવતી સ્ત્રીને ત્યાં સુધી તાકતાં રહેતાં જ્યાં સુધી તેમની આંખો ઢળી ન પડતી—કોઈએ ન તો કદી આવી વસ્તુ જોઈ હતી કે ન કદી આવું કંઈ સાંભળ્યું હતું.

હા, એ તો ઠીક પણ અમે ઘર બાંધ્યું અને અમે સારી રીતે કામ કરી રહ્યાં હતાં. જ્યારે વૃદ્ધ અલેક્સેઈના પિતા અમારી પાસે આવ્યા હતા ત્યાં સુધીમાં તેઓ એકદમ ખખડી ગયા હતા અને આંધળા પણ થઈ ગયા હતા. એવા માણસની કોને જરૂર હોય? તેમના ત્રણ દીકરાઓએ તેમને ન રાખ્યા, અલેક્સેઈ પાસે જાવ, તેઓએ કહ્યું, હજી સુધી તમે તેની સાથે રહ્યા નથી. પણ જ્યારે તેમણે પોતે અલેક્સેઈને ઘરમાંથી બહાર

નીકળી જવાનું કહ્યું હતું અને તેને એક પિત્તળનો સિક્કો પણ નહોતો આપ્યો ત્યારે કેવી રીતે તેઓ તેને પોતાની સાથે લઈ જવા કહી શકતા હતા?

હા, તો એક સવારે હું બહાર આવીને જોઉં છું તો ઉંબરા ઉપર કોઈ બેઠેલું હતું. તે બીજું કોઈ નહીં પણ મારા સસરા હતા. બારણું ઠોકવાની તેમની હિમ્મત નહોતી ચાલતી તેથી તેઓ ત્યાં જ બેઠા હતા. ખૂબ ઠંડી હતી. શિયાળો હતો. સૌથી કપરા હિમપ્રપાતનો સમય.

મેં તેમનો હાથ પકડ્યો. તેમને અંદર લઈ ગઈ અને સૌથી ગરમ હૂંફ આપતી જગ્યામાં તેમને બેસાડ્યા. ત્યારબાદ મેં તેમને ખવડાવ્યું-પીવડાવ્યું અને તેમને નહાવા માટે નાવણિયું તૈયાર કર્યું કારણ કે તેઓ ખૂબ ગંદા પણ થઈ ગયા હતા. તેઓ નાના બાળકની જેમ રડી પડ્યા.

"મને માફ કરી દે, ઓકુલીના, મને માફ કરી દે," તેઓ કહે છે. "મેં તારી સાથે બહુ ખોટો વર્તાવ કર્યો. હું તો તારી ભલમનસાઈનો બદલો વાળી નથી શકતો પણ મારો ભગવાન કદાચ તને જરૂર બદલો આપશે."

હું એ ચોક્કસપણે તો નથી જાણતી કે એ વૃદ્ધની પ્રાર્થનાઓ જ મારા માટે ખુશી લાવી હતી કે કેમ. તેઓ બહુ પવિત્ર જીવ હતાં, મારી જેમ નહીં. ગામનાં લોકો કહેતાં હતાં તેમ મઠની નોકરડી, પણ ગમે તેમ મારું જીવન જ હતું. તેનાથી હું મને પોતાને આખા ગામમાં સૌથી નસીબદાર સ્ત્રી કહી શકતી હતી. યુદ્ધમાં મારા પતિ, તથા મારા ત્રણ દીકરાઓ એમ ચાર જણા લડતા હતા અને તેઓ ચારે પાછા આવ્યા. પણ અલેક્સેઈના બધા જ ભાઈઓ ત્યાં જ મરી પરવાર્યા. અને તેમાં કોઈ આશ્ચર્ય પણ નહોતું કારણ કે આખા ગામમાં માત્ર મુઠ્ઠીભર માણસો પાછા ફર્યા હતા પણ મારા—ચારેય. હવે શું તમે મને સૌથી વધુ નસીબદાર સ્ત્રી નહીં કહો?

૧૯૮૦



# યેવ્ગેની નોસોવ

યેવ્ગેની નોસોવ
(૧૯૨૫)

યેવ્ગેની નોસોવ ૧૯૬૦ની શરૂઆતમાં સાહિત્યિક ક્ષેત્રમાં પ્રવેશ્યા. તેમનો જન્મ અને લાલનપોષણ કુર્સ્ક નજીકના ગામમાં વેઠ-મજૂર કુટુંબમાં થયાં હતાં. તેમની પેઢીના મોટા ભાગનાં લોકોની જેમ તેઓ પણ બીજા વિશ્વ યુદ્ધમાં લડયા હતા. કેનિગ્સ્બેર્ગ માટેની લડાઈમાં તેઓ ગંભીર રીતે ઘાયલ થયા હતા. યુદ્ધ પછી તેમણે કેટલાક વર્ષો મધ્ય એશિયામાં કામ કર્યું અને ૧૯૫૧માં કુર્સ્ક પાછા ફર્યા. સમાચાર પત્રના સંવાદદાતા તરીકે તેઓ હંમેશાં ફરતા રહેતા હતા, સામૂહિક ખેતરોનો અને આખા દેશભરનાં બંધારણ મથકોનો પ્રવાસ કરતા હતા અને આ અનુભવે તેમના જીવન અને લોકો વિષેના જ્ઞાનને ઊંડી રીતે જાણવામાં મદદ કરી. તેમણે સાહિત્યમાં ઉચ્ચ અભ્યાસક્રમ મોસ્કોમાં પૂરો કર્યો અને વાર્તાઓનો તેમનો સંગ્રહ પ્રકાશિત થયો જેને તરત જ સફળતા મળી: 'શોર્સ' (૧૯૭૭), 'ધી બ્રીજ' (૧૯૭૪), 'ધી થર્ટી બીન્જસ' (૧૯૭૪), 'ધી ગ્રાસીસ રસ્ટલીંગ ઈન ધી મીર્ગ', (૧૯૭૭) અને 'ઈન ધી ઓપન કન્ટ્રી' (૧૯૮૦).

માત્ર કલાકાર જ કોઈપણ નાનામાં નાની નજીવી વિગતને ભૂલ્યા વિના આટલી સ્પષ્ટ રીતે ખેતર, બીડ, જંગલ, નદી કે તળાવને જોઈ શકતો હતો. ઉદાહરણ તરીકે આ છે: તેઓ ઈન્દ્રધનુષ્યને આવી રીતે વર્ણવે છે: "જ્યારે હું ઊંઘી ગયો ત્યારે ક્યાંકથી અચાનક આવેલા પવનના સપાટાએ વાદળાંઓને પશ્ચિમી આસમાનમાં સ્તરોમાં વહેંચી દીધા. અને આથમતા સૂરજે પોતાની ઝપક્યા વિનાની આંખો લાંબી લાંબી ચિરાડ ઉપર એ જોવા ડોકિયું કરવા દબાવી હતી કે આવતી કાલે બહાર નીકળી પ્રકાશિત થવું જોઈએ કે પછી બીજા દિવસે વાદળાઓમાં સંતાયેલાં રહેવું. અને ખૂબ ઊંચે, તેજસ્વી નદીની ખીણ ઉપર ઈન્દ્રધનુષ્ય—રંગબેરંગી પટ્ટાઓનું વિશાળ ધનુષ્ય દેખાતું હતું. તે કોઈક નદીની બાજુનાં ઝાડવાંઓમાંથી ઉદ્‌ભવ્યું હતું અને પછી વિશાળ અર્ધવર્તુળ બનાવતાં તેનો બીજો છેડો ત્રણ કિલોમીટર દૂર કોઈ ગામ કે બીજા બગીચાઓમાં ડૂબતો હતો."

વાર્તા 'જીવંત જ્યોત' એવી વ્યક્તિઓને સમર્પિત છે જેમનું જીવનફૂલ હજી માંડ માંડ ખીલી રહ્યં હતું, તે યુદ્ધની સર્વગ્રાહી લપટોમાં નાશ પામ્યું હતું.

# જીવંત જ્યોત

જ્યારે ઓલ્ગાકાકીએ મારા ઓરડામાં નજર નાંખી ત્યારે તેમણે મને ફરીથી ઢાળિયા પાસે બેઠેલી જોઈ.

"બહુ લખી લીધું હવે," આદેશ આપતાં હોય તેવા મોટા અવાજે તેમણે કહ્યું. "બગીચામાં થોડાં ફૂલ રોપવામાં મદદ કરવી એ પણ લાભદાયક થશે."

તે ભંડારઘરમાં ગઈ અને બર્ચની છાલનો બનેલો નાનકડો દાબડો બહાર કાઢ્યો. જ્યારે મેં પંજેટી વડે ભીનાશવાળી જમીનને સરખી કરતાં મારાં સ્નાયુઓને થોડી આનંદદાયક કસરત આપી, ત્યારે તે ઘરની બાજુના બાંકડા ઉપર બેઠી અને પોતાનાં ખોળામાં ફૂલોનાં બીજોનાં નાનાં નાનાં પડીકાંઓ અને વાળેલા કાગળો જુદાં પાડતી હતી.

"ઓલ્ગા કાકી, મને લાગે છે તમે કોઈ ખસખસનાં છોડ વાવી રહ્યાં નથી લાગતાં. એમ કેમ?"

"ખસખસનો છોડ? તે તો ફૂલ નથી." તેણે ખાતરીપૂર્વક કહ્યું. "તે તો શાક છે. અમે ડુંગળી અને કાકડીની સાથે શાકભાજીની ક્યારીમાં તે ઊગાડીએ છીએ."

હું હસી. "તમે ભૂલ ખાઓ છો. પેલા પ્રાચીન ગીતના શબ્દો યાદ છે તમને?"

આરસપહાણ જેવું સફેદ તેનું લલાટ,
પણ ગાલ ખસખસના ફૂલ જેવા લાલ.

"તેના ઉપર માત્ર બે જ દિવસ માટે ફૂલ આવે છે અને બગીચા માટે તેનાથી શો લાભ? આજે અહીં છે અને આવતીકાલે નથી. નોગીનો બાકીના આખા ઉનાળામાં ફૂલોની ચાદરનો દેખાવ બગાડી નાંખે છે."

પણ જ્યારે ઓલ્ગા કાકી જોતી નહોતી ત્યારે મેં ફૂલોની ક્યારીની

વચ્ચોવચ એક ચપટી ભરીને ખસખસનાં બીજ નાંખી દીધાં. થોડા દિવસો પછી ફૂલોની ક્યારીની એકદમ વચ્ચે લીલા અંકુરો ફૂટી નીકળ્યા.

ઓલ્ગા કાકી મારી સામે થઈ ગયાં. "નેં પેલાં બધાં ખસખસનાં બીજ મૂક્યાં હતાં? સાચે જ તું બહુ તોફાની છે! ભલે ઠીક છે, તારા માટે મેં ત્રણ અંકુરો રહેવા દઈ બીજા બધા સાફ કરી નાંખ્યા છે."

મારે અણધાર્યા કામ માટે બહાર જવું પડ્યું હતું અને બે અઠવાડિયાંઓ સુધી પાછી નહોતી ફરી. ગરમીભર્યા અને કંટાળાજનક પ્રવાસ પછી ઓલ્ગા કાકીની શાંત નાનકડી કુટિરમાં પ્રવેશવું આનંદદાયક હતું. હમણાં જ ધોવાયેલા ભોંયતળિયાએ મારા ઓરડાને તાજગીભરી ઠંડકથી ભરી દીધો હતો. બારીની બહારની જૂઈનો પડછાયો મારા લખવાના ઢાળિયા ઉપર પડતો હતો.

હું જેટલી પોતાને અનુભવતી હતી તેટલી જ પરસેવાથી રેબઝેબ થયેલી અને થાકેલી દેખાતી હોવી જોઈતી હતી.

"તું થોડો 'કવાસ' પીશે?" માયાળુ નજરો વડે ઓલગા કાકીએ સૂઝાવ આપ્યો. "અલેક્સેઈ કવાસનો બહુ શોખીન હતો. તે પોતાની જાતે શીશીમાં ભરતો હતો."

જ્યારે મેં ઓરડો ભાડે લીધો ત્યારે ઓલ્ગા કાકીએ લખવાના ઢાળિયા ઉપરની દીવાલ તરફ પોતાની આંખો ઊંચી કરી જોયું. હવાઈ દળનો ગણવેશ પહેરેલ જુવાનની છબી ત્યાં લટકતી હતી. તેમણે પૂછ્યું:

"આ તને આડે તો નહીં આવે ને?"

"બેશક નહીં," મેં જવાબ આપ્યો.

"તે મારો દીકરો અલેક્સેઈ છે. આ તેનો ઓરડો હતો. ઠીક તો આને તારું પોતાનું જ ઘર ગણજે અને જ્યાં સુધી તને મન થાય ત્યાં સુધી અહીં રહેજે."

કવાસ ભરેલો પિત્તળનો મગ મારા હાથમાં પકડાવતાં આલ્ગા કાકીએ કહ્યું: "તારાં ખસખસનાં છોડ ફૂટી નીકળ્યાં છે અને તેની ઉપર કળીઓ પણ આવી ગઈ છે."

જ્યારે હું જોવા માટે બહાર ગઈ ત્યારે મેં જોયું કે ફૂલોની ક્યારી ઓળખી શકાય તેવી નહોતી. કિનારી ગાઢા આકર્ષક ઘાસથી છવાયેલી હતી. તેની બાજુમાં સુગંધી સ્ટોક ફૂલોનો પટ્ટો હતો. પેલાં સાદાં સાંજનાં ફૂલો જેમનું આકર્ષણ તેમના ચળકતા રંગોમાં નહીં પણ તેમની વેનીલા જેવી તીવ્ર વાસમાં હતું. પીળાં અને જાંબલી પેંઝિનાં ઝુમખાં



હતાં. પેરીઝ્યન સુંદરીઓની જાંબુડિયા રંગની મખમલીની ટોપીઓ જેવાં ફૂલો તેમનાં પાતળાં થડો ઉપર ઝૂલતાં હતાં. મેં ઘણાં બધાં ફૂલો જોયાં જેમાંથી કેટલાંક પરિચિત હતાં અને બીજાં મારા માટે નવાં હતાં.

ક્યારીની મધ્યમાં જુદાં જુદાં રંગોનાં બધાં ફૂલોની ઉપર મારાં ખસખસનાં છોડ ઊગેલાં હતાં. તેમની ત્રણ કસેલી ભારે કળીઓ સૂરજ તરફ આગળ વધેલી હતી.

બીજા દિવસે કળીઓ ખીલી.

ઓલ્ગા કાકી ફૂલોને પાણી પાવા બહાર ગઈ પણ તરત જ પાણી પાવાનો ખાલી ડબ્બો ખખડાવતી પાછી ફરી.

"બહાર આવ અને જો. તે ખીલી રહી છે."

દૂરથી ખસખસનાં ફૂલની પાંદડીઓ પોતાની જ્યોતની જ્વલંત જીદ્‌વાવાળી મશાલો લાગતી હતી. સૂરજનો પ્રકાશ અર્ધ પારદર્શક લાલ પાંદડીઓને ભેદતો હતો. જ્યારે આ કળીઓ હવાની હળવી લહેરમાં ઉલ્લાસિતપણે ફફડી ત્યારે ખસખસનાં ફૂલ એક મિનિટ માટે ધ્રૂજતી ચળકતી આગની જેમ ભડકી ઊઠ્યાં અને બીજી જ મિનિટે ઘેરા કિરમજી રંગમાં પરિવર્તિત થઈ ગયાં. તેને જોતાં મનમાં એવી લાગણી ઉદ્‌ભતી હતી કે આ ફૂલને અડતાં જ આંગળીઓ દાઝી જશે.

ખસખસનાં ફૂલ પોતાની તોફાની, જ્વલંત તેજસ્વીતાથી માણસને આશ્ચર્યચકિત કરી દેતાં હતાં. પેરીઝ્યન સુંદરીઓ, સ્નેપડ્રૅગનો અને બીજાં ફૂલોનાં ઉમરાવો તેમની બાજુમાં ઝંખવાણા પડી ગયાં હતાં.

ખસખસનાં ફૂલ બે દિવસો સુધી આવેશથી ચળકતાં રહ્યાં. અને બીજા દિવસને અંતે અચાનક તેમની પાંદડીઓ ખરી પડી. ચળકતી જ્યોત વિલિન થઈ ગઈ. એની સાથે જ પુરજોશમાં ખીલી ઊઠેલ ફૂલોની ક્યારી તદ્દન ખાલી થઈ ગયેલી લાગતી હતી.

મેં હજી પણ તાજી અને ઝાકળથી ઢંકાયેલી પાંદડી ઉપાડીને મારી હથેળીમાં સીધી કરી.

"બસ, બધું ખલાસ થઈ ગયું," મેં દુ:ખી થતાં કહ્યું.

"હા, તેઓ બળી ગઈ," ઓલ્ગા કાકીએ ઊંડો નિસાસો ભર્યો. "મને આશ્ચર્ય થાય છે શા માટે મેં પહેલાં તેમની તરફ લક્ષ ન આપ્યું? કટેલી ટૂંકી છે તેમની જીંદગી પણ કેટલી ભરપૂર અને તેજસ્વી છે. બિલકુલ કેટલાંક લોકોનાં જીવન જેવી જ."

એકદમ અચાનક જ ઓલ્ગા કાકી વધારે ઉંમરલાયક, વધારે થાકેલા દેખાવા લાગ્યાં.

તે ઉતાવળે ઘરમાં પાછી જતી રહી.

પડોશીઓએ મને તેમના દીકરા અલેક્સેઈ વિષે કહ્યું હતું. તેનું નાનું લડાયક વિમાન ભારે નાઝી બોમ્બરમાં કકડભૂસ થઈ ગયું હતું.

હવે હું શહેરના બીજે છેડે રહું છું પણ કોઈક કોઈક વખત હું ઓલ્ગા કાકીને મળવા જાઉં છું. થોડાં વખત પહેલાં જ ગઈ વખતે હું ત્યાં ગયો હતો. અમે ચા પીતાં અને એકબીજાંને સમાચારો કહેતાં. બગીચામાં મેજ પાસે બેઠાં હતાં. અમારી બાજુમાંની ફૂલોની ક્યારીમાં ખસખસનાં ફૂલોની આગની જ્યોતો લપટતી હતી. કેટલાંક ફૂલોની પાંદડીઓ તણખલાંઓની જેમ ખરી પડી હતી, બીજાંઓએ માત્ર હમણાં હમણાં જ પોતાની આગ લપટતી જીહ્વાઓ ખોલી હતી. જીવંત જ્યોતને ઝળહળતી રાખવા ધરતીને સજીવન કરતી નીચે ભેજવાળી જમીનમાંથી વધારે ને વધારે નવી દૃઢ કળીઓ બહાર ફૂટી આવી રહી હતી.

૧૯૫૭

## વાચકોને

આ પ્રકાશન વિશે આપને જરૂરી લાગે તે ટીકાટીપ્પણો તથા સલાહસૂચનો આપ મોકલશો તો અમે આભારી થઈશું.

અમને આશા છે કે આપની માતૃભાષામાં રૂસી તથા સોવિયેત સાહિત્યનું વાંચન આપને અમારી જનતાની સંસ્કૃતિ અને જીવનરીતિનો વધારે ઊંડો પરિચય મેળવવામાં સહાયભૂત થશે.

'રાદુગા' પ્રકાશન
ઝૂબોવ્સ્કી બૂલવાર, ૧૭
મોસ્કો, સોવિયેત સંઘ